# भरतखंडनो

# इतिहास-सार.

આવૃત્તિ ૧૫મી.

લ. લા. વ્યાસ.

કિમ્મત ૪/૦ આના.

# ભરતખંડનો ઇતિહાસ-સાર,

એ દેશની

# સવિસ્તર ભૂગોળ

સહિત

રચી પ્રસિદ્ધ કરનાર,


**લલિતાશંકર લાલશંકર વ્યાસ,**

માજી હેડ માસ્તર, સર જ. જી. ઈંગ્લિશ સ્કુલ, સુરત.

હાલ સુપરિન્ટેન્ડેન્ટ, "વનિતા-વિશ્રામ," સુરત.


(એંગ્લો-ગુજરાતી પ્હેલા, બીજા, અને ત્રીજા ધોરણ માટે

તથા ગુજરાતી છઠ્ઠા ધોરણની પરીક્ષા માટે).

આવૃત્તિ ૧૯ મી.




સોલ એજન્ટ, મી. કરસનદાસ નારણદાસ, બુકસેલર,

નાણાવટ, સુરત.

૧૯૧૪.




કિમ્મત ૧૦ આના.

## પહેલી આવૃત્તિની સૂચના.

એંગ્લો-ગુજરાતી પ્હેલા, બીજા, અને ત્રીજા ધોરણોમાં જે ઇતિહાસ શિખવવમાં આવે છે તેને વાસ્તે એક સ્હેલી અને સરળ ભાષાવાળી ટૂંકી અને બધી મુખ્ય બાબતોનો સમાવેશ થએલો હોય એવી એક ચોપડીની ખોટ છે એવું મારા જાણવામાં આવ્યું. મારા ઘણા શિક્ષક મિત્રો તરફથી હું વારંવાર સાંભળતો આવ્યો છઉં કે સદરહુ ધોરણોનો ઇતિહાસ છોકરો પોતાની મેળે વાંચી સમજી તેમાં લખેલી બીના યાદ રાખી શકે અને તે તેને રમુજને બદલે બોજો થઇ ન પડે એવો એક ઇતિહાસ રચાવો જોઇએ. આસરે દસ વરસના અનુભવથી ન્હાની ઉમ્મરના છોકરાઓ કેટલો બોજ ઝીલી શકે છે તે અને જૂદા જૂદા પરીક્ષકો પોતપોતાની જૂદી જૂદી રસજ્ઞતાથી દોરવાઇ કેવી કેવી તરેહના પ્રશ્નો પરીક્ષામાં પૂછે છે તે ઘણુંક મારા જાણવામાં આવ્યું, સબબ, આ "**ભરતખંડના ઇતિહાસ-સાર**" ને મેં જન્મ આપ્યો. જેવા પુસ્તકની ખોટ છે તેવું આ છેજ એમ કહેવાની હું હિમ્મત ધરી શકતો નથી. પણ એટલું તો કહી શકું છું કે કુમળી વયના વિદ્યાર્થીઓને આ લઘુ પુસ્તકથી ઇતિહાસનો કંટાળો તથા શિક્ષકોને વારંવાર નોટ લખાવવાની માથાકૂટ, એ બે કેટલેક દરજ્જે દૂર થઇ શકશે.

---

## સત્તરમી આવૃત્તિ વિષે વિશેષ.

આ પુસ્તકની આ સત્તરમી આવૃત્તિ છે. એ નવીન આવૃત્તિ વાંચકવર્ગની આગળ મૂકતાં એમાં વિશેષતા શું છે તે જણાવવાનું અગત્યનું છે. આ આવૃત્તિ લગભગ ફરીથીજ લખી કાઢી છે, ને તેમાં મુખ્ય ત્રણ હેતુઓ—સ્પષ્ટતા, સરળતા, ને હકીકતોનો પરસ્પરનો સમ્બન્ધ—જાળવવાનો વિશેષ પ્રયત્ન કીધો છે, કે જેથી વિષયનું જ્ઞાન સહેલથી અને જલદીથી ગ્રહણ થઇ શકે, સહેલથી સ્મરણમાં રહી શકે, ને વિદ્યાર્થી પોતાની ભાષામાં તે સહેલથી દર્શાવી શકે. એ હેતુઓ કેટલે દરજ્જે પાર પડ્યા છે તે લખનાર કરતાં એ પુસ્તકના અભ્યાસનું પરિણામ વિશેષ સારી રીતે કહી શકશે. માત્ર હકીકતનો સમૂહ જે વિદ્યાર્થીના મગજને કેવળ બોજારૂપ થઇ પડે છે તેમ થવા ન પામે તથા ઇતિહાસના વિષયને તે ઉમંગથી વાંચે માટે

ઐતિહાસિક કેટલાંક રસમય આખ્યાનો તથા ઉપાખ્યાનોની જરૂર ધારી તેવાં આ આવૃતિમાં પ્રસંગોપાત આપ્યાં છે, જેથી આશા છે કે એ અગત્યનો વિષય વાંચતાં વિદ્યાર્થીને રંગ લાગ્યા વગર રહેશે નહિ.

આ આવૃત્તિમાં હિન્દનો પ્રાચીન ઇતિહાસ વિશેષ લંબાણથી દાખલ કરવામાં આવ્યો છે, જેનો અભ્યાસ વિદ્યાર્થીઓને ઘણો ઉપયોગ થઇ પડશે એમાં સંશય નથી.

લ. લા. વ્યાસ.

તા. ૨૦ ડિસેમ્બર, ૧૯૧૦.

---

## આ અરાઢમી આવૃત્તિમાં નવો વધારો.

આ આવૃત્તિમાં ખાસ કરીને ભૂગોળનો કેટલોક નવો ભાગ ઉમેરવામાં આવ્યો છે. કેળવણી ખાતાએ પ્રસિદ્ધ કીધેલાં નવાં ધોરણો જેમાં ખગોળ તથા પ્રાકૃતિક ભૂગોળનું કેટલુંક વિશેષ જ્ઞાન વિદ્યાર્થીઓને આપવાનું જણાવ્યું છે તેને અનુસરીને પહેલાં ત્રણ અંગ્રેજી ધોરણોને માટે તે અગત્યની બિના ધોરણ વાર પાછળ પૂરવણી તરીકે આપી છે, જેથી વિદ્યાર્થીઓને તે માટે મોટાં પુસ્તકો ખોળવાની જરૂર રહેશે નહિ અને શિક્ષકોના પણ કેટલાક સમય અને મહેનતનો બચાવ થશે.

લ. લા. વ્યાસ.

સુરત, તા. ૧૦ સપ્ટેમ્બર, ૧૯૧૨.

---

## ઓગણીસમી આવૃત્તિ.

આ આવૃત્તિમાં પ્રસંગોપાત જુજ ફેરફાર તથા કંઇક અગત્યનો વધારો કીધો છે.

સુરત, તા. ૩૧ મી જાનેવારી, ૧૯૧૪.
વસંત પંચમી, ૧૯૭૦.

લ. લા. વ્યાસ.

---



ઈંગ્લંડના રાજા અને હિન્દના શેહેનશાહ
પંચમ જ્યૉર્જ.

( દુહો ).

દીર્ઘ જીવન તન મન તણું સુખ સંતતિ પ્રભુ આપ;
જેના છત્ર નિચે પ્રજા, પામે શાન્તિ અમાપ.

# भरतखंडनो इतिहास-सार.

## ભાગ ૧ લો.

## પ્રાચીન કાળની હકીકત.

---

### પ્રકરણ ૧ લું.

**મૂળ વતનીઓ.**—ભરતખંડના સૌથી પ્રાચીન રહેવાસીઓ **દ્રાવિડ** લોકો હતા. તામિલ, તેલુગુ, કનેરીઝ વિગેરે લોકો હાલ મદ્રાસ ઇલાકામાં રહે છે તેઓ દ્રાવિડ કહેવાય છે. હિંદના મધ્યભાગમાં રહેનારા **કોંધ** લોકો, રાજપૂતાનાના **ભીલ** લોકો, બંગાળના ડુંગરી મુલકમાં રહેનારા **સંતાલો** પણ મૂળ વતનીઓ હતા. **આર્ય** લોકો જે પાછળથી ઉત્તરમાંથી આવ્યા તેઓ તેઓને **અનાર્ય** કહેતા. એ અનાર્ય લોકોનાં માથાં લાંબાં, નાક ચપટાં ને પહોળાં હતાં, અને તેઓ શરીરે ઠીંગણા તથા શામળા હતા.

**આર્ય લોકો.**—આર્ય લોકો અસલ હિન્દુકુશ પર્વતની ઉત્તરમાં આવેલા પ્રદેશમાં રહેતા હતા. એક પછી એક તેઓનાં ટોળાં આ દેશમાં આવવા લાગ્યાં. પહેલાં તેઓ પંજાબમાં આવ્યા. જેમ જેમ નવાં ટોળાં આવતાં ગયાં તેમ તેમ અગાઉ આવેલા લોકો દક્ષિણ અને પૂર્વ તરફ વધતા ગયા. તેઓ સુધરેલા હોવાને લીધે અનાર્યોને ન્હસાડી અથવા હરાવી રાજ્યો સ્થાપતા ગયા. આર્યોમાં બ્રાહ્મણો પોતાની બુદ્ધિને લીધે, ધર્મ સબંધી જ્ઞાનને લીધે, અને વિવિધ કળાઓમાં પ્રવિણ હોવાને લીધે વિશેષ બળવાન હતા, અને રાજાઓને પણ પોતાના અંકુશમાં રાખતા. એ આર્ય

લોકો જે મુલકમાં આવી વસ્યા તેને **બ્રહ્માવર્ત્ત** અથવા **બ્રહ્મર્ષિદેશ** કહે છે. બ્રહ્માવર્ત્ત દેશ દિલ્હીની વાયવ્યમાં સોએક માઇલને છેટે સરસ્વતિ અને સગર ( દૃષદ્વતી ) નદીઓ વચ્ચે આવેલા મુલકને કહેતા. બ્રહ્મર્ષિદેશ પૂર્વમાં જમના નદી સુધી આવેલા પ્રદેશને કહેતા. એ ભાગમાં તમામ ઉત્તર ભાગનો સમાવેશ થાય છે. પ્રાચીન રાજાઓ અને ઋષિમુનીઓ આ ભાગમાં રહેતા. સંસ્કૃત ભાષા આજ પ્રદેશમાં પૂર્ણ સંસ્કારને પામી, અને આજ ભૂમિ હિન્દની પવિત્ર ભૂમિ હતી. અલ્હાબાદ અને સતલજ વચ્ચેના અને હિમાલય અને વિન્ધ્યાચળ પર્વતની વચ્ચે આવેલા ભાગને **મધ્ય દેશ** કહેતા. એ આખા ભાગનું નામ **આર્યાવર્ત્ત** હતું. વિન્ધ્યાચળ પર્વતની દક્ષિણે આવેલા ભાગ ( જેને હાલ **દક્ષિણ** અથવા **દખ્ખણ** કહે છે ) વિષે કોઇને ખબર નહોતી.

જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ આ દેશની ફળદ્રુપતાથી આકર્ષાઇને ઉત્તરમાંથી બીજા લોકો પણ અહિં આવીને વસતા ગયા. બાક્ત્રિઅન લોકો, પાર્થિઅન ( પલ્લવ ) લોકો, સિથિઅન ( શક ) લોકો, યૂએચી અને હૂણ જાતના લોકોએ આ દેશ ઉપર હૂમલા કીધા અને અહીં રહ્યા. કચ્છના રણથી તે કુર્ગ પ્રાન્ત સુધીના હિન્દના પશ્ચિમ ભાગના લોકોમાં એ જાતના લોકોના વંશજો છે. તેઓ મૂળ વતનીઓ સાથે ભેળાઇ ગયા અને તેઓના રીતિ રિવાજો ગ્રહણ કરતા ગયા.

એ ઉપરાંત હિમાલયની તળેટી આગળના પ્રદેશના **મંગોલ્યન** જાતના લોકો ઇરાવતી અને બ્રહ્મપુત્રાની ખીણોને માર્ગે હિંદમાં આવી વસ્યા. બંગાલમાં મંગોલ્યન અને દ્રાવિડોની, પશ્ચિમ હિંદમાં શક અથવા સિથિઅન અને દ્રાવિડોની, અને ગંગા અને જમના વચ્ચેના પ્રદેશમાં આર્ય અને દ્રાવિડ લોકોની મિશ્ર જાતો છે. શુદ્ધ દ્રાવિડો વિન્ધ્યા પર્વતની દક્ષિણે અને મુંબાઇ ઇલાકાની પૂર્વે આવેલા પ્રદેશમાં છે. સાતમા સૈકા પછી મુસલમાન સરદારો, આરબો, તુર્કો, અફ્ઘાનો, ઇરાનીઓ અને મુગલોને લઇને આવ્યા. ઇસ્વી સન ૧૫૦૦ પછી ફિરંગીઓ, વલંદાઓ, અંગ્રેજો, ફ્રેન્ચો વિગેરે યૂરોપ ખંડમાંથી આવ્યા.

---

# પ્રકરણ ૨ જું.

## આર્ય લોકોનો ધર્મ.

**આર્ય લોકોનો પ્રસાર.**—ઉપર આપણે જણાવી ગયા છીએ કે આર્ય લોકોનું મૂળ સ્થાન હિન્દુકુશ પર્વતની ઉત્તરે આવેલા પ્રદેશમાં હતું. તેઓમાંના કેટલાક પશ્ચિમ તરફ યૂરોપ ખંડમાં જઇ વસ્યા; કેટલાક પૂર્વમાં ઇરાન તરફ ગયા;* કેટલાક અફઘાનિસ્તાનમાં થઇ ખાઇબર ઘાટને માર્ગે સિન્ધુ નદીને કાંઠે આવેલા પ્રદેશમાં આવી વસ્યા.

**આર્ય લોકોનું મૂળ ધર્મપુસ્તક.**—આર્ય ધર્મનું સૌથી પ્રાચીન પુસ્તક વેદ છે. એને **શ્રુતિ** (બ્રહ્માથી સાંભળેલું) પણ કહે છે. તેઓ ચાર છે:—**ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ** અને **અથર્વવેદ.** એ ચારમાં સૌથી પ્રાચીન અને અગત્યનો ઋગ્વેદ છે. અસલ એ ગ્રન્થો ઋષિઓ મુખપાઠથી જાળવી રાખતા. શરૂઆતમાં મનુષ્યનું મન સૃષ્ટિના ભવ્ય અને આશ્ચર્યકારક પદાર્થો તરફ આકર્ષાય છે અને લોકો તેઓને પૂજે છે. તે પ્રમાણે આર્યો **અગ્નિ,** ઇંદ્ર (આકાશનો દેવ), **મરૂત** (પવન), **વરૂણ** (જળનો દેવ), **સૂર્ય** અથવા **મિત્ર** વિગેરેનું પૂજન કરતા. તે સમયે મૂર્ત્તિ કે દેવસ્થાનો નહોતાં. એ ચાર વેદોના મૂળ મંત્ર ભાગને **સંહિતાઓ** કહે છે. સંહિતા ઉપર વિસ્તારથી વિવેચન કીધેલું તથા જેમાં યજ્ઞ યાગાદિક કર્મ તથા યાજકોના ધર્મ વિગેરેનું વર્ણન કીધેલું છે તેને **બ્રાહ્મણ** કહે છે. **ઉપનિષદોમાં** જીવ અને બ્રહ્મનું વર્ણન કીધેલું છે. તેમાં એવું સિદ્ધ કીધેલું છે કે બ્રહ્મ સત્ય છે, જગત મિથ્યા છે, અને જીવ તે બ્રહ્મજ છે. એ ગ્રન્થોને આર્યો ઇશ્વરદત્ત માને છે ને તે સર્વ માન્ય છે.

**બ્રાહ્મણોની શ્રેષ્ઠતા.**—આ સમયમાં વિદ્યાબળથી બ્રાહ્મણો શ્રેષ્ઠ મનાયા. ધર્મ, કળા અને અનેક શાસ્ત્રોના જ્ઞાનથી, તથા યજ્ઞયાગાદિક કર્મમાં બીજાઓથી પ્રવેશ નહિ થઇ શકાય એવી બારીક પદ્ધતિની રચનાથી રાજાઓ ઉપર પણ તેઓએ સત્તા મેળવી. રાજ્યમાં સત્તા અને ધર્મનું

---

* હિન્દમાં આવી વસેલી જરથુસ્તી અથવા પારસી કોમ ઇરાનમાંથી ગયલા આર્યોના વંશજો છે એમ તેઓના ધર્મપુસ્તક "અવસ્તા" અને હિન્દુઓના "ઋગ્વેદ"ની ભાષા તથા પૂજાની રીતના સરખાપણાથી માલમ પડી આવે છે.

જ્ઞાન એ બેનો આધાર વંશની શુદ્ધતા ઉપરજ છે, એ વિચારથી તેઓ બીજાઓથી જૂદા પડ્યા, અને લગ્ન તથા ભોજનનો વ્યવહાર પોતપોતામાંજ રાખવા લાગ્યા. આમ કરવાથી કાળાન્તરે અનેક ન્યાતો ઉત્પન્ન થઇ.

**સ્મૃતિ** અથવા **ધર્મશાસ્ત્ર.**—એ ગ્રન્થોમાં વ્યવહાર, ન્યાય, દેહશુદ્ધિ, પ્રાયશ્ચિત્તવિધિ, લગ્ન, વારસા વિગેરે બાબતો ઉપર લખેલું છે. લગભગ ૫૬ સ્મૃતિઓ છે. પણ તેમાં મનુની, યાજ્ઞવલ્ક્યની, અને પરાશરની મુખ્ય ગણાય છે. **મનુએ** લોકોના ચાર વર્ગ પાડ્યાઃ--

(૧) **બ્રાહ્મણ.** એટલે ધર્મોપદેશ તથા ધર્મક્રિયા કરાવનારા; (૨) **ક્ષત્રી,** એટલે યુદ્ધમાં જનારા; (૩) **વૈશ્ય,** એટલે વ્યાપાર, ખેતી વિગેરે ઉદ્યોગ કરનારા; (૪) **શૂદ્ર,** એટલે દાસપણું કરનારા. પહેલા ત્રણ વર્ગને **દ્વિજ** કહેતા અને તેઓને ઉપવીત સંસ્કાર (જનોઇ દેવું તે) કરવામાં આવતો. હાલ જે અસંખ્ય ન્યાતો છે તે તે સમયમાં નહોતી. બ્રાહ્મણની જીંદગીના ચાર ભાગો પાડેલા હતા, જેને **આશ્રમો** કહે છેઃ—(૧) **બ્રહ્મચર્યાશ્રમ,** એટલે ઉપવીત સંસ્કાર થયા પછી ચોવીસ વર્ષની ઉમ્મર થતા સુધીમાં ગુરૂને ઘેર રહી વિદ્યાભ્યાસ કરવાનો સમય; (૨) **ગૃહસ્થાશ્રમ**-ભણી રહ્યા પછી લગ્ન કરી સંસાર માંડવાનો અને આજીવિકા પેદા કરવાનો સમય; (૩) **વાનપ્રસ્થાશ્રમ**—વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થયે સંસાર ત્યાગ કરી સ્ત્રી સાથે કે એકલા વનમાં જઇ એકાન્તમાં તત્વવિચાર કરવાનો સમય; (૪) **સન્યાસાશ્રમ**—એ આશ્રમમાં સર્વ ત્યાગ કરી ઇશ્વરમાંજ ચિત્ત રાખવું અને ભિક્ષા માગી શરીરનું પોષણ વિગેરે કરવું.

**તત્વજ્ઞાનના છ ગ્રન્થો.**—ઉપનિષદોમાં દર્શાવેલા ધર્મવિચારો ઉપર અનેક તર્કો કરી વિદ્વાન ઋષિઓએ પોતપાતાના સૂક્ષ્મ વિચાર ગ્રન્થરૂપે પ્રગટ કીધા. (૧) કપિલ મુનિએ **સાંખ્યશાસ્ત્ર** રચ્યું; (૨) પતંજલીએ **યોગશાસ્ત્ર** રચ્યું; (૩) ગૌતમે **ન્યાયશાસ્ત્ર;** કણાદે **વૈશેષિક;** જૈમિનિએ **પૂર્વ મીમાંસા;** અને વ્યાસે **ઉત્તર મીમાંસા** રચી.

**પુરાણો.**—એ ૧૮ છે. તેઓ બધાં વ્યાસનાં રચેલાં છે. ધર્મતત્વોને ઇતિહાસ સાથે ભેળી સામાન્ય લોકોને ધર્મબોધ આપવો એવો એ ગ્રન્થોનો ઉદ્દેશ છે. એ ઉપરાંત બીજાં કેટલાંક **ઉપપુરાણો** પણ છે.

# પ્રકરણ ૩ જું.

## સૂર્યવંશી રાજ્ય.

**હરિશ્ચન્દ્ર.**— આર્યોનાં પુરાણોમાં લખેલું છે કે અયોધ્યામાં **ઈક્ષ્વાકુ** રાજાએ સૂર્યવંશી ગાદી સ્થાપી. એની બ્હેન **ઈલાને પુરૂરવા** પુત્ર થયો. તેણે પ્રયાગમાં ચંદ્રવંશી ગાદી સ્થાપી. સૂર્યવંશમાં ૩૦ મો રાજા હરિશ્ચન્દ્ર હતો. એ સત્યવાદી તથા દાનશીલ હતો. એની રાણીનું નામ **તારામતિ** હતું અને પુત્રનું નામ **રોહિતાશ્વ** હતું. એ રાજાના ગુરૂનું નામ **વસિષ્ઠ** હતું. એક વખત ઇન્દ્રના દરબારમાં વસિષ્ઠ મુનીએ પોતાના એ શિષ્યના સદ્‌ગુણોની ઘણી પ્રશંસા કીધી. એ **વિશ્વામિત્ર**થી ખમાયું નહિ. બન્ને ઋષિઓ વચ્ચે ખૂબ ઝામી. વિશ્વામિત્રે હરિશ્ચન્દ્રનું સત્ય છોડાવવા પ્રતિજ્ઞા લીધી. ને કહ્યું કે જો હું તેમ કરતાં ચૂકું તો મારે મારા તપનું અડધું ફળ આપવું. ત્યાર બાદ વિશ્વામિત્રે હરિશ્ચન્દ્ર પાસે આવી કહ્યું કે મારે એક મોટો યજ્ઞ કરવો છે તેમાં પુષ્કળ સુવર્ણ (સોનું) ની જરૂર છે. તે આપવા હરિશ્ચન્દ્રે વચન આપ્યું. પછી તેણે રાજ્યગાદી માગી લીધી. તે પણ રાજાએ ખુશીથી આપી. રાજ્યગાદી લીધા પછી વિશ્વામિત્રે કહ્યું, “હવે મારે પેલું સુવર્ણ જોઇએ.” હરિશ્ચન્દ્રે કહ્યું, “ભંડારમાંથી જોઇએ તેટલું લો.” વિશ્વામિત્રે કહ્યું, “તેનો તો હું રાજ્યગાદી મળી ત્યારનો માલીક થઇ ચુક્યો છું તેથી તે ઉપર તારી કશી સત્તા રહી નથી. હરકોઇ બીજે માર્ગે તારે આપવું પડશે.” ઋષિનું આવું બોલવું સાંભળી રાજાને ઘણો ખેદ થયો. આખર હરિશ્ચન્દ્રે કહ્યું કે, “મહારાજ, મને થોડો સમય આપો, હું ગમે તેમ કરી આપને આપેલા વચન પ્રમાણે આપને સુવર્ણ આપીશ.” પછી હરિશ્ચન્દ્ર પોતાની સ્ત્રી તથા પુત્ર તથા પ્રધાન સત્યકીર્ત્તિને લઇ કાશી ક્ષેત્રમાં આવી પહોંચ્યો. ત્યાં એણે પોતાની સ્ત્રી તથા પુત્રને એક બ્રાહ્મણને ત્યાં વેચ્યાં. પોતે એક ચાણ્ડાળને ત્યાં વેચાયો અને વિશ્વામિત્રનું દેવું પતાવ્યું. આ પ્રમાણે હરિશ્ચન્દ્રને પોતાના સત્યમાં અડગ જોઇને વિશ્વામિત્રે એના ઉપર ઘણાં ઘણાં દુઃખો પાડ્યાં. વનમાંથી ફૂલો લાવતાં **રોહિતાશ્વ**ને સર્પ કરડયો ને તે મરણ પામ્યો. ભાગ્યહીન **તારામતિ**નાં દુઃખનો આથી પાર રહ્યો નહિ. તે અંધારામાં ઢુંઢતી

ઢુંઢતી વનમાં ગઇ ને પોતાના વહાલા પુત્રનું શબ શોધી કાઢયું ને મહા મુશીબતે તેને સ્મશાનમાં લઇ ગઇ. ત્યાં તેને અગ્નિદાહ કરતી હતી તેવામાં પોતાનો પતિ જે ચાણ્ડાળને ત્યાં વેચાયો હતો તેણે પોતાના શેઠનો કર માગ્યો. **તારામતિ** પાસે કંઇ હતું નહિ તેથી તે કરના પૈસા લેવા ગઇ. એવામાં કાશી રાજાનો છોકરો મારી નાખ્યાનું એના ઉપર તહોમત મુકી સિપાઇઓ તેણીને દરબારમાં લઇ ગયા. તેણીનો વધ કરવાનો હુકમ થયો. આ ક્રૂર કામ કરવાનું હરિશ્ચન્દ્રને હાથ આવ્યું. તેણીનો ચોટલો ઝાલી જેવો હરિશ્ચન્દ્ર તેણીનો વધ કરતો હતો તેવામાં **સત્ય**ના પ્રતાપે મહાદેવ પ્રગટ થયા ને ઉગામેલી તલવાર તેઓએ ઝાલી લીધી. આ પ્રમાણે તેણીનો બચાવ થયો. છોકરો પાછો સજીવન થયો ને વિશ્વામિત્રે તેને રાજપાટ પાછું આપી દીધું. આ પૌરાણિક કથામાં કદાચ અતિશયોક્તિ હોય, છતાં "**सत्यमेव जयते**" (આખર સત્યનો જય છે) એ મહા વાક્યનું બોધદાયક ઉત્તમ દૃષ્ટાંત આપણને એ ઉપરથી મળી આવે છે.

**રામાયણ.**—એ કાવ્યના કર્ત્તા **વાલ્મિક** ઋષિ હતા. એમાં અયોધ્યાના રાજા **રામચંદ્ર**નું જન્મચરિત્ર છે. પ્રતાપી સૂર્યવંશમાં ૫૭ મો રાજા **દશરથ** થયો. તેને **કૌશલ્યા, સુમિત્રા** ને **કૈકેયી** એ ત્રણ રાણીઓ હતી; પણ એમાંથી કોઇને સંતાન નહોતું. રાજાએ એક અશ્વમેધ કીધો તેથી કૌશલ્યાએ રામને, સુમિત્રાએ લક્ષ્મણ તથા શત્રુઘ્નને અને કૈકેયીએ ભરતને જન્મ આપ્યા. તેઓ મોટા થયા એટલે તેઓને વસિષ્ઠ ગુરૂને ત્યાં વિદ્યાભ્યાસ માટે મૂક્યા. તેઓ વેદ શાસ્ત્રમાં તથા ક્ષાત્રકળામાં સારી રીતે નિપુણ થયા. તેમાં **રામ** સૌથી શ્રેષ્ઠ નીકળ્યા.

હવે મિથિલા ( તિર્હૂત, નેપાળની દક્ષિણે ) નગરીનો રાજા **જનક** પોતાની પુત્રી **સીતા**ને માટે સ્વયંવરની તૈયારી કરતો હતો. ત્યાં વિશ્વામિત્ર સાથે રામ લક્ષ્મણ ગયા. મંડપમાં શિવનું એક ધનુષ મૂકેલું હતું. ઠરાવ એવો હતો કે જે કોઇ એ ધનુષ તોડે તેને સીતા વરમાળ પહેરાવે. કેટલાક રાજાઓએ ધનુષ ઉપાડવા પ્રયત્ન કીધો, પણ કોઇથી ઉપડયું નહિ લંકાના રાક્ષસ રાજા **રાવણે** ઉપાડયું તો ખરૂં, પણ તે તેની છાતી ઉપર પડયું, જેથી તેની ઘણી હાંસી થઇ. આખર **રામે** તે ઉપાડી સહજમાં તેના બે ટુકડા કરી નાખ્યા. સીતાએ રામને વરમાળ પહેરાવી.

હવે દશરથે પોતાની વૃદ્ધાવસ્થા થઇ જાણી **રામને** યુવરાજપદ આપવાનો નિશ્ચય કરી તેને માટે દિવસ નક્કી કીધો. એ ધામધૂમની જાણ દાસી **મન્થરાએ** કૈકેયી રાણીને કીધી, ને એણે પણ પોતાની પ્રસન્નતા દેખાડી. રાણીને ખુશી થતી જોઇ મન્થરાને ક્રોધ ચઢયો. તેણીએ એને સારીપેઠે ભંભેરી. આથી રોષમાં આવી રાજ્યાભિષેકને આગલે દિવસે કૈકેયીએ પોતાના સ્વામી દશરથને કહ્યું કે દેવદૈત્યના યુદ્ધપ્રસંગે જ્યારે તમારા રથનો આંક નીકળી પડ્યો હતો ત્યારે મેં મારો હાથ પૈડામાં ઘાલી રાખ્યો હતો તે સમયે મને બે વરદાન માગવાનું વચન આપ્યું હતું અને તે હું આજ તમારી પાસે માગી લઉં છું; તે એ કે રામને ચોદ વર્ષ વનવાસ મોકલો ને મારા ભરતને રાજ્ય આપો. એવું કઠોર વાક્ય સાંભળતાં રાજાને તુરત મૂર્છા આવી. રાણીને ઘણી સમજાવી પણ તે એકની બે થઇ નહિ. રામચંદ્રને આ વાતની ખબર પડી એટલે તેણે પોતાના પિતાને કહ્યું કે તમો **ભરતને** રાજ્ય આપો ને તમારૂં વચન પાળો; હું ખુશીથી વનવાસ જઇશ. ઘણા ખેદથી દશરથે આ વાત કબૂલ કીધી. સદ્‌ગુણી ભરતે રાજ્ય લેવા ના પાડી ને પોતાની માને ઘણો ઠપકો આપ્યો. આખરે રામની વતી રાજ્ય ચલાવવા ભરતે કબૂલ કીધું. રામે સીતાને આજ્ઞા કીધી કે તમારે કૌશલ્યા તથા બીજી માતાઓની માનપૂર્વક સેવા કરવી. હું તો પિતાજીનું વચન પાળવા વનવાસ કરીશ. સીતાએ કહ્યું, રામ, તમો આ શું બોલ્યા? સ્ત્રી તો પોતાના પતિના સુખદુઃખની ભાગિયણ છે. સ્ત્રીએ પતિના ચરણના ઓળામાં રહેવું જોઇએ; આર્ય ધર્મની આજ્ઞાથી ઉલટું વચન કહી આપ મને આપથી છૂટી રાખવા માગો છો એ યોગ્ય નથી. હું તો આપની સાથેજ આવીશ ને આપની સેવા કરવામાંજ આનંદ માનીશ. આખરે રામ, સીતા ને લક્ષ્મણ દશરથની આજ્ઞા લઇ વનમાં જવા નીકળ્યા. પુત્રવિરહના દુઃખથી દુઃખિત થઇ દશરથે પોતાનો દેહ છોડયો. તે ત્રણે ગંગા અને જમના વચ્ચેના પ્રદેશમાં થઇ દણ્ડકારણ્ય (હાલ જે મુલક "મધ્ય પ્રાન્તો" ને નામે ઓળખાય છે તે સ્થળે તે સમયે આ અરણ્ય હતું) માં આવ્યાં અને ગોદાવરી નદીને કાંઠે એક આશ્રમમાં રહ્યાં. સીતાના સૌંદર્યથી મોહિત થયલા તથા સ્વયંવરમાં નાસિપાસ થયલા રાવણે યુક્તિથી સીતાને રામ લક્ષ્મણથી છૂટી પાડી બ્રાહ્મણને વેષે આ સ્થળેથી તેણીનું હરણ કીધું.

સીતાને પાછી મેળવવા રામલક્ષ્મણે દક્ષિણ તરફ મુસાફરી શરૂ કીધી. તેઓ કિષ્કિન્ધા નગરીમાં આવી પહોંચ્યા. અહિં **વાલી** નામે રાજા રાજ્ય કરતો હતો. તેના ભાઇનું નામ સુગ્રીવ હતું. બન્ને વચ્ચે અણબનાવ હતો. રાજ્ય મેળવી આપવાની શરતે સુગ્રીવે રામને મદદ આપવા કબૂલ કીધું. સુગ્રીવે પોતાના સરદાર હનુમાનને સીતાની શોધ લાવવા મોકલ્યો. તેણે આવી ખબર કીધી કે સીતાને રાવણે હરી લંકામાં રાખી છે. આ ઉપરથી રામ મોટું વાનરસૈન્ય લઇ છેક દક્ષિણે સમુદ્રતીરે આવ્યા. અહિં મુકામ કરી હનુમાન રાવણને સમજાવવા લંકા ગયો. રાવણની સ્ત્રી **મંદોદરી**એ પણ સીતાને પાછી આપી દેવા પોતાના પતિને ઘણા કાલાવાલા કીધા, પણ તેણે લેશમાત્ર પણ તેનું માન્યું નહિ. આ સમાચાર જાણી રામે લંકામાં પ્રવેશ કરવાનો ઠરાવ કીધો. એક સેતુ (પુલ) બાંધ્યો. એ પ્રસંગે રામે એક શિવલિગ સ્થાપ્યું, જે આજ પણ સેતુબંધ **રામેશ્વર**ને નામે પ્રસિદ્ધ છે.

લંકામાં પ્રવેશ કરી રામે રાવણને હરાવ્યો. હનુમાને લંકા સળગાવી મૂકી. એ યુદ્ધમાં **રાવણ**, તેનો પુત્ર **ઇન્દ્રજીત** તથા તેનો ભાઇ **કુંભકર્ણ** મરાયા. રામે સીતાને પાછી મેળવી. વનવાસનાં ચૌદ વર્ષ પૂરાં થયે રામ પાછા અયોધ્યામાં ગયા ને ત્યાં તેનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો. એક દિવસ રામ નગરચર્ચા જોવા નીકળ્યા; તેવામાં સીતાના પતિવ્રતપણાને દૂષણ લગાડનારી લોકવાયકા તેણે સાંભળી. તે ઉપરથી સીતાને અચબુચ રામે લક્ષ્મણ સાથે વનમાં મોકલી દીધી. તે વખતે તે સગર્ભા હતી. કેટલેક દિવસે બિચારી સીતા રઝળતી રખડતી **વાલ્મિક** ઋષિને આશ્રમે આવી પહોંચી. અહિં તેણીને **લવ** અને **કુશ** નામે બે પુત્ર અવતર્યા. ઋષિએ તેઓને શસ્ત્રવિદ્યા શિખવી ઘણા પરાક્રમી બનાવ્યા, અને પોતાનું રચેલું **રામાયણ** પણ તેઓને પાઠે કરાવ્યું.

રામે રાવણનો વધ કીધો ખરો, પણ તે બ્રાહ્મણ હતો ને તેને મેં માર્યો તેથી મારે હાથે બ્રહ્મહત્યા થઇ એવા વિચારથી તે ઉદાસ રહેતા. એમાંથી મુક્ત થવા વસિષ્ઠ ગુરૂના કહેવાથી રામે **અશ્વમેધ** કરવાનો ઠરાવ કીધો. જે રાજા અશ્વમેધ કરે તે એક ઘોડાને છૂટો મૂકે છે, ને તેના રક્ષણ માટે સૈન્ય મોકલે છે. જે કોઇ તેને બાંધે તેની સાથે યુદ્ધ કરવામાં આવે

છે. આ પ્રમાણે બધેથી જય મેળવી ઘોડો પાછો લાવવામાં આવે તો તે રાજા ચક્રવર્ત્તિ કહેવાય. રામે છૂટો મૂકેલો ઘોડો વાલ્મિક મુનિને આશ્રમે આવી પહોંચ્યો. સીતાના પુત્રોએ તેને બાંધ્યો અને યુદ્ધમાં શત્રુઘ્ન, લક્ષ્મણ તથા હનુમાનને હરાવ્યા. આવા પરાક્રમી પુરૂષો કોણ છે તેની ખબર કાઢવા રામ જાતે ગયા. આ છોકરાઓને જોઇ રામના અંતઃકરણમાં પ્રેમનું ઝરણ વહ્યું અને તેઓને પૂછ્યું, "તમો કોણ છો?" તેઓએ ઉત્તર આપ્યો કે "હમે સીતાના પુત્ર છીએ અને અમારા પિતાનું નામ અમે જાણતા નથી." આખરે વાલ્મિકના કહેવાથી રામ, સીતા અને લવ કુશ અયોધ્યામાં ગયાં, અને આનંદથી અશ્વમેધ કીધો. આ મુજબનો રામાયણનો સાર છે. રૈયતને પૂર્ણ સુખશાન્તિ મળવાથી રાજ્ય તે રામનુંજ—"**રામરાજ્ય**"; બાણ તે રામનુંજ— "**રામબાણ**"; **એક પત્નિ** અને **એકવચન** તે રામનાંજ—એ સ્મરણો સેંકડો વર્ષ થયાં છતાં લોકોના મન ઉપર જેવાં ને તેવાંજ સતેજ રહ્યાં છે. એવા પુરૂષો ઇશ્વરના અવતાર તરીકે પૂજાય એમાં શું આશ્ચર્ય! અત્યંત દુઃખ વેઠયા છતાં પતિ ઉપરનો પ્રેમ સીતાએ જેવો ને તેવોજ રાખ્યો—એવો નિર્મળ પ્રેમ તે **સીતા**નોજ; પોતાની સ્ત્રીના પ્રેમથી ભાઇના પ્રેમને અધિક ગણી ભાઇનું દાસત્વ કીધું અને વનવાસમાં નિદ્રામાં સીતાનો સ્પર્શ થયો માટે બાર વર્ષ નિરાહાર રહ્યો એ સદ્દગુણો તે **લક્ષ્મણ**નાજ. રાજ્યનો લોભ ન રાખતાં યોગીપણે રહી રામના વનવાસની મુદ્દત સુધી કંદમૂળ ખાઇને તેની પાદુકાની સેવા કર્યા કીધી એમાં જે બન્ધુભક્તિ અને ઉચ્ચ પ્રકારની કુલીનતા સમાયલી છે તે **ભરત**નીજ.

**રામાયણનું મહત્વ.**—એ પુસ્તકનાં ભાષાન્તરો કેવળ ભરતખંડની અનેક ભાષાઓમાં થયાં છે એટલુંજ નહિ, પણ ઇંગ્લિશ, ફ્રેન્ચ, જર્મનાદિ ભાષાઓમાં પણ થયાં છે. વક્તા અને શ્રોતાને રસમાં નિમગ્ન કરી રોમાંચિત કરવા એ ગ્રન્થ પૂર્ણ રીતે સમર્થ છે. એમાં રહેલો રસ ખેંચી તાણીને આણેલો નથી, પણ કેવળ સ્વાભાવિક છે. એ ગ્રન્થ ઇશ્વર તરફ ભક્તિભાવ ઉત્પન્ન કરવા તથા તે તરફ માણસનું મન વાળવા સરળ માર્ગ દર્શાવે છે; સ્ત્રીઓને પતિવ્રતાધર્મનું દૃઢ શિક્ષણ આપે છે; પુત્રોને માતાપિતાનાં વચન પાળવાની પાકી કેલવણી આપે છે; ભાઇઓમાં

માંહોમાંહે સ્નેહ રાખવાનો તથા મોટા ભાઇને પિતાતુલ્ય ગણવાનો આર્ય સંપ્રદાય શિખવે છે; અભિમાનીઓની માનહાનિ કેવી થાય છે તેનું પ્રત્યક્ષ દર્શન કરાવે છે; રાજાઓને પ્રજા રક્ષણની પદ્ધતિ ભણાવે છે; વિપત્તિના સમયમાં ધૈર્ય ન ખોતાં ઉપાય યોજવાનું સુઝાડે છે; કવિ અને નાટકકારોને સાહિત્ય પુરૂં પાડવાનો અખૂટ ખજાનો પૂરો પાડે છે. એ વિગેરે કારણોને લીધે **રામાયણ** અતિ ઉત્તમ ગ્રન્થ ગણાય છે.

**મહાભારત.**— ઇ. સ. પૂર્વે સુમારે દોઢ હજાર વર્ષ ઉપર ઉત્તર હિન્દમાં નાનાં નાનાં ઘણાં રાજ્યો હતાં. તેમાં પાંચ મુખ્ય હતાં:— (૧) **કુરૂ**— એ ગંગા નદીના ઉત્તર ભાગ તરફ હતુ ને એનું રાજધાનીનું શહેર **હસ્તિનાપુર** હતું; એમાં **ચંદ્રવંશી** રાજાઓ થઇ ગયા. (૨) **પાંચાલ**—એ કુરૂ રાજ્યની દક્ષિણમાં હતું ને **કાંમ્પિલ્ય** એની રાજધાનીનું શહેર હતું. (૩) **કોશલ**—ઉપલાં બે રાજ્યોની પૂર્વે એ રાજ્ય હતું ને એનું મુખ્ય શહેર **અયોધ્યા** હતું; એમાં **સૂર્યવંશી** રાજાઓ રાજ્ય કરતા હતા. (૪) **વિદેહ**— એ રાજ્ય કોશલ રાજ્યની પૂર્વમાં હતું ને એની રાજધાનીનું શહેર **મિથિલા** હતું. (૫) **કાશી**— એ રાજ્યનું મુખ્ય સ્થળ કાશી અથવા બનારસ હતું, જે હાલ સુધી હિન્દુઓનું પવિત્ર ધામ ગણાય છે. **મહાભારત**માં ઘણાં પ્રાચીન કાળમાં થઇ ગયલા રાજાઓનાં વૃત્તાંતો છે; તેમાં ખાસ કરીને **હસ્તિનાપુર**ની ગાદી માટે **પાંડુ** અને **કુરૂ**—એ બે ચન્દ્રવંશી રાજ્યકુટુંબો વચ્ચેનો ઝઘડો ઘણો જાણવાલાયક છે. તેઓની વંશાવળીનું વર્ણન નીચે મુજબ કરવામાં આવેલું છે.

બ્રહ્માના અગિયારમા વંશજ બે હતા,–**યદુ** અને **પુરૂ.** **કૃષ્ણ** યદુવંશી કહેવાય છે. પુરૂથી અરાઢમો **દુષ્યન્ત** રાજા થઇ ગયો. એ વિશ્વામિત્રથી **મેનકા** અપ્સરાને પેટે જન્મ પામેલી **શકુન્તલા** સાથે પરણ્યો. તેઓના પુત્રનું નામ **ભરત** હતું, જેના ઉપરથી આ દેશનું નામ **ભરતખંડ** પડયું. ભરતના પંદરમા વંશજ **ભીષ્મ** અને **વિચિત્રવીર્ય** હતા. ભીષ્મે અખંડ બ્રહ્મચર્યજ પાળ્યું. વિચિત્રવીર્યને બે રાણીઓ હતી.—**અમ્બિકા** અને **અમ્બાલિકા.** એ નિર્વંશ મરણ પામવાથી **સત્યવતી** (મત્સ્યગન્ધા)ની કન્યાવસ્થામાં જન્મેલા કાનીન પુત્ર **વ્યાસે** કુરૂવંશ રાખવા માટે તેની બે

સ્ત્રીઓ અને એક દાસીમાં ત્રણ પુત્રો ઉત્પન્ન કીધા. મોટી રાણીનો **ધૃતરાષ્ટ્ર**, અને નાનીનો **પાંડુ**, અને **વિદુર** દાસીપુત્ર હતો. ધૃતરાષ્ટ્ર જન્મથી અન્ધ હતા. તે હિન્દના છેક ઉત્તર ભાગમાં આવેલા **ગાન્ધાર** દેશના રાજાની પુત્રી **ગાન્ધારી** સાથે પરણ્યા હતા. તેનાથી તેને સો પુત્રો થયા હતા. તેઓનું નામ **કૌરવો** હતું. તેઓમાં **દુર્યોધન** અને **દુઃશાસન** મુખ્ય હતા. ધૃતરાષ્ટ્રને **દુઃશલા** નામની કન્યા થઇ હતી. તે સિન્ધુદેશના **જયદ્રથ** સાથે પરણી હતી. પાંડુને બે રાણીઓ હતી—**કુન્તિ** અને **માદ્રી.** એ કુન્તિ શ્રીકૃષ્ણના પિતા વસુદેવની બેહેન થતી હતી. કુન્તિથી ત્રણ પુત્રો ઉત્પન્ન થયા—**યુધિષ્ઠિર, ભીમ,** અને **અર્જુન**; માદ્રીથી બે—**નકુળ** તથા **સહદેવ,** એ પાંચોનું નામ **પાંડવો** હતું. **ધૃતરાષ્ટ્ર** જન્માન્ધ હોવાથી ગાદી ઉપર બેસવા અયોગ્ય ઠર્યા હતા. તેથી પાંડુને રાજ્યાભિષેક કરવામાં આવ્યો. તે મરણ પામાવાથી **ધૃતરાષ્ટ્ર** ગાદી ઉપર આવ્યા.

**વૈરનો આરંભ.**—ધૃતરાષ્ટ્રની પાંડવો ઉપર ઘણી પ્રીતિ હતી. પણ પાંડવોમાં બુદ્ધિચાતુર્ય તથા પરાક્રમ જોઇ કૌરવો તેની બહુ ઇર્ષા કરતા હતા. કૌરવોએ પોતાના પિતાને આમતેમ સમજાવી પાંડવોને **વારણાવત** (અલ્લાબાદ) મોકલી દેવાની તજવીજ કીધી, અને ત્યાં **લક્ષાગૃહ** ( લાખ અને બીજા જ્વાળાગ્રાહી પદાર્થો વાપરી બાંધેલું ઘર ) માં તેઓને બાળી મૂકવાનો પ્રપંચ રચ્યો. વિદુરની ચેતવણીથી તેઓ ત્યાંથી ન્હાસી છૂટયા. બ્રાહ્મણને વેષે ફરતા ફરતા તેઓ **પાંચાલ** નગરમાં આવી પહોંચ્યા. ત્યાંના રાજાને ત્યાં તેની પુત્રી **દ્રૌપદી** જે યજ્ઞકુણ્ડમાંથી ઉત્પન્ન થઇ હતી તેના સ્વયંવરનો અદ્ભુત સમારંભ થઇ રહ્યો હતો. પાંડવો ત્યાં ગયા. ત્યાં અનેક રાજાઓને બેઠેલા તેઓએ જોયા. **દ્રુપદ** રાજાના પુત્ર **ધૃષ્ટદ્યુમ્ને** જાહેર કીધું કે, "આ દંડની ઉપર સુવર્ણમચ્છ છે, ને વચ્ચે ચક્ર ઉલટાં સુલટાં ફર્યાં કરે છે; આ અત્રે મુકેલું ધનુષ ચઢાવી બાણ યોજી મચ્છની આંખ જે વીંધશે તે મારી બ્હેન દ્રૌપદીને વરશે. બાણ એકથી બીજી વાર મારવું નહિ, જેની શક્તિ હોય તે ઉઠે." પછી દુર્યોધન વિગેરે કેટલાક ઉઠયા, પણ ધનુષ વાળીજ ન શક્યા ને કેટલાક અપમાન થવાને ભયે ઉઠયાજ નહિ. પછી કર્ણ ઉઠયો, એણે ધનુષ વાળ્યું ને બાણ યોજે છે એટલામાં

દ્રૌપદી બોલી ઉઠી કે "એ સૂતપુત્રને હું નહિ પરણું." આથી લજ્જિત થઇ તે મંડપ બહાર જઇ બેઠો. જ્યારે કોઇ પણ ક્ષત્રિ એ કાર્ય કરી શક્યો નહિ ત્યારે રાજા દ્રુપદે બ્રાહ્મણોને વિનંતી કીધી કે તમારામાંથી જે કોઇ એ કાર્ય કરશે તો મારે માન્ય છે. આ સાંભળી પાંડવો જે બ્રાહ્મણને વેષે આવ્યા હતા અને બ્રાહ્મણના મંડળમાં બેઠા હતા તેમાંથી **અર્જુન** ઉઠયો. તેણે મચ્છ વીંધ્યો અને દ્રૌપદીએ તેને વરમાળ પહેરાવી. એ અર્જુન છે એમ દુર્યોધન વિગેરેને જાણ થઇ ત્યારે તેઓ ઘણાજ ખીજવાયા અને તેનું વૈર લેવા અનેક પ્રપંચો રચવા લાગ્યા.

પાંડવો ઇન્દ્રપ્રસ્થમાં આવી પહોંચતાં ભૂલથી આપેલી માતાની આશીષથી દ્રૌપદી પાંચે પાંડવોની સ્ત્રી થઇ. **નારદ** મુનીના ખુલાસાથી પાંડવો દ્રૌપદી સાથે વર્ષમાં બે માસ ને બાર દિવસ અનુક્રમે રહેતા હતા. તેઓએ પરસ્પર પ્રતિજ્ઞા લીધી હતી કે જેને મંદીરે દ્રૌપદી હોય તેની આજ્ઞા વગર તેના મંદીરમાં કોઇએ પ્રવેશ કરવો નહિ, ને કરે તો બાર વર્ષ તીર્થયાત્રા કરી આવે. પ્રસંગ એવો આવ્યો કે એક બ્રાહ્મણની ગાય છોડાવતાં અર્જુનને શસ્ત્રની જરૂર પડી. ઉતાવળમાં જે મંદીરમાં યુધિષ્ઠીર અને દ્રૌપદી હતાં તે મંદીરમાંથી અર્જુને શસ્ત્ર લીધાં. એ પોતાનો અપરાધ થયો તેથી અર્જુન બાર વર્ષ તીર્થાટન માટે નીકળ્યો. એ દરમ્યાન **હરદ્વાર**માં તે વાસુકીની કન્યા **ઉલૂપી** સાથે પરણ્યો. થોડો સમય ત્યાં રહી તે **મણીપુર** ગયો. ત્યાં તે રાજપુત્રી **ચિત્રાંગદા** સાથે પરણ્યો. એ ચિત્રાંગદાને પુત્ર થયો તે બભ્રુવાહનને નામે પ્રસિદ્ધ છે. પછી અર્જુન **દ્વારિકા**માં આવ્યો. ત્યાંથી તેણે એક યોગીને વેષે કૃષ્ણની સાંસણીથી તેની બેહેન **સુભદ્રા**નું હરણ કીધું. એ સુભદ્રાને **અભિમન્યુ** નામે પુત્ર થયો જે **વિરાટ** રાજાની પુત્રી **ઉત્તરા** સાથે પરણ્યો.

હવે પાંડવોની કીર્ત્તિ તથા સમૃદ્ધિ વધતી જતી જોઇ દુર્યોધન મનમાં બળીને ખાખ થઇ જતો હતો. એણે પ્રપંચ રચી પાંડવોને હસ્તિનાપુર બોલાવ્યા ને યુધિષ્ઠીરને દ્યુત (જુગાર) રમાડવાની તજવીજ કીધી. દ્યુત રમવું એ હાનીકારક છે એમ યુધિષ્ઠીર સમજતા હતા, છતાં પિતાસમાન કાકાની આજ્ઞાનું ઉલ્લંઘન ન થાય, ને યુદ્ધ તથા દ્યુત રમવાની સામી માગણી થયે ક્ષત્રીધર્મે પ્રમાણે ના ન કહેવાય માટે લાચારીથી તેણે કબૂલ

કીધું; પણ દુર્યોધનના મામા **શકુની**ના કપટથી યુધિષ્ઠીર સર્વસ્વ હારી ગયા. આખર દ્રૌપદીને હોડમાં મૂકી, તેમાં પણ પોતાની હાર થઇ. આ સમયે દુર્યોધન તથા દુઃશાસને ભર સભામાં દ્રૌપદીને બોલાવી મંગાવી, તેનો ચોટલો સાહી, તેને ઘણાં કઠોર વચન કહી, તેનું વસ્ત્ર કાઢી નગ્ન કરવા તજવીજ કીધી. પણ કૃષ્ણે દ્રૌપદીની લજ્જા રાખી. શરત પ્રમાણે દ્રૌપદી સહ પાંડવો બાર વર્ષ વનવાસ ગયા. તેરમું વર્ષ તેઓએ ગુપ્ત રહેવાનું હતું. તે તેઓએ **વિરાટ** રાજાને ત્યાં છુપે વેષે ગાળ્યું. અહિં વિરાટના સેનાપતિ **કીચકે** દ્રૌપદી તરફ કુદૃષ્ટિ કરવાથી ભીમે તેને માર્યો. વનવાસનો સમય વીત્યા બાદ પાંડવોએ કૃષ્ણ મારફત પોતાનું રાજ્ય પાછું માગ્યું. દુર્યોધને કહ્યું કે એક સોયની અણીથી ઢકાય એટલી પૃથ્વી પણ પાંડવોને મળશે નહિ. આ ઉપરથી પાંડવ કૌરવો **કુરૂક્ષેત્ર** (પાણીપત) માં યુદ્ધે ચઢયા.

રણક્ષેત્રમાં જ્યારે બન્ને તરફનાં સૈન્યો સામસામાં આવી ઉભાં ત્યારે **અર્જુન**ના મનમાં એવી લાગણી થઇ આવી કે આ યુદ્ધમાં વડીલો, ગુરૂઓ, ભાઇઓ વિગેરેના સંહારથી પૃથ્વી ઉપર રૂધિરની રેલ ચાલશે; તેથી ખિન્ન થઇ પોતે શસ્ત્ર મુકી દીધાં. એવે સમયે ક્ષત્રિનું કર્તવ્ય શું છે એનો બોધ શ્રીકૃષ્ણે અર્જુનને કીધો. બન્ને વચ્ચે જે સંવાદ થયો તે **ભગવદ્‌ગીતા**ના નામથી પ્રસિદ્ધ છે. આખરે અર્જુને શસ્ત્ર લીધાં. અરાઢ દિવસ સુધી દારૂણ યુદ્ધ ચાલ્યું; તેમાં બન્ને પક્ષનું મળી અરાઢ અક્ષોહિણિ સૈન્ય ભેગું થયું હતું.* તેમાં સાત અક્ષોહિણિ પાંડવોનું અને અગિયાર કૌરવોનું હતું; એ મહા યુદ્ધમાં પાંડવો જીત્યા અને કૌરવો મરાયા. હસ્તિનાપુરની ગાદી ઉપર યુધિષ્ઠીરનો રાજ્યાભિષેક થયો.

**મહાભારતની મહત્તા.**—એ ગ્રન્થ સર્વ કરતાં મોટો હોવાથી અને અર્થ પણ ગંભીર હોવાથી **મહાભારત** કહેવાય છે. અપાર બુદ્ધિમાન ભગવાન **વ્યાસજીએ** આ ગ્રન્થ રચીને મોટું અર્થશાસ્ત્ર, મોટું ધર્મશાસ્ત્ર, અને મોટું કામશાસ્ત્ર કહેલું છે. મતલબ કે, જગતમાંના ઘણું

---

*એક અક્ષોહિણિ સૈન્યમાં ૨૧,૮૭૦ રથીઓ; ૨૧,૮૭૦ હાથી ઉપર બેસી લડનારા; ૬૫,૬૧૦ ઘોડે સ્વારો; અને ૧૦૯૩૫૦ પાયદળ હોય છે. એ હિસાબે એ યુદ્ધમાં લડનારાઓની સંખ્યા ૩૯૩૬૬૦૦ હતી.

કરીને સર્વ વિષયોનો એમાં સમાવેશ કરવામાં આવ્યો છે. જેણે મહાભારત વાંચેલું છે તેને બીજાં સર્વ પુસ્તકો નિરસ લાગે છે. ઇતિહાસ, સાહિત્ય, યુદ્ધકળા, રાજનીતિ, પ્રજાભક્તિ, વ્યવહારચાતૂર્ય, કપટનીતિ, ધર્મનીતિ, વિગેરે અનેક બાબતોનું જ્ઞાન એથી મળે છે. કવિ તથા નાટકકારોને જે વિષય અને જે રસ જોઇએ તે એમાંથી નીકળે છે. એક યૂરોપી વિદ્વાન કહે છે કે, "મહાભારત મનુષ્ય જ્ઞાનનો અખૂટ ભંડાર છે."

---

## પ્રકરણ ૪ થું.

### બૌદ્ધ ધર્મ તથા જૈન ધર્મ.

**બૌદ્ધ ધર્મનો સ્થાપનાર.**—એ ધર્મનો સ્થાપનાર કપિલવસ્તુ* (નેપાળની પાસે) નગરીના ગૌતમ કુળના શાક્ય રાજા શુદ્ધોદનનો પુત્ર **સિદ્ધાર્થ** હતો. તેની માતાનું નામ **માયાદેવી** હતું. પિતાએ તેને રાજપુત્રને યોગ્ય અભ્યાસ કરાવ્યો અને પરણાવ્યો પણ તેનું મન વૈરાગ્ય તરફ લાગ્યું અને એક પ્રસંગે તે છાનોમાનો ન્હાસી ગયો. પછી બ્રાહ્મણો પાસે એણે ધર્મશાસ્ત્રનો અભ્યાસ કીધો, પણ તેઓના સિદ્ધાન્તોથી સંતોષ ન પામતાં તે વનમાં તપશ્ચર્યા કરવા ગયો. તપશ્ચર્યા માત્ર કષ્ટરૂપ છે એમ જાણી તેનો ત્યાગ કરી તે ઉંડા વિચારમાં ગુંથાયો. એક વખત ગયાજીમાં એક ઝાડ નીચે બેઠેબેઠો તે વિચાર કરતો હતો, તેવામાં મોક્ષનું સાધન શું તે એને માલમ પડયું એમ એને લાગ્યું. તે ઉપરથી એણે પોતાનું નામ "**બુદ્ધ**" (જાણીતો થયલો) ધારણ કીધું. આ સ્થળ બૌદ્ધ ધર્મીઓનું યાત્રાનું સ્થળ થયું અને તે ઝાડનું નામ "**બોધિવૃક્ષ**" પડયું. પછી તે કાશી, મગધ, તથા કોશલ રાજ્યોમાં ઉપદેશને માટે નીકળી પડ્યો.

**બૌદ્ધ ધર્મનાં તત્વો.**—બુદ્ધે એવો ઉપદેશ કીધો કે યજ્ઞયાગાદિક કર્મથી કે તપશ્ચર્યાથી આત્માની મુક્તિ થતી નથી. મન, વાણી અને કર્મની

---

*બુદ્ધની જન્મભૂમિની યાદગીરી માટે અશોક રાજાએ જે સ્તંભ ઉભો કીધેલો તે રૂમ્મેન્દેઇમાં લુમ્બિનિ બાગમાં (નેપાળની સરહદથી ચાર માઇલ અંદરના બાગમાં) છે એમ હાલ શોધી કાઢવામાં આવ્યું છે.

શુદ્ધતા, પ્રાણિમાત્ર ઉપર દયાભાવ, માતાપિતા અને ગુરૂની આજ્ઞાનું પાલન, તમામ કેફી વસ્તુઓનો ત્યાગ.—એ બધું કરવાથી દુઃખ દૂર થઇ સુખની પ્રાપ્તિ થાય છે. પરમપુરૂષાર્થની પ્રાપ્તિ ચાર ભાવનાઓથી—ચાર પ્રકારનો વારંવાર વિચાર કરી નિશ્ચય કરવાથી–થાય છે. આ ચાર ભાવનાઓ આ પ્રમાણે છેઃ—(૧) **સર્વ ક્ષણિક છે; (૨) સર્વ દુઃખ છે; (૩) સર્વ સ્વલક્ષણ છે** (એકના જેવું બીજું નથી); (૪) **સર્વ શૂન્ય છે.** આ ચાર ભાવનાઓના નિશ્ચયથી સર્વ વાસનાઓ દૂર થાય છે અને પરનિર્વાણ પ્રાપ્તિ થાય છે. ચર્મ તથા કમંડલુ ધારણ કરવાં, માથું મુડાવવું, પહેલે પહોરે ભોજન કરવું, સંઘમાં રહેવું, અને રાતાં વસ્ત્ર પહેરવાં, એ બૌદ્ધ ભિક્ષુકોનો આચાર છે. બ્રાહ્મણોના યજ્ઞમાં જે પ્રાણીહિંસા થતી હતી તે એ મતથી અટકી અને લોકો અન્નાહારી થયા. જ્ઞાતિબંધન ન સ્વીકારતાં સર્વ મનુષ્ય સરખાં છે એવો તેનો ઉપદેશ હતો.

**બૌદ્ધ ધર્મનો પ્રસાર.**—કાશીમાં પોતાના મતનો ઉપદેશ કરી **બુદ્ધ** મગધ દેશમાં ગયો. ત્યાં **બિમ્બિસાર** નામે તક્ષક કુળનો રાજા રાજ્ય કરતો હતો. તેણે એ ધર્મ સ્વીકાર્યો. ઠેકાણે ઠેકાણે મઠો સ્થાપવામાં આવ્યા અને સાધુ તથા સાધ્વીઓને માટે આશ્રમો બનાવવા માટે રાજાઓએ પુષ્કળ જમીન આપી. બુદ્ધ **કુશીનગરમાં*** મરણ પામ્યો (ઇ. સ. પૂ. ૪૮૭ ને સુમારે). એના વડા શિષ્યનું નામ **આનન્દ** હતું. તેને એણે મરતી વખતે એવી આજ્ઞા કીધી કે સત્યને વળગી મારા બોધ પ્રમાણેનાં ધર્મતત્વોનો તારે પ્રસાર કરવો. બુદ્ધના શિષ્યોએ ઉપદેશ કરી કરી એ ધર્મને ઘણા વિસ્તારમાં ફેલાવ્યો. અશોક રાજાએ બ્રાહ્મણ ધર્મ છોડી બૌદ્ધધર્મને પોતાનો રાજ્યધર્મ બનાવ્યો. ઇ. સ. પૂ. **૨૪૯** માં અશોક બૌદ્ધધર્મનાં પવિત્ર સ્થળોમાં યાત્રા કરવા નીકળ્યો અને ઠેકાણે ઠેકાણે સ્તૂપો બંધાવી ધર્મની રાજાજ્ઞાઓ કોતરાવી. એની પુત્રી **ચારૂમતિ** ખટમન્ડુ

---

*પ્રાચીન **કપિલવસ્તુ** શેહેરની નજીકમાં હાલ એક **પિપ્રાવા** નામના સ્તૂપની શોધ લાગી છે તેમાંથી પત્થરનું એક ચમ્બૂતી આકૃતિનું વાસણ મળી આવ્યું છે. તે કુશી નગરમાં બુદ્ધના શબને અગ્નિદાહ કીધા પછી જે રાખ રહી તેમાંનો થોડો ભાગ એ વાસણમાં ભરી તેના શાકય સગાંઓ અત્રે લાવેલાં એમ માલમ પડયું છે.

પાસેના એક મઠની સાધ્વી થઇ. **મહેન્દ્ર** કરીને અશોકનો પુત્ર કે ભાઇ હતો તેણે લંકામાં એ ધર્મ સ્થાપ્યો. એ ધર્મનો ફેલાવો કરવા અશોકે બ્રહ્મદેશ, ટિબેટ, સિરિઆ, મિસર તથા છેક માસિડોનિઆ ને એપિરસ સુધી માણસો મોકલ્યાં હતાં.

અશોક પછીના નબળા રાજાઓના સમયમાં બૌદ્ધધર્મની સભાઓએ કંઇ વિશેષ કીધું નહિ. આસરે ચારસો વરસ પછી **કુશાન** વંશનો રાજા **કનિષ્ક** જેનું રાજ્ય કાબૂલ અને યાર્કંડથી છેક જમના નદી સુધી તથા પશ્ચિમે ગુજરાત સુધી ફેલાયલું હતું અને જેની રાજધાનીનું શેહેર **પુરૂષપુર** (પેશાવર) હતું તેણે એ ધર્મને સારીપેઠે ખિલવ્યો. કાશ્મીરમાં એક મહાસભા મેળવી; એણે બૌદ્ધધર્મનાં તત્વોની ફરીથી વ્યવસ્થા કરાવી; એથી એ ધર્મમાં બે સમ્પ્રદાયો થયા. કનિષ્કનો સમ્પ્રદાય **"મહાયાન"** અને અશોકનો **"હીનયાન"** કહેવાય છે. પહેલો ટિબેટ, ચીન, જાપાનમાં પ્રસર્યો. બ્રહ્મદેશ, સિયામ અને લંકાના બૌદ્ધધર્મીઓ અશોકના સ્થાપેલા અસલ સમ્પ્રદાયને વળગી રહ્યા. કનિષ્ક પછી બૌદ્ધધર્મને રાજ્યાશ્રય આપનાર કચ્છ તથા ગુજરાતનો રાજા શિલાદિત્ય ઇ. સ. ના છટ્ઠા સૈકામાં થઇ ગયો. રાજ્યધન વડે યતિઓને આશ્રય આપી એણે બૌદ્ધધર્મને ઘણું ઉત્તેજન આપ્યું. આટલું છતાં બૌદ્ધધર્મ વૈદિક ધર્મને હિન્દમાંથી નાબુદ કરી શક્યો નહિ.

**બૌદ્ધ ધર્મની પડતી.**—આઠમા સૈકાના મધ્યમાં શંકરાચાર્યનો જન્મ થયો. એણે આખા ભરતખંડમાં ફરી શૈવ ધર્મ પ્રસાર્યો અને વૈદિક ધર્મને પુનઃસતેજ કીધો. અગ્નિકુળના રાજપૂત રાજાઓ શંકરાચાર્યના બોધને અનુસર્યા ને બીજા હિન્દુ રાજાઓ પણ સામેલ થયા. બૌદ્ધમઠો ઉજ્જડ થઇ ગયા અને ઠામ ઠામ બ્રાહ્મણધર્મનાં દેવસ્થાનો બંધાયાં. દસમા સૈકા સુધીમાં એ ધર્મ હિન્દમાંથી કેવળ નિર્મૂળ થયો. બૌદ્ધધર્મીઓની સંખ્યા સૌથી મોટી છે. પૃથ્વી ઉપર જેટલાં માણસો વસે છે તેઓનો લગભગ એકતૃતીયાંશ એ ધર્મ પાળે છે.

**જૈન ધર્મ.**—જૈનો વેદને પ્રમાણ માનતા નથી. કેટલાક પુરૂષો આવરણનો ક્ષય કરી સર્વજ્ઞ થઇ ગયા તેઓને તે દેવલોક કરતાં પણ વિશેષ માને છે; તેઓને **તીર્થંકર** કહે છે. ગત કાળમાં એવા ચોવીસ

તીર્થંકરો થઇ ગયા, ચોવીસ ચાલતા કાળમાં થયા છે, અને ચોવીસ હવે પછી થશે. ચાલતા કાળમાં જે ચોવીસ પુરૂષો થયા તેમાંના પ્રથમ ઋષભ દેવ, તેવીસમા પાર્શ્વનાથ, અને ચોવીસમા **મહાવીર** છે. જૈન મંદિરોમાં છેલ્લા બેની મૂર્ત્તિઓને મુખ્ય સ્થાન આપવામાં આવે છે.

**મહાવીર વર્દ્ધમાનનો** જન્મ વૈશાલી નગરમાં થયો હતો. ઇક્ષ્વાકુ કુળના રાજા સિદ્ધાર્થનો તે પુત્ર હતો. તેની માતાનું નામ ત્રિશલા હતું. તે સમરવીરની પુત્રી યશોદા સાથે પરણ્યો હતો અને તેને પ્રિયદર્શના નામની એક પુત્રી હતી. સ્ત્રી અને પુત્રી બન્નેનાં મરણ થવાથી મહાવીરે અઠ્ઠાવીસમે વર્ષે ગૃહસ્થાશ્રમનો ત્યાગ કીધો અને યતિનો ધર્મ સ્વીકાર્યો. એણે પોતાનું નામ "જિન" (જેણે દેહ વશ કીધો છે તે) ધારણ કીધું ને તે ઉપરથી એ ધર્મનું નામ "જૈન" પડ્યું. બૌદ્ધ ધર્મ અને જૈનધર્મ સમકાલિન હતા. બન્ને ધર્મનાં તત્વો મોટે ભાગે મળતાં આવે છે. પદાર્થ અને આત્માના સત્યજ્ઞાનથી, ગુરૂ અને શાસ્ત્ર ઉપર વિશ્વાસ રાખ્યાથી, મન, કર્મ અને વાણી વડે સારૂં વર્તન રાખવાથી, સત્ય બોલવાથી, અને પ્રાણી માત્ર ઉપર દયાભાવ રાખવાથી નિર્વાણ અથવા મોક્ષ મળે છે એવો બોધ એ ધર્મનો છે. એ ધર્મમાં જગતને અનાદિ માન્યું છે, અને જગતકર્ત્તાનો અભાવ માન્યો છે. જેઓ સંસારનો ત્યાગ કરે છે તેઓ **યતિ** કહેવાય છે, અને જેઓ ગૃહસ્થાશ્રમમાં રહે છે તેઓ **શ્રાવક** કહેવાય છે. તેઓ અપવાસ કરવામાં મોટું પુણ્ય માને છે. એઓમાં દિગંબર અને શ્વેતાંબર એવા બે મુખ્ય વર્ગો છે. શ્વેતાંબરો તીર્થંકરની મૂર્ત્તિઓને અલંકારોથી શોભાવે છે, અને દિગંબરો તે પ્રમાણે કરતા નથી. બ્રાહ્મણોનાં પુરાણ જેવાં આ લોકોમાં પણ આદિપુરાણ વિગેરે ગ્રન્થો છે. વ્યાકરણ, ન્યાય, ખગોળ, ગણિત વિગેરે વિષયો ઉપર પણ જૈનોનાં પોતાનાં પુસ્તકો છે. કેટલાંક સંસ્કૃત ભાષામાં ને કેટલાંક માગધી ભાષામાં છે. ગુજરાતના રાજા કુમારપાળના વખતમાં **હેમાચાર્ય** થયા. તેમણે એ ધર્મને ઘણો દીપાવ્યો અને ઘણાં પુસ્તકો લખ્યાં. હાલ એ ધર્મ પાળનારાઓ ગુજરાત, મારવાડ, મ્હૈસૂર વિગેરે પ્રાન્તોમાં થોડા થોડા છે.

---

# પ્રકરણ ૫ મું.

## ભરતખંડ ઉપર પરદેશી હુમલાઓ.

**ડરાયસ હિસ્તાસ્પિસ.**—( દારા ગુસ્તાસ્પ ).—ઇરાનના રાજા ડરાયસ હિસ્તાસ્પિસે પોતાના સરદાર **સ્કાઇલેક્સ**ને હિંદ ઉપર સ્વારી કરવા મોકલ્યો. સિન્ધુ નદીની પડોસનો તમામ મુલક તેણે જીતી લીધો અને તેને ખંડણી આપતો કીધો, ( ઇ. સ. પૂ. ૫૧૮ ).

**મહાન સિકંદર.**—એ માસિડોનિઆનો રાજા હતો. ઇરાનના રાજ્યને જીતી ઇ. સ. પૂ. ૩૨૭ માં એણે હિન્દ ઉપર સ્વારી કીધી તે વખતે પંજાબમાં **પોરસ** રાજા રાજ્ય કરતો હતો. તેને એણે હરાવી કેદ કીધો. પણ તેનું શૌર્ય જોઇ સિકંદર તેની સાથે ઉદારવૃત્તિથી વર્ત્યો અને પોતાનો સહાયકારી બનાવ્યો. આ વખતે પૂર્વમાં **મગધ** દેશનું રાજ્ય જે ઘણી આબાદ સ્થિતિમાં હતું તે જીતી લેવાનો એનો વિચાર થયો, પણ ઘણા થાક અને શ્રમથી કંટાળી ગયલા એના લડવૈયાઓએ ત્યાં જવાની ના પાડવાથી એ હિન્દ છોડી ચાલ્યો ગયો.

**સેલ્યૂકસ નિકેટોર.**— એ સિકંદરનો એક સેનાપતિ હતો. સિકંદરના મરણ પછી એના રાજ્યની વહેંચણી એના સેનાપતિઓમાં થઇ. સેલ્યૂકસને ભાગે પૂર્વ ભણીના પ્રાન્તો આવ્યા. હિન્દમાં જે દેશો એણે ગુમાવ્યા હતા તે પાછા જીતી લેવા એણે ઠરાવ કીધો. એક જબરૂં લશ્કર લઇ એણે સિન્ધુ નદી ઓળંગી, પણ **ચંદ્રગુપ્ત** એના સામો થયો. લડાઇમાં હારી જવાથી એણે ચન્દ્રગુપ્ત સાથે કરાર કીધા, જેથી હિન્દુકુશ પર્વત સુધીના તમામ મુલકનો ચન્દ્રગુપ્ત માલીક થયો; એ ઉપરાંત સેલ્યૂકસે પોતાની પુત્રી એની સાથે પરણાવી ( ઇ. સ. પૂ. ૩૦૩ ). એના બદલામાં ચન્દ્રગુપ્તે એને ૫૦૦ હાથીઓનું નજરાણું કીધું.

**બાક્ટ્રિઆ ( બલ્ખ ) ના યવનો** ( ગ્રીક લોકો ).—એ દેશ ઓક્સસ નદીને દક્ષિણ કિનારે છે. ઇ. સ. પૂ. આસરે બસો વર્ષ ઉપર **ડિમેટ્રિઅસ** નામના એ દેશના રાજાએ હિન્દુકુશ ઓળંગી પંજાબ ઉપર હુમલો કરી તેનો કેટલોક ભાગ પોતાને કબજે કીધો. એના પછી

બાક્ટ્રિઆના રાજ્યના હિન્દના મુલકના વિભાગો પડી ગયા. એક ભાગનો રાજા **મીયાન્ડર** (બૌદ્ધધર્મીઓમાં પ્રખ્યાત થઇ ગયલો **મિલિન્દ** કદાચ હોય) ઇ. સ. પૂ. સુમારે ૧૫૦ વર્ષ ઉપર રાજ્ય કરતો હતો એમ સિક્કાઓ ઉપરથી માલમ પડે છે. મથુરા જીતી છેક પાટલિપુત્ર (પટના) સુધી એ આવ્યો હતો. એને **કડફિસિસ** નામના **કુશન** વંશના રાજાએ ગાદી ઉપરથી ઉઠાડી મૂક્યો.

**શક અથવા સિથિઅન લોક.**—એ લોકો મધ્ય એશ્યાના રહેવાસી હતા. ત્યાંથી **યુએચી** જાતના લોકોએ એઓને ન્હસાડ્યા તેથી તેઓએ હિન્દમાં પ્રવેશ કરી (ઇ. પૂ. ૧૬૦ ને સુમારે) પંજાબ અને સિંધમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યાં. તેઓ પોતાના અસલ મુલકને **શકસ્થાન** (શીસ્તન) કરીને કહેતા હતા. તેઓ **માળવા** તરફ વધતા હતા તેવામાં વિક્રમે તેઓને હરાવી લોકોનું રક્ષણ કીધું. આ વિજયની યાદગીરીમાં વિક્રમ સંવત સ્થપાયલો કહેવાય છે (ઇ. પૂ. ૫૭). વખત જતાં તેઓ કાઠિયાવાડ અને માળવામાં મજબૂત થયા. કાઠિયાવાડના લડાયક કાઠી લોકો શક લોકોના વંશજો છે એમ મનાય છે. ઇ. સ. ૧૨૬ માં આન્ધ્ર રાજા **વિલિવાયકુર બીજા**એ સિન્ધના શક કુળના રાજા **નહુપાન**ને હરાવી તેની પાસેથી સિન્ધ લઇ લીધું અને પોતાની તરફના એક શક રાજાને ત્યાંનો સૂબો બનાવ્યો. એ શક રાજા ઉપરથી પશ્ચિમ તરફના ક્ષત્રપોનો વંશ સ્થપાયો. ઇ. સ. ૧૪૦ માં **રૂદ્રદામન** નામનો **ક્ષત્રપ** આન્ધ્ર રાજાની સામો થયો અને તેને હરાવી **મહાક્ષત્રપ** નામ ધારણ કીધું. આથી શક રાજ્ય માળવામાં અને સિન્ધુથી કોંકણ સુધીના પશ્ચિમ ભાગમાં સ્વતંત્ર થયું. એ વંશના રાજાઓએ ઇ. સ. ૪૦૯ સુધી રાજ્ય કીધું. છેલ્લા ક્ષત્રપ **રૂદ્રસિંહ**ને ગુપ્તવંશી રાજા ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યે હરાવી મારી નાખ્યો.

**કુશન રાજા કડફિસિસ.**—આપણે ઉપર જણાવી ગયા કે યુએચી જાતના લોકોએ **શક** લોકોને મધ્ય એશ્યામાંથી ન્હસાડ્યા. એ યુએચીઓને ચીના લોકોએ હરાવી ન્હસાડ્યા. તેઓની એક ટોળીનું નામ **કુશન** હતું. એ ટોળીના મુખી **કડફિસિસે** બધી ટોળીઓને

એકઠી કરી કાશ્મીર ઉપર સ્વારી આણી, અને તે મુલક જીતી લઇ ત્યાં કુશાન રાજ્ય સ્થાપ્યું. એના પછીના રાજા બીજા કડફિસિસે પશ્ચિમ તરફના ક્ષત્રપના રાજ્ય ઉપર હુમલો કરી તેમાંનો કેટલોક મુલક જીતી લીધો. એના પછી પ્રખ્યાત રાજા કનિષ્ક થયો (ઇ. સ. ૧૨૦-૧૫૦). એ રાજા બૌદ્ધધર્મી હતો અને અશોક જેવો ધર્મચુસ્ત હતો. એનું રાજધાનીનું શેહેર પુરૂષપુર (પેશાવર) હતું. એમાં એણે ચારસો ફુટ ઉંચો તેર માળનો એક મિનારો બંધાવ્યો હતો. એના રાજ્યમાં ચરક નામે એક પ્રખ્યાત વૈદ્યશાસ્ત્રી થઇ ગયો. તેણે વૈદકશાસ્ત્ર ઉપર એક મોટો ગ્રન્થ રચ્યો જેનો ઉપયોગ દેશી વૈદ્યો હજી સુધી કરે છે. કનિષ્ક પછી હવિષ્ક, જુષ્ક અને વાસુદેવ અનુક્રમે રાજા થયા. વાસુદેવના સિક્કા ઉપર શિવ અને નન્દીની મૂર્ત્તિ હતી તેથી એ શિવભક્ત હતો એમ માલમ પડે છે. એ રાજાના રાજ્યમાં કુશાન વંશની પડતી થઇ. મુગલ જાતના ગૌરવર્ણા હૂણ લોકોએ એ વંશનો અન્ત આણ્યો.

**હુણ લોકો.**—એ મુગલ લોકોની જાતના હતા અને મધ્ય એશ્યામાં ઢોર ચરાવી પોતાનું ગુજરાન ચલાવતા. એ લોકોના બે વિભાગો પડી ગયા. તેમાંનો એક યૂરોપ તરફ ગયો અને બીજો ભાગ જે ગૌરવર્ણા હૂણને નામે ઓળખાય છે તેઓએ ઇરાન તાબે કરી કાબૂલના પ્રાચીન કુશાન રાજ્ય ઉપર હુમલો કીધો. ત્યાંથી તેઓ હિન્દમાં દાખલ થયા. ઇ. સ. ૪૫૫ માં સ્કંદગુપ્તે તેઓને ન્હસાડ્યા. દસ વરસ પછી તેઓ પાછા આવ્યા અને ઉત્તર હિન્દનો કેટલોક ભાગ જીતી લીધો. તેઓના સરદાર **મિહિરગુલે** રાજા નામ ધારણ કીધું. એને મગધના રાજા **બાલાદિત્યે** હરાવ્યો (ઇ. સ. ૫૨૮), અને કાશ્મીરમાં હાંકી મૂક્યો. કાશ્મીરના રાજાએ તેને આશ્રય આપ્યો તેના બદલામાં તે કાશ્મીરની ગાદી પચાવી પડ્યો. મિહિરગુલ ઇ. સ. ૫૪૦ માં મરણ પામ્યો તેથી હૂણ લોકોનો કેટલોક ભાગ હિન્દમાંથી નીકળી ગયો અને કેટલોક ભાગ માળવા તથા રાજપૂતાનામાં વતન કરી રહ્યા.

---

# પ્રકરણ ૬ ઠું.

## પ્રાચીન આર્ય રાજ્યો.

પ્રાચીન ઐતિહાસિક વૃત્તાન્તની આપણી પાસે જે કંઇ થોડી ઘણી નોંધ છે તે ઉત્તર હિન્દને લગતી છે. વિન્ધ્યાચળ પર્વતની દક્ષિણે આવેલા ભાગ વિષે જાણવાનું આપણી પાસે કશું સાધન નથી. લેખનકળા જે સુમારે ઇ. સ. પૂ. સાતસો આઠસો વર્ષ ઉપર પ્રસરેલી માનવામાં આવે છે ત્યાર પહેલાંની વર્ષવાર હકીકત આપણને મળી આવતી નથી. રામાયણ, મહાભારત અને પુરાણો ઉપરથી કેટલીક હકીકત આપણે જાણીએ છીએ. ત્યાર પછીની કેટલીક બિના દન્તકથા ઉપરથી આપણે જાણીએ છીએ. ખરેખરો ભરોસો રાખવા લાયકનો ઇતિહાસ ઇ સ. પૂ. ૮૦૦ થી શરૂ થાય છે. તે સમયે હિમાલય અને વિન્ધ્યા પર્વતની વચ્ચે આવેલા મુલકમાં નાનાં નાનાં ઘણાં રાજ્યો હતાં. સૌથી ઉત્તરમાં **ગાન્ધારનું** રાજ્ય હતું. તેનું મુખ્ય શહેર **પુરૂષપુર** ( પેશાવર ) હતું. છેક દક્ષિણમાં અવન્તિ (માળવા )નું રાજ્ય હતું ને તેની રાજધાનીનું શેહેર **ઊજ્જન** હતું જે હાલ પણ તેજ નામે પ્રસિદ્ધ છે. પૂર્વમાં **મગધ** ( બહાર પ્રાન્ત)નું રાજ્ય હતું અને અયોધ્યાનું રાજ્ય તે વખતે **કોશલ** નામે પ્રસિદ્ધ હતું.

ઉપર જણાવેલાં રાજ્યોમાં મગધનું રાજ્ય સૌથી મોટું હતું. મહાભારતના યુદ્ધથી તે ઇ. સ. પૂ. ૭૦૦ વર્ષ સુધીમાં એ રાજ્યમાં અઠ્ઠાવીસ રાજાઓ થઇ ગયા કહેવાય છે. ત્યાર પછી **શૈશુનાગ** વંશના રાજાઓએ એ ગાદી ઉપર ત્રણ સૈકા રાજ્ય કીધું. એ વંશનો સ્થાપનાર **શિશુનાગ** હતો જે ઇ. સ. પૂ. ૬૦૦ વર્ષ ઉપર થઇ ગયો. એ વંશના પાંચમા રાજા **બિમ્બિસારના** સમયમાં બૌદ્ધધર્મનો સ્થાપનાર **ગૌતમબુદ્ધ** તથા જૈનધર્મનો સ્થાપનાર **વર્ધમાન મહાવીર** થઇ ગયા. બિમ્બિસારે બૌદ્ધધર્મ સ્વીકાર્યો હતો. એણે પૂર્વમાં આવેલું **અંગ** રાજ્ય જીતી લીધું અને કોશલ દેશના રાજાની બહેન **કોશલદેવી** સાથે એ પરણ્યો. તેમાં પહેરામણીમાં એને પશ્ચિમે આવેલું **કાશીનું** રાજ્ય મળ્યું હતું. એને એના પુત્ર **અજાતશત્રુએ** મારી નાખ્યો ને પોતે રાજા થયો. એણે આસપાસનો મુલક જીતી મગધ રાજ્યની હદનો ઘણો વિસ્તાર કીધો. **લિચ્છવી** કુળના

રાજાની રાજધાની **વૈશાલી** નગરી (પટનાની ઉત્તરે) એણે જીતી લીધી. અને ભવિષ્યમાં તેનાથી પોતાના રક્ષણ માટે ગંગાને દક્ષિણ તીરે એક કિલ્લો બાંધ્યો. આ સ્થળ **પાટલીપુત્ર** (કુસુમપુર અથવા પુષ્પપુર) પાછળથી **પટના**ને નામે પ્રસિદ્ધ થયું. એ સમયમાં જૈનાચાર્ય મહાવીર સ્વામી અને બુદ્ધ થઇ ગયા.

શૈશુનાગ વંશનો અન્ત ઇ. સ. પૂ. સુમારે ચોથા સૈકાની મધ્યમાં આવ્યો. છેલ્લા રાજાને **નંદે** મારી નાખી **નંદવંશ** સ્થાપ્યો. એ વંશ ઇ. સ. પૂ. ૩૨૧ સુધી ચાલ્યો. ચંદ્રગુપ્તે એ વંશનો અંત આણ્યો.

**ચંદ્રગુપ્ત**—આ રાજા નંદવંશના છેલ્લા રાજાનો ભાઇ થતો હતો. **સુરા** નામની એક નાપિકની સ્ત્રીથી એ જન્મ્યો હતો તે ઉપરથી એના વંશનું નામ **મૌર્ય** પડયું. એને દેશનિકાલ કરવામાં આવ્યો હતો તેથી હિન્દના જૂદા જૂદા ભાગોમાં એ રખડ્યાં કરતો હતો. મહાન સિકંદરના મરણના સમાચાર ફેલાતાં હિન્દનો જે ભાગ તેણે જીતી લીધો હતો ત્યાંના લોકો બંડ કરી ઉઠયા. તેઓનો સરદાર ચંદ્રગુપ્ત થયો એણે લશ્કર જમાવી પંજાબ જીતી લીધું.

નંદવંશના છેલ્લા રાજાનો પ્રધાન **ચાણાકય** કરીને એક ઘણોજ વિદ્વાન અને યુક્તિબાજ બ્રાહ્મણ હતો. રાજ્યનીતિ સંબંધી એણે રચેલાં પુસ્તકો લોકોમાં પ્રસિદ્ધ છે. એ પ્રધાને રાજાનાં બધાં માણસોને મારી નાખી ચંદ્રગુપ્તને મગધની ગાદીએ બેસાડયો અને તેને રાજનીતિનું ઉત્તમ જ્ઞાન આપી ઘણો પરાક્રમી બનાવ્યો. સિકંદરના મરણ પછી તેના રાજ્યની વહેંચણી તેના સરદારોમાં થઇ તેમાં સેલ્યૂકસના ભાગમાં હિન્દુકુશ સુધીનો મુલક આવ્યો હતો એ આપણે આગળ જણાવી ગયા છીએ. એ સરદાર પંજાબ ઉપર સ્વારી લાવ્યો (ઇ. સ. ૩૦૫), પણ ચંદ્રગુપ્તે એને હરાવ્યો. બન્ને વચ્ચે કરાર થયા. તેમાં ચંદ્રગુપ્તને પરોપનિષદી, આરિઆ અને આર્કોસ્યા (હાલના કાબૂલ, કંદહાર અને હેરાત)ની ક્ષત્રપી (સુબાગિરિ) મળી, અને તે સરદારની પુત્રી સાથે એ પરણ્યો. ચદ્રગુપ્તે તેને ૫૦૦ હાથીનું નજરાણું કીધું.

આ વખતે ચંદ્રગુપ્ત છેક ગંગા નદીથી આફ્ઘાનીસ્તાન સુધીના મુલકનો રાજા થયો. એની રાજધાનીનું શેહેર **પાટલીપુત્ર** (પટના) ઉત્તર હિન્દમાં સર્વોપરી થયું. મેગાસ્થેનિસ કરીને સૈલ્યૂકસનો એલચી એના દરબારમાં હતો. તેણે એ શેહેરની અદ્દભુત શોભાનું તથા ઉત્તમ રાજ્યવ્યવસ્થાનું ગ્રીક ભાષામાં વર્ણન કીધું છે. ચંદ્રગુપ્તે રૈયતના સુખને અર્થે રસ્તાઓ અને ધર્મશાળાઓ બંધાવી. એના રાજ્ય દરમ્યાન પશ્ચિમ તરફની પ્રજા સાથેનો વ્યાપાર વધ્યો અને આર્ય લોકો વ્યાપારાર્થે જાવા, સીયામ વિગેરે દેશોમાં ગયા, અને કેટલાક ત્યાંજ કાયમી વસ્યા. ચંદ્રગુપ્ત ઇ. સ. પૂ. ૨૯૧ માં મરણ પામ્યો.

**બિન્દુસાર.**—ચંદ્રગુપ્ત પછી એનો પુત્ર બિન્દુસાર ગાદીએ આવ્યો. કેટલોક મુલક જે ચંદ્રગુપ્તને જીતવો બાકી રહ્યો હતો તે એણે જીતી લીધો. ઇ. સ. પૂ. સુમારે ૨૭૨ માં એ મરણ પામ્યો. એના પછી એનો પુત્ર **અશોક** ગાદી પર આવ્યો.

**અશોક,** (ઇ. સ. પૂ. સુમારે ૨૭૨–૨૩૧).—એ રાજાનું નામ **અશોક વર્ધન** હતું. એનું બીજું નામ **પ્રિયદર્શી** હતું. એ બહુ શૂરવીર રાજા હતો. ઇ. સ. પૂ. ૨૬૧ માં એણે **કલિંગ** (ઓરિસ્સા) ના રાજ્ય ઉપર હુમલો કરી તે જીતી લીધું; પણ દુશ્મનોએ એટલી બધી દૃઢતાથી લડી પોતાના પ્રાણ આપ્યા કે તેથી એ ત્રાસી ગયો. પોતાના રાજ્યલોભથી એક લાખ માણસોનો સંહાર થયલો તથા તે કરતાં પણ વધુ સંખ્યામાં માણસો કેદ પકડાયલા જોઇ તથા ઋષિમુનીઓ ઉપર જે દુઃખ પડયું તે જોઇ એને અત્યંત ખેદ થયો; અને ફરી કદી પણ લડાઇ ન કરવી એવું પણ લઇ એણે બૌદ્ધધર્મ તરફ પોતાનું મન વાળ્યું. એ ધર્મનાં તત્વો એણે ઠેકાણે ઠેકાણે સ્તંભો ઉભા કરી કોતરાવ્યાં ને એ ધર્મના ગ્રન્થો એણે માગધી ભાષામાં લખાવ્યા. એના વખતમાં બૌદ્ધધર્મ રાજ્યધર્મ થયો, અને તેનો બોધ કરવા ટીબેટ, ચીન, બ્રહ્મદેશ, સીયામ, જાવા, જાપાન વિગેરે દેશોમાં એણે યતિઓ મોકલ્યા. તે વખતે ગુર્જર (ગુજરાત) દેશમાં એ રાજાનું રાજ્ય હતું. જુનાગઢ પાસે ગીરનાર પર્વત ઉપર એની કોતરાવેલી આજ્ઞાઓ હજુ પણ મોજુદ છે. એ ધર્મનો ઉપદેશ કરવા

લંકામાં એણે ખુદ પોતાના કુંવરને મોકલ્યા હતો. આખરે પોતે જાતે પણ યતિ થયો. એ અન્તઃકરણથી રૈયતનું સુખ ચહાતો હતો તેથી તેઓને માટે વાવ, કુવા, ધર્મશાળા વિગેરે એણે પુષ્કળ દ્રવ્ય ખરચી બંધાવ્યાં. એના સમયમાં મગધ રાજ્યનો વિસ્તાર સૌથી વધારે હતો. ઉત્તરે હિન્દુકુશ, આફ્ઘાનીસ્તાનનો ભાગ, કાશ્મીર અને નેપાળ એ રાજ્યની હદમાં હતાં. પશ્ચિમે બલુચિસ્તાન, સિંધ, કાઠીઆવાડ, માળવા અને ગુજરાત એ રાજ્યના તાબામાં હતાં. પૂર્વે બંગાલ અને કલંગ સુધી એની હદ હતી. કલંગની દક્ષિણે ગોદાવરી અને કૃષ્ણાની વચ્ચે આવેલા **આન્ધ્ર** રાજ્ય ઉપર એ રાજ્યની સત્તા હતી. છેક દક્ષિણે **ચોળ, ચેર,** અને **પાંડય** રાજ્યો અને **કેરલપુત્ર** અને **સત્યપુત્ર**નાં મલબાર કિનારે આવેલાં રાજ્યો સ્વતંત્ર હતાં. **અશોક** રાજા ઇ. સ. પૂ. ૨૩૧ માં મરણ પામ્યો. એના પછી એનો છોકરો **દશરથ** ગાદીએ આવ્યો, ને તેના પછી બીજા ચાર રાજાઓ એ વંશમાં થયા. છેલ્લા મૌર્ય રાજાને તેના સેનાપતિ પુષ્યમિત્રે મારી નાખી મગધમાં **શૃંગ** વંશ સ્થાપ્યો ( ઇ. સ. પૂ. ૧૮૪ ).

**શૃંગવંશ.**—એ વંશનો પહેલો રાજા **પુષ્યમિત્ર** હતો. એના સમયમાં ગ્રીક રાજા **મિયાન્ડરે** હિન્દ પર સ્વારી કીધી. પંજાબ પોતાને કબજે કરી મથુરા જીતી લીધું, પણ તે વધુ ફાવ્યો નહિ. પુષ્યમિત્ર પછી તેનો પુત્ર **અગ્નિમિત્ર** ગાદીએ આવ્યો. તેણે વિદર્ભ દેશના રાજાને હરાવી અશ્વમેધ યજ્ઞ કીધો. પ્રખ્યાત સંસ્કૃત વૈયાકરણી **પતંજલી** એ સમયમાં થઇ ગયો. એ રાજાના સમયમાં બૌદ્ધધર્મની પડતી થઇ. એ વંશમાં દસ રાજાઓ થઇ ગએલા કહેવાય છે. છેલ્લો રાજા **દેવભૂમિ** કરીને હતો. તેને ઇ. સ. પૂ. સુમારે ૭૨ માં તેના પ્રધાન વાસુદેવના કહેવાથી એક ગુલામની છોકરીએ મારી નાખ્યો.

**કાણ્વ વંશ.**—દેવભૂમિ પછી મગધની ગાદી ઉપર વાસુદેવ રાજા થયો. એણે **કાણ્વ** વંશ સ્થાપ્યો. એ વંશમાં ચાર રાજાઓ થયા. છેલ્લા રાજા **સુશર્મન**ને દક્ષિણમાંના એક આન્ધ્રકુળના રાજાએ મારી નાખ્યો અને તેથી મગધના રાજ્યનો અન્ત આવ્યો ( ઇ. સ. પૂ. ૨૭ ).

**આન્ધ્રવંશ.**—એ રાજ્ય દક્ષિણમાં અશોકના તાબામાં હતું. અશોકના મરણ પછી નબળા રાજાઓ થયા તેઓના સમયમાં એ સ્વતંત્ર થયું. એ રાજ્યના બે ભાગ હતા,–પૂર્વ અને પશ્ચિમ. પૂર્વ ભાગનું મુખ્ય શેહેર ગન્તૂર નામના પ્રાંતમાં કૃષ્ણા નદી ઉપર ધાન્યકટક અથવા ધરણીકોટ હતું. પશ્ચિમ ભાગની રાજધાની ઔરંગાબાદ પ્રાંતમાં ગોદાવરીને કિનારે પૈઠણ (પ્રતિષ્ઠાન) હતું. જેમ જેમ મગધનું રાજ્ય નબળી સ્થિતિમાં આવતું ગયું તેમ તેમ એ રાજ્ય પ્રબળ થતું ગયું. આખરે ઇ. સ. પૂ. ૨૭ માં છેલ્લા કાણ્વ રાજા સુશર્મનને મારી નાખી એ વંશનો રાજા મગધના રાજ્યનો ધણી થયો, જેથી દ્રાવિડ પ્રજા હિન્દમાં સર્વોપરી થઇ. દોઢસો વરસ પછી સિન્ધ દેશ જેમાં શક લોકોનું રાજ્ય હતું તે એ રાજ્યના તાબામાં આવ્યો. આન્ધ્રવંશી રાજાઓએ લગભગ સાડીચારસો વર્ષ રાજ્ય કીધું અને એમાં સુમારે ત્રીસ રાજા થઇ ગયા એમ પુરાણો ઉપરથી માલમ પડે છે. નાસિકમાં જડેલા બે લેખો ઉપરથી માલમ પડે છે કે ઇ. સ. ૧૨૬ માં એ વંશમાં ગોતમીપુત્ર **વિળિવાયકુર બીજો** નામે રાજા હયાત હતો, અને તેણે એ રાજ્યની કીર્ત્તિ ઘણી વધારી હતી. ત્યાર બાદ એ રાજ્યની પડતી આવી અને **ગુપ્તવંશી** રાજાઓ હિન્દમાં સર્વોપરી થયા. એ રાજાઓનું વર્ણન આગળ કરવામાં આવશે.

---

## પ્રકરણ ૭ મું.

### માળવાનું પરમાર રાજ્ય.

એવું કહેવાય છે કે ઇ. સ. પૂ. બસો વર્ષ ઉપર આબુ પર્વત ઉપર રહેનારા ઋષિઓએ બૌદ્ધ ધર્મના ફેલાવાથી હિન્દમાં જે મોટી ઉથલપાથલ થઇ હતી તે બાબતની ફરિયાદ બ્રહ્મા આગળ કીધી. બ્રહ્માએ એવી આજ્ઞા કીધી કે **પરશુરામે** નક્ષત્રીય પૃથ્વી કીધી છે માટે તમો ક્ષત્રી જાતની ફરીથી ઉત્પત્તિ કરો. એ ઉપરથી ઋષિઓએ એક મહાયજ્ઞ કીધો અને અગ્નિમાંથી ચાર યોદ્ધાઓ ઉત્પન્ન કીધા. તેઓ **અગ્નિકુળને** નામે ઓળખાયા. આની અસર એ થઇ કે બૌદ્ધધર્મીઓનાં ટોળેટોળાં હિંદમાંથી લંકામાં ગયાં. યજ્ઞમાંથી ઉત્પન્ન થયલા ચાર યોદ્ધાઓએ પોતપોતાનું જુદું રાજ્ય સ્થાપ્યું. તેમાં માળવાનું **પરમાર** રાજ્ય ઘણું પ્રબળ થયું.

**ભર્તૃહરિ.**—એ પરમાર વંશનો રાજા હતો. એની રાજધાનીનું શેહેર **ઉજ્જન** હતું. પોતાની રાણીના જારકર્મથી કંટાળી એણે વૈરાગ્ય ધારણ કીધું. સંસ્કૃત ભાષામાં લખેલાં એનાં ત્રણ શતકો-નીતિ, શૃંગાર અને વૈરાગ્ય—ઘણાં પ્રખ્યાત છે ને તેનાં ભાષાંતરો ઘણી ભાષામાં થયાં છે. એના પછી એનો ભાઇ **વિક્રમ** ગાદીએ આવ્યો (ઇ. સ. પૂ. ૫૭).

**વિક્રમાદિત્ય.**—જ્યારે **વિક્રમ** ગાદીએ આવ્યો ત્યારે પંજાબ તરફના **શક** લોકો ઘણા જોરાવર હતા. તે લોકોનાં ટોળેટોળાં દક્ષિણ અને પૂર્વમાં ઉતરી લોકોને હેરાન હેરાન કરતાં હતાં. વિક્રમે તેઓને મારી હઠાવી તથા **શકાદિત્યને** દિલ્હીની ગાદી ઉપરથી હાંકી મુકી દેશમાં શાન્તિ ફેલાવી. આ પરાક્રમથી વિક્રમને લોકોએ **શકારિ** (શક લોકોનો દુશ્મન) ઉપનામ આપ્યું. એની યાદગીરીમાં એ ગાદીએ આવ્યો ત્યારથી (ઇ. સ. પૂ ૫૭) લોકો એના નામનો શક-સંવત્ ગણવા લાગ્યા. એ સંવત્ આખા હિન્દમાં આજ દીન સુધી ચાલે છે. વિક્રમનો સંવત્ ચાલતો થયો એટલે યુધિષ્ઠિરનો શક બંધ પડયો. વિક્રમે ન્હાનાં ન્હાનાં ઘણાં રાજ્યો જીત્યાં તેથી એ ચક્રવર્ત્તિ કહેવાયો. એ રાજા ઘણો દયાળુ ને પરોપકારી હતો. લોકો એને પરદુઃખભંજન કહેતા. એ વિદ્વાનોને ઘણો આશ્રય આપતો. એના રાજ્યમાં નવ વિદ્વાનો હતા જે "**નવરત્નો**" * ને નામે પ્રસિદ્ધ છે. શકુન્તલા નાટકનો કર્ત્તા પ્રખ્યાત કવિ **કાલિદાસ** તેઓમાંનો એક હતો. એના રાજ્યમાં લોકો સુખી અને આબાદ હતા.

**રાજા ભોજ.**—વિક્રમ પછી કેટલેક વર્ષે રાજા ભોજ થયો. એની રાજધાનીનું શેહેર **ધારા નગરી** હતું. વિક્રમની પેઠે એ પણ વિદ્વાનોને ઘણો આશ્રય આપતો. એણે કન્યાશાળાઓ સ્થાપી હતી. લોકવાયકા એવી છે કે એના રાજ્યમાં ખેડુતોને પણ સંસ્કૃત ભાષા આવડતી.

---

* એ "નવ રત્નો" નાં નામ :— **ધન્વંતરી** (મોટો વૈદ્ય); **ક્ષપણક**; **અમરસિંહ** (એણે કાવ્યમાં સંસ્કૃત કોષ રચ્યો); **શંકુ**; **વેતાલભટ્ટ**; **ઘટકર્પર**; **વરરૂચિ** (વૈયાકરણી); **વરાહમિહિર** (મોટો જ્યોતિષિ); અને **કાલિદાસ** કવિ (નાટકકર્ત્તા).

**માળવાના રાજ્યની પડતી.**—ભોજ રાજાનો પૌત્ર **યશોવર્મા** રાજ્ય કરતો હતો તેને ગુજરાતના મહારાજા **સિદ્ધરાજે** હરાવ્યો, અને માળવા પ્રાન્તને ખંડણી આપતો કીધો. એ યશોવર્માના પુત્ર **જગદ્દેવે** પોતાની સ્ત્રી **વીરમતિ** સાથે સિદ્ધરાજના દરબારમાં આશ્રય લીધો. સિદ્ધરાજ પછી માળવા પાછું સ્વતંત્ર થવા પામ્યું, પણ દિલ્હીના ગુલામવંશના અલ્તમશ પાદશાહે તેને ઇ. સ. ૧૨૩૧ માં જીતી લીધું.

**શાલિવાહન.**—શક લોકોનાં ટોળાં દક્ષિણમાં પણ જબરી લૂટફાટ ચલાવતાં હતાં. વિક્રમની પેઠે શાલિવાહને પણ તેઓને મારી હઠાવ્યા અને નર્મદાની દક્ષિણના તમામ ભાગને તાબે કરી પોતાનો શક પ્રવર્ત્તાવ્યો (ઇ. સ. ૭૮). એ શક દક્ષિણમાં હજી ચાલે છે. એની રાજધાનીનું શેહેર ગોદાવરીને કાંઠે પૈઠણ હતું.

---

## પ્રકરણ ૮ મું.

### ગુપ્તવંશ.

**ચંદ્રગુપ્ત.**—આપણે પાછળ જણાવી ગયા છીએ કે આન્ધ્રવંશનો અન્ત ગુપ્તવંશના રાજાએ આણ્યો. ઇ. સ. ૩૦૮ માં પાટલીપુત્ર (પટના)નો રાજા ચંદ્રગુપ્ત **લિચ્છવી** કુળની કુમારદેવી નામની રાજપુત્રી સાથે પરણ્યો. આ સગાઇથી બળવાન થઇને એણે પોતાના રાજ્યમાં વધારો કીધો. સને ૩૨૦ માં એનો રાજ્યાભિષેક થયો અને એણે પોતાના નામનો શક પ્રવર્ત્તાવ્યો. એ સુમારે ઇ. સ. ૩૨૬ માં મરણ પામ્યો.

**સમુદ્રગુપ્ત.**—ચંદ્રગુપ્ત પછી એનો પુત્ર **સમુદ્રગુપ્ત** ગાદી ઉપર આવ્યો. એ એક મહાન યોદ્ધા હતો. વિન્ધ્યાની ઉત્તર તરફનો મુલક (આર્યાવર્ત્ત) સર કરી દક્ષિણમાં છેક કાંચી (કોનજેવરામ) નગરી સુધી એણે પોતાની સત્તા ફેલાવી. બંગાલ, આસામ અને નેપાળ, માળવા અને પંજાબનાં રાજ્યોનો એ ઉપરી રાજા થયો. **અશ્વમેધ** કરી એણે ચક્રવર્ત્તિ રાજા નામ ધારણ કીધું. એના સમયમાં વેદ ધર્મ ફરીથી સજીવન થયો. પાટલીપુત્રને બદલે અયોધ્યાને એણે પોતાની રાજધાનીનું શેહેર બનાવ્યું. એના રાજ્યમાં **હરિષેણ** નામે એક કવિ થઇ ગયો તે કહે છે કે એ રાજા

એક મોટો કવિ હતો. અને ગાયનશાસ્ત્રમાં તે એટલો બધો પ્રવિણ હતો કે એની આગળ નારદમુનિ પણ કશી વિસાતમાં નહોતા.

**ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય.**—સમુદ્રગુપ્ત પછી આ રાજા થયો. એણે પશ્ચિમ તરફના ક્ષત્રપોને તાબે કીધા અને ઇ. સ. ૪૦૯ ને સુમારે છેલ્લા ક્ષત્રપ રૂદ્રસિંહને મારી નાખી સિન્ધ, કાઠિયાવાડ, માળવા અને કોંકણ પોતાના રાજ્ય સાથે ભેળી દીધાં. એણે ઇ. સ. ૪૦૫ થી ૪૧૧ સુધી રાજ્ય કીધું. એના પછી **કુમારગુપ્ત** રાજા થયો.

**કુમારગુપ્ત.**—એના સમયમાં રાજ્યના કેટલાક ભાગનો વિસ્તાર થયો. પણ પાછલા સમયમાં ઉત્તરમાંથી ગોરવર્ણા હૂણ લોકો ( જુઓ પાને ૨૦મે) નાં ટોળેટોળાં આવી તેઓએ લોકોને ઘણો ત્રાસ આપ્યો. એ ઇ. સ. ૪૫૫ માં મરણ પામ્યો. એના પછી **સ્કંદગુપ્ત** થયો.

**સ્કંદગુપ્ત.**—એના રાજ્યમાં હૂણ લોકોએ પોતાના હુમલા જારી રાખ્યા. શરૂઆતમાં તો એણે તેઓને મારી હઠાવ્યા, પણ ઇ. સ. ૪૭૦માં તેઓએ એક ઘણો મજબૂત હુમલો કીધો અને એના રાજ્યના મધ્ય ભાગ સુધી તેઓ ધસી આવ્યા. એ રાજા સુમારે ઇ. સ. ૪૮૦ માં મરણ પામ્યો. એના પછી ગુપ્તરાજ્યની પડતી થઇ. એ રાજ્ય નબળી સ્થિતિમાં પણ લગભગ બીજાં ત્રણસો વરસ ચાલ્યું.

**રાજા હર્ષ** ( ઇ. સ. ૬૦૬-૬૪૮ ).—સાતમા સૈકાની શરૂઆતમાં ઉત્તર હિન્દમાં એક પ્રબળ રાજ્ય થયું. રાજા **હર્ષ** સ્થાનેશ્વરના એક ન્હાના રાજ્યની ગાદીએ ઇ. સ. ૬૦૬ માં આવ્યો. એ રાજા ઘણો રાજ્યલોભી હતો તેથી તેણે એક મોટું લશ્કર જમાવી બંગાલ જીતી લીધું. ઉત્તરમાં નેપાળ ને પૂર્વમાં **કામરૂપ** ( આસામ ) દેશના રાજાઓએ એની સત્તા સ્વીકારી. એણે દક્ષિણ જીતવા પ્રયત્ન કીધો, પણ ચાલુક્ય વંશના પ્રબળ રાજા **પુલિકેસિન બીજા**એ એને હરાવ્યો. એ બૌદ્ધધર્મી હતો અને ગંગાને કિનારે એણે બૌદ્ધધર્મની આજ્ઞાઓના કેટલાક સ્તૂપો બંધાવ્યા હતા. એની રાજનગરી કનોજમાં એણે બૌદ્ધધર્મનો એક ઉત્સવ પાળ્યો હતો. તેમાં બુદ્ધની સોનાની પ્રતિમા બનાવી રસાલામાં પોતે તથા બીજા

રાજાઓ ચાલ્યા હતા. પ્રયાગમાં એવોજ એક બીજો ઉત્સવ એણે પાળ્યો હતો. તેમાં એણે પોતાનું બધું દ્રવ્ય બ્રાહ્મણો, યતિઓ અને ગરીબોમાં વહેંચી દીધું હતું. હર્ષ એક મોટો કવિ તથા નાટક લખનાર હતો. બાણભટ્ટ નામના કવિએ એનું ચરિત્ર લખેલું છે જે "શ્રીહર્ષચરિત" ને નામે પ્રસિદ્ધ છે. એના મરણ પછી એના રાજ્યની અવ્યવસ્થા થઇ.

---

## પ્રકરણ ૯ મું.

### રાજપૂત રાજ્યોનો ઉદય.

પ્રાચીન આર્ય પ્રજા જેણે હિન્દના ઉત્તર ભાગમાં રાજ્યો સ્થાપ્યાં હતાં તેઓએ લગભગ ઇ. સ. પૂ. ૬૦૦ વર્ષ સુધી સત્તા ભોગવી. ત્યાર બાદ મગધ, આન્ધ્ર, ગુપ્ત, અને કનોજનાં રાજ્યો દીપ્યાં. ઇ. સ. ૮૦૦માં તેઓની પડતી થઇ એટલે રાજપૂતો* પશ્ચિમ અને દક્ષિણમાંના પહાડી મુલકોમાંથી નીકળી આવ્યા અને હિન્દમાંનાં મોટાં મોટાં બધાં રાજ્યો જીતી લીધાં.

**વલ્લભી રાજ્ય અને રાજપૂતો.**—ઉત્તર હિન્દમાં વિક્રમાદિત્ય અને શિલાદિત્ય રાજ્ય કરતા હતા તે સમયમાં સેનાપતિ **ભટાર્કે** ગુજરાત (ગુર્જરરાષ્ટ્ર)માં વલ્લભી રાજ્ય સ્થાપ્યું હતું (સુમારે ઇ. સ. ૪૬૦ માં). કાઠિયાવાડ મૂળ ગુપ્તવંશી રાજાઓના તાબામાં હતું. વલ્લભી વંશના રાજાઓએ આઠમી સદીની આખર સુધી રાજ્ય કીધું. હાલનાં ઘણાં રાજપૂત કૂળો એ વંશનાં હોવાનું અભિમાન ધરાવે છે.

વલ્લભી રાજાઓ પછી ગુજરાતમાં રાજપૂતો પ્રબળ થયા. વલ્લભીપુરની પડતી આવતી ગઇ તેમ તેમ રાજપૂતોનું **પાટણ** બંદર તેજીમાં

---

* રાજપૂતોની ચોકસ હકીકત આપણને મળી શકતી નથી. કેટલાક પ્રાચીન આર્યો જેઓ **સૂર્યવંશી** અને **ચંદ્રવંશી**ને નામે પ્રખ્યાત છે તેના વંશજો છે. રામના પુત્ર લવ અને કુશથી કેટલાક ઉતરી આવેલા છે એમ તેઓની વંશાવળી બતાવે છે. કેટલાક હૂણ કે સિધિઅન લોકો જેઓ મધ્ય એશ્યામાંથી આવ્યા તેઓના વંશજો લેખાય છે. તેઓના મુખ્ય ગુણો શૌર્ય, પરાક્રમ, ઉદારતા, અને કુલીનતા છે. તેઓની સ્ત્રીઓમાં પણ તેવાજ ઉમદા ગુણો હતા.

આવવા લાગ્યું. સિન્ધ, રાજપૂતાનાનાં રાજ્યો અને આખું પંજાબ રાજપૂત સરદારો અને રાજાઓના તાબામાં હતાં. તેઓએ દિલ્હી અને અજમેર સર કરી ઉત્તર હિન્દમાં છેક બંગાલ સુધી પોતાની સત્તા વધારી. દક્ષિણમાં તો ઇ. સ. ના પાંચમા સૈકાથીજ તેઓ પ્રબળ હતા. આઠમા, નવમા અને દસમા સૈકાની આખર સુધીમાં રાજપૂતોએ તમામ પ્રાચીન રાજ્યો જીતી લીધાં.

---

## રાજપૂતોની ચઢતીના સમયમાં હિન્દના રાજકીય વિભાગો :—

(૧) **ઉત્તર હિન્દ**માં કનોજનું પ્રાચીન રાજ્ય રાજપૂતોના હાથમાં સર્વથી પ્રબળ હતું. **રાજ્યપાળ** રાજા જે અગિયારમી સદીમાં થઇ ગયો તે સર્વોપરી રાજા હતો અને તેના રાજ્યનો વિસ્તાર પૂર્વમાં છેક બંગાલ સુધી હતો. પાછળથી **ચહુઆણ** રાજપૂતો દિલ્હી અને અજમેરમાં પ્રબળ થયા, અને બારમી સદીની આખરે **રાઠોડ** રાજપૂતો કનોજમાં રાજ્ય કરવા લાગ્યા. એ રાજ્ય જયચંદ્ર પાસેથી મુસલમાનોએ લીધું તે વાત આગળ આવશે.

(૨) **પશ્ચિમ હિન્દ** (ગુજરાત, રાજપૂતાના, સિન્ધ અને પંજાબ) માં નાના નાના રાજપૂત રાજાઓ રાજ્ય કરતા હતા. **ગુજરાત** વિષે કેટલીક હકીકત જાણવાની જરૂર છે. મૂળ એ યાદવોના તાબામાં હતું. તેઓના હાથમાંથી ગયા પછી અશોક રાજાએ જીતી લીધું. ત્યાર બાદ **શક** લોકોના હાથમાં આવ્યું. ત્યાર બાદ ગુજરાત ઉપર ગુપ્તવંશી રાજાઓની સત્તા થઇ ને તેઓ પછી **ચાવડા** રાજપૂતોના હાથમાં એ પ્રાન્ત ગયો. ચાવડા પછી **ચાલુકય** ( સોલંકી ) રાજાઓનું રાજ્ય થયું. પછી **વાઘેલા** રાજપૂતોએ એ પ્રાન્ત જીતી લીધો ને આખરે ઇ. સ. ૧૩૦૪ માં ગુજરાત મુસલમાનોના હાથમાં ગયું.

(૩) **મધ્ય હિન્દ** ( માળવા સાથે )માં પણ પ્રબળ રાજપૂત રાજ્ય હતું. રાજા ભોજ જેણે ઇ. સ. ૯૯૭થી ૧૦૫૩ સુધી રાજ્ય કીધું તે વિદ્વાનોને આશ્રય આપનાર હતો.

(૪) **હિમાલયથી હિન્દ** (કાશ્મીર, નેપાળ અને આસામ). એ પણ રાજપૂત રાજાના તાબામાં હતું.

(૫) **બંગાલના** બે વિભાગ હતા,—પશ્ચિમ બંગાલ અને પૂર્વ બંગાલ. પશ્ચિમ ભાગમાં **પાલ** રાજાઓ રાજ્ય કરતા હતા (૯–૧૧ મી સદી સુધી). છેલ્લો પાલ રાજા **મહિપાલ** કરીને હતો. પૂર્વ ભાગમાં **સેન** રાજાઓ રાજ્ય કરતા હતા. પાછળથી **સેન** રાજાઓની સત્તા વધવાથી તેઓએ પાલ રાજાઓનો મુલક લઇ લીધો.

(૬) **ઓરિસ્સા.**—એ પ્રાન્તમાં **યયાતિ કેસરી**એ **કેસરી** વંશ સ્થાપ્યો (ઇ. સ. ૪૭૪ માં). એ વંશના **નૃપકેસરી**એ કટક વસાવ્યું. એ વંશનો અંત બારમા સૈકામાં આવ્યો.

(૭) **દક્ષિણ.**—મ્હૈસૂર સુધીના દક્ષિણ ભાગમાં **કલ્યાણ** (કલ્યાણી) અને **રાજમંદ્રિ**ના ચાલુક્ય વંશના રાજાઓ રાજ્ય કરતા હતા. તેઓ ચંદ્રવંશી ક્ષત્રીય રાજાના વંશજો હતા. કલ્યાણની ગાદી **જયસિંહે** સ્થાપી હતી અને તે ગુજરાતના વલ્લભી વંશના સ્થાપનાર ભટાર્કનો સગો હતો. એ વંશનો ચોથો રાજા **પુલકેસીન પહેલો** થઇ ગયો (ઇ. સ. ૫૫૦). તેણે પોતાની સત્તા છેક કોનજેવરામ શેહેર સુધી વધારી. સાતમા રાજા **પુલકેસીન બીજા**એ મરેઠા લોકો ઉપર અધિકાર ભોગવ્યો. એને જીતવા ઉત્તર હિન્દના **હર્ષ** રાજાએ ઘણાં ફાંફાં માર્યાં, પણ તે ફાવ્યો નહિ. આઠમા સૈકામાં રાષ્ટ્રકૂટ (રાઠોડ) રાજપૂતોએ ચાલુક્ય વંશના રાજાઓની સત્તા તોડી. તેઓ ચાલુક્ય રાજ્યના ખંડીઆ રાજા હતા. પણ મરેઠાઓના દેશમાં તેઓની સત્તા સારી ઝામી હતી. **દન્તિદુર્ગ** રાજાના રાજ્યમાં રાઠોડો દક્ષિણમાં સર્વોપરી થયા. એ દન્તિદુર્ગને એના કાકા કૃષ્ણે ગાદી ઉપરથી ઉઠાડી પોતે રાજા થયો. એલૂરામાં **કૈલાસ** નામનું દેવસ્થાન જે નક્કર ખડકમાંથી કોતરી કાઢેલું છે તે આ રાજાના વખતમાં કોતરાયલું કહેવાય છે. એનું કોતરકામ જોઇને માણસ આશ્ચર્યથી ચકિત થઇ જાય છે. **ગોવિન્દ** નામના રાજાના સમય (૭૯૪–૮૧૪) માં રાઠોડ રાજપૂતો પૂર્ણ પ્રકાશ્યા. જૈન ધર્મને ઉત્તેજન મળ્યું. એના પછીનો રાજા **અમોઘવર્ષ** (૮૧૪–૮૭૭) જૈન ધર્મ પાળતો હતો. દક્ષિણમાં છેલ્લો

રાઠોડ રાજા **કક્ક** કરીને હતો ( ૯૭૩–૯૯૭ ). તેને મૂળ ચાલુક્ય વંશના **તૈલ** નામના રાજાએ ગાદી ઉપરથી ઉઠાડી મૂક્યો અને ચાલુક્ય રાજ્યની સત્તા પાછી સ્થપાઇ. એ રાજપૂતોએ ઇ. સ. ૧૧૮૨ સુધી રાજ્ય કીધું. રાજમંદ્રિની ગાદીનો સ્થાપનાર **વિષ્ણુવર્ધન** કરીને હતો. અગિયારમા સૈકામાં દક્ષિણના **ચોળ** વંશના રાજા **રાજેન્દ્ર**નું લગ્ન એ વંશની એક કુંવરી સાથે થવાથી એ રાજ્ય તેના હાથમાં ગયું.

( ૮ ) **હિન્દનો છેક દક્ષિણ ભાગ પાંડય, ચોળ અને ચેર** વંશના રાજાઓના અધિકાર નીચે હતો. પાંડ્ય રાજ્ય ઇ. સ. પૂ. નવમા શતકમાં સ્થપાયું હતું. એ ઇ. સ. ૧૭૩૬ માં આર્કટના નવાબે જીત્યું. એકજ વંશમાં ૨૫૦૦ વર્ષ સુધી કાયમ રહેલું રાજ્ય જગતના ઇતિહાસમાં આ એકજ હતું.

( ૯ ) **દેવગિરિના યાદવો.**—એઓ અસલ ઉત્તરમાંના મથુરા અને દ્વારકાના શ્રીકૃષ્ણના રાજ્યમાંથી આવેલા કહેવાય છે. એઓ રાઠોડ રાજપૂત રાજાઓના તથા ચાલુક્ય રાજાઓના તાબાના રાજા હતા. ચાલુક્ય રાજ્યની અવ્યવસ્થાનો લાભ લઇ કેટલોક મુલક એ વંશના **ભિલ્લમ** રાજાએ જીતી લીધો ( સુમારે ૧૧૮૭ માં ). ત્યાર પછીના રાજાઓએ યાદવ રાજ્યને ઘણું વધાર્યું. ચતુર્વર્ગચિન્તામણિ નામનો ગ્રન્થ જેમાં હાલના હિન્દુધર્મની પદ્ધતિ છે તેનો લખનાર **હેમાદ્રી** આ સમયમાં થઇ ગયો. એ દેવગિરિ અથવા દોલતાબાદના રાજ્યનો અંત અલાઉદ્દીનના સરદાર મલેક કાફૂરે આણ્યો, ઇ. સ. ૧૩૧૮.

---

## પ્રકરણ ૧૦ મું.

### ધર્મવ્યવસ્થા.

આર્ય લોકો પ્રથમ સિન્ધુ નદીના પ્રદેશમાં આવી વસ્યા અને ત્યાંથી પછી ગંગા અને જમનાના પ્રદેશોમાં આગળ વધ્યા. તેઓ સંસ્કૃત ભાષા બોલતા. તેઓ અગ્નિ, વાયુ, સૂર્ય એ મુખ્ય અને ઇન્દ્ર, વરૂણ, સોમ, ઉષમ્ વિગેરે દેવતાઓનાં સ્તવન કરતા. તેઓ ઘી, ધાન્ય તથા પશુઓનાં બળિદાન આપતા. પિતૃઓને પણ તેઓ બળિદાનથી સંતોષતા. તેઓમાં

કોઇ દેવની મૂર્ત્તિ નહોતી, દેહેરાં નહોતાં; સૌ પોતપોતાના ઘરમાં સ્તવન કરતા અને હોમયજ્ઞ પોતાના આંગણાંમાં ખુલ્લામાં કરતા. તેઓ તત્ત્વ-દેવતાઓને આરાધતા, તોપણ જગત્કર્ત્તા એક છે એવું તેઓ માનતા.

તેઓનું ધર્મપુસ્તક વેદ હતું. પ્રથમ ઋગ્વેદ હતો; પછીથી યજુર્વેદ, સામવેદ અને અથર્વ વેદ પ્રગટ થયા. સ્તુતિપ્રાર્થનાનો સંગ્રહ તે **સંહિતા;** કર્મકાંડ સંબંધી જે શિક્ષા તે **બ્રાહ્મણ;** ને આત્મા પરમાત્મા સંબંધી જે વિચાર તે **ઉપનિષદ્.** મનુષ્યને બે આત્મા છે. જીવાત્મા--જેથી હીલચાલ થાય છે તે; અને અન્તરાત્મા—જેથી સદસત્નું જ્ઞાન થાય છે તે. જીવાત્મા પોતાનાં રૂડાં ભુંડાં કર્મ પ્રમાણે રૂડી ભુંડી ગતિને પામે છે, અનેક યોનિઓમાં (વૃક્ષજાતિમાં પણ) જન્મ લે છે. સત્કર્મ ને સદ્વિચારે ઉત્તરોત્તર ઊંચી સ્થિતિ પ્રાપ્ત થાય છે; સકામ કર્મથી સ્વર્ગ મળે છે અને નિષ્કામ કર્મથીજ મોક્ષ મળે છે; અને એ જ્ઞાન વેદાધ્યયનથી મળે છે. બહારની અને અંદરની પવિત્રતા રાખવા માટે આર્યધર્મમાં સ્નાન, પ્રાયશ્ચિત્તાદિ કર્મો આગ્રહપૂર્વક કહ્યાં છે. વડીલ, પૂજ્યગુરૂની આજ્ઞા પાળવી, સત્ય બોલવું વિગેરે બાબતોનો બોધ કીધેલો છે.

પછીથી આર્ય બ્રાહ્મણોએ ધર્મ સંબંધી જે સૂક્ષ્મ વિચારો કીધા તે ષડ્દર્શનમાં પ્રકાશ્યા:—(૧) **પૂર્વમિમાંસા** (જૈમિનીરચિત) વેદોના અર્થ સમજવાને રચવામાં આવી; કયાં કર્મ કયે પ્રસંગે કેવી રીતે કરવાં તે એમાં જણાવ્યું છે; (૨) **ઉત્તરમિમાંસા** (વ્યાસરચિત) માં નિત્ય, સર્વશક્તિમાન, સર્વવ્યાપક, સર્વજ્ઞ પરમાત્માએ પોતાની ઇચ્છાથી વિશ્વ રચ્યું છે ને તે પાછું પોતાનામાં સંહારી લેશે એ વિષે વિવેચન કીધેલું છે. પ્રત્યેક આત્મા તે જેમ અગ્નિનો તણખો તેમ ઈશ્વરના ચૈતન્યનો અંશ છે; પોતાના પૂર્વના સંકલ્પ પ્રમાણે કર્મ પ્રવૃત્ત થવાને સમર્થ છે; કર્મ પ્રમાણે જન્માન્તરો ભોગવ્યા પછી આત્મા મોક્ષને પામે છે. મોક્ષ ત્રણ પ્રકારનો છે:—આત્મા પરમાત્મામાં મળી જાય તે પૂર્ણ મોક્ષ; બ્રહ્મલોકમાં જઇ રહે તે; અને આ લોકમાંજ ઈશ્વરી શક્તિ પ્રાપ્ત થાય તે. યજ્ઞ કરવાથી અને ભક્તિ વડે છેલ્લા બે મોક્ષ મળે છે. (૩) **સાંખ્ય** (કપિલરચિત) શાસ્ત્ર જગતનો કર્ત્તા કોઇ ઈશ્વર નથી, પણ પ્રકૃતિજ અનાદ્યંત, અવ્યક્ત, નિરવયવ, અવિકૃત

જગતને ઉત્પન્ન કરે છે એમ જણાવે છે. આત્મા પ્રકૃતિથી જૂદો છે, ને તે કોઇનાથી ઉત્પન્ન થતો નથી ને તે કોઇને ઉત્પન્ન કરી શકતો નથી. આત્મા જૂદા જૂદા છે; બુદ્ધિ પ્રકૃતિની જાળ ઉકેલીને સૃષ્ટિ પેદા કરે છે; પણ પ્રકૃતિરૂપ અથવા ચૈતન્યરૂપ પરમેશ્વર નથી. (૪) **ન્યાયશાસ્ત્ર** (ગૌતમકૃત) પ્રમાણે આત્મા અનાદ્યંત, પ્રકૃતિરહિત, ને સ્વતંત્ર છે; ઇશ્વર એ પરમાત્મા, અનાદ્યંત, જ્ઞાનનું સ્થળ અને સર્વ વસ્તુઓને ઉત્પન્ન કરનારો છે. (૫) **યોગશાસ્ત્ર** (પાતંજલીકૃત) સાંખ્ય શાસ્ત્રના સિદ્ધાન્તો કબૂલ રાખે છે અને વિશેષ એ જણાવે છે કે ધ્યાનથી માણસ જડમાં ચૈતન્ય જોવાને શક્તિમાન થાય છે. આ દર્શનમાં દુઃખની નિવૃત્તિ એજ મોક્ષ છે; સુખની પ્રાપ્તિનો સ્વીકાર કરવામાં આવતો નથી; અનુમાનથી ઇશ્વરનું અસ્તિત્વ સિદ્ધ કરવામાં આવે છે. (૬) **વૈશેષિક** (કણાદકૃત) દર્શનમાં એવું જણાવેલું છે કે જેને આદિ નથી, જેના વિભાગ થઇ શકતા નથી એવા પરમાણુઓના સ્વભાવસંયોગે આ નાશવંત જગત રચાયું છે. કણાદ મુનીએ છ પદાર્થ મુખ્ય ગણ્યા છે,—દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાય.

ઉપર જણાવ્યા પ્રમાણે બ્રાહ્મણોએ ધર્મ સંબંધી સૂક્ષ્મ વિચારો દર્શાવ્યા અને પોતાની સત્તા સમ્પૂર્ણ રીતે સ્થાપી. ત્યાર પછી ઇ. સ. પૂ. ૬૦૦ વર્ષ ઉપર ગૌતમબુદ્ધે એક નવો ધર્મ સ્થાપ્યો. કપિલ મુનિના સાંખ્ય શાસ્ત્રના અધાર ઉપરથી તેણે પોતાના નવા સિદ્ધાન્ત ઉપજાવ્યા હતા. તેણે વેદધર્મ વિરૂદ્ધ ભાષણો કીધાં. દેહકષ્ટ કરી મનના વિકાર જીતવાથી ને સત્કર્મ કરવાથી ઘણાક જન્માંતર પછી નિર્વાણ મોક્ષ પ્રાપ્ત થાય, (વિશેષ હકીકત માટે જુઓ પાનું ૧૪ મુ). એજ સમયમાં જૈનમત નીકળ્યો. જૈનોએ પણ વેદને પ્રમાણ માન્યો નહિ. તેઓએ કર્મફળનો આપનાર અને જગતનું નિત્ય મૂળ કારણ જે ઇશ્વર તેનો સ્વીકાર કીધો નહિ. કેટલાક પુરૂષો આવરણનો ક્ષય કરી સર્વજ્ઞ થઇ ગયા તેઓને તેઓએ દેવલોક કરતાં અધિક માન્યા. જીવમાત્ર ઉપર દયાભાવ રાખવો એ મુખ્ય ધર્મ તેઓએ માન્યો. આ બે ધર્મોને રાજ્યાશ્રય મળવાથી તેઓ હિન્દમાં સારીપેઠે પ્રસર્યા.

આટલું છતાં બ્રાહ્મણોનો મોટો ભાગ પોતાનો વેદોક્ત ધર્મ આગ્રહથી રાખી રહ્યો. દેશ કાળ સ્થિતિ જોઇ લોકોને મૂર્ત્તિપૂજનજ અનુકૂળ છે

એમ વિચારી તેઓએ મૂળ ધર્મનું સ્વરૂપ બદલ્યું. જગદીશ્વરને સગુણ અને ત્રિગુણાત્મક માન્યો; ને ઉત્પત્તિ, સ્થિતિ, લયનો એકેકો મોટો દેવ તથા તેની એકેકી શક્તિ તે એકેકી મોટી દેવી છે એમ માન્યું; અને પછી ઈશ્વરની અનેક ગુણ શક્તિઓને દેવદેવીરૂપે માન્યાં. એકેકા સ્વરૂપને યથેચ્છ કલ્પિત પ્રતિમારૂપે પૂજવાનો સંપ્રદાય ચાલતો કીધો અને પુરાણોમાં, સૃષ્ટિની ઉત્પત્તિ આદિ લેઇ તત્વવિચાર, દેવદેવીઓનાં ચરિત્ર, પૂજનક્રિયા ને ભક્તિનો બોધ એ વિષયો લખાવા મંડાયા. પૂર્વે કાળમાં બ્રહ્માનું માહાત્મ્ય હતું, પણ તેની મૂર્ત્તિ નહોતી; પુરાણ સંપ્રદાય ચાલ્યા પછી તેની મૂર્ત્તિનું પૂજન ચાલ્યું હશે—(હિન્દમાં તેનું એક દેહેરૂં આજ પણ છે). પછી કાળાન્તરે સંહારશક્તિવાળા તથા ફરીથી સૃષ્ટિ કરવાવાળા શિવનું પૂજન શંકરાચાર્યે દાખલ કીધું, પણ બ્રાહ્મણોએ તેની સાથે પોતાનાં વેદોક્ત કર્મ મૂક્યાં નહિ. શંકરે વેદાન્ત જ્ઞાનનો ઉપદેશ કીધો અને સૂક્ષ્મ બાબતો સમજવાની શક્તિ આવતાં સુધી શિવ, શક્તિ, વિષ્ણુ વિગેરેનું પૂજન અવશ્યનું છે એમ બોધ્યું. શંકર પછી રામાનુજે વિષ્ણુની, રામાનંદે રામની અને મધ્વે વિષ્ણુની ભક્તિનું માહાત્મ્ય વધાર્યું. વલ્લભાચાર્યે બાલગોપાલના પૂજનનું અને ચૈતન્યે કૃષ્ણના નામસ્મરણનું માહાત્મ્ય વધાર્યું. કબીર અને સીખગુરૂ નાનકે હિન્દુ અને મુસલમાનોને એક ધર્મ પળાવવા સારીપેઠે મથન કીધું.

## ધર્મપ્રવર્ત્તકો.

**કુમારિલ ભટ્ટ.**—એ બિહારનો એક મહા વિદ્વાન બ્રાહ્મણ ઇ. સ. ના સાતમા સૈકામાં થઇ ગયો. એણે આખા હિન્દમાં ફરી વૈદિક ધર્મનો બોધ કર્યો. વૈદિક ધર્મના તમામ પ્રતિપક્ષીઓ સાથે વાદ કરી એણે તેઓના મતનું ખંડન કીધું. આથી બાદ્ધ અને જૈનમતો નિસ્તેજ થયા.

**શંકરાચાર્ય.**—એ મહા પુરૂષ ઇ. સ. ૭૮૮ (સંવત ૮૪૫ ના વૈશાખ સુદ ૧૦)માં જન્મ્યો હતો. કેરલ દેશમાં વૃષ પર્વતની પાસે પૂર્ણા નદીને તીરે કાલટિકા નામે ગામના શિવગુરૂ નામના બ્રાહ્મણનો એ દીકરો હતો. એના ગુરૂ કુમારિલ ભટ્ટ હતા. એણે વેદશાસ્ત્રનો અભ્યાસ કરી સન્યસ્ત દીક્ષા લઇ આખા હિન્દમાં ફરી અનેક ધર્મમતનાં પંડિતોને જીત્યા અને વેદાન્ત જ્ઞાનનો બોધ આપ્યો ને શિવપૂજનનો મહિમા વધાર્યો.

સૂક્ષ્મ બાબતો સમજવાની શક્તિ આવતા સુધી મૂર્તિપૂજા એણે અવશ્યની સ્વીકારી. શાંકરમત પ્રમાણે ઈશ્વર કેવળ એક છે અને જીવ તે બ્રહ્મ શિવાય બીજું કંઇ નથી. બ્રહ્મ દેહરહિત અને નિર્ગુણ છે. જૂદા જૂદા જીવાત્માઓ અને ભૌતિક વસ્તુઓ બ્રહ્મના સંયોગમાં માયાથી ઉત્પન્ન થયલાં છે. જીવ ને બ્રહ્મ એકજ છે એવું જ્ઞાન થાય ત્યારેજ મોક્ષ મળે. એના સિદ્ધાન્તને **અદ્વૈત** સિદ્ધાન્ત કહે છે. એણે ઉપદેશ માટે દ્વારિકામાં, જગન્નાથમાં, બદ્રિકેદારમાં, કાશીમાં, શૃંગેરીમાં વિગેરે ઠેકાણે મઠો સ્થાપ્યા. જે વિદ્વાન બ્રાહ્મણોએ વેદધર્મથી ઉલટા અનેક ધર્મ (બૌદ્ધ જૈન વિગેરે) ચાલતા હતા તેઓનું ખંડન કરી પોતાનો સનાતન ધર્મ પાછો હિન્દમાં પ્રવર્ત્તાવ્યો તેઓમાં છેલ્લો ને સમર્થ શંકરાચાર્ય હતો. એણે દસ ઉપનિષદો ઉપર ભાષ્ય રચ્યાં છે ને બીજા ઘણા નાના મોટા ગ્રન્થો બનાવ્યા છે. એણે પોતાના ઉત્તમ ધર્મજ્ઞાનને લીધે "શ્રીજગદ્‌ગુરૂ" ઉપનામ મેળવ્યું. બત્રીસ વરસની જુવાન વયે એ કેદારનાથમાં સમાધિસ્થ થયો. એ શિવના અવતાર તરીકે પૂજાય છે.

**રામાનુજાચાર્ય.**—શંકરાચાર્ય પછી સુમારે બસો વર્ષે ચિંગ્લિપટ જીલ્લાના પેરૂમ્બદૂર નગરમાં રામાનુજ જન્મ્યો હતો. એણે લક્ષ્મી અને વિષ્ણુનું પૂજન દાખલ કીધું તેથી એ સંપ્રદાયને શ્રીસંપ્રદાય પણ કહે છે. એ સંપ્રદાયવાળા વાસુદેવને બ્રહ્મ કહે છે. રામાનુજે ઇશ્વરને સારા ગુણોથી યુક્ત માન્યો છે. જીવ એ ઇશ્વરનો અંશ છે એમ માનવાથી એનો સિદ્ધાન્ત **વિશિષ્ટાદ્વૈત** કહેવાય છે. એણે ભક્તિમાર્ગ પ્રસાર્યો. દક્ષિણમાં ચોળ વંશના રાજા કેરીકાલ સાથે અણબનાવ થતાં રામાનુજે મ્હૈસૂરના જૈન રાજાનો આશ્રય લીધો. અને તેની પુત્રીના અંગમાંથી બ્રહ્મરાક્ષસ કાઢી રાજાને વૈષ્ણવ કીધો. તે રાજાએ પોતાનું અસલ નામ ફેરવી વિષ્ણુવર્ધન નામ ધારણ કીધુ. રામાનુજે ૭૦૦ મઠો સ્થાપેલા કહેવાય છે. એ શ્રીરંગમમાં મરણ પામ્યો. એ શેષનો અવતાર હતો એમ ભાર્ગવ પુરાણમાં કહ્યું છે. રામાનુજનો શિષ્ય દેવાચાર્ય; તેનો રાઘવાનંદ, ને તેનો શિષ્ય રામાનંદ હતો, જેણે રામભક્તિનો પ્રસાર કીધો.

**મધ્વાચાર્ય.**—રામાનુજ પછી એકાદ સૈકા બાદ મધ્વાચાર્ય થયો. એનો મત શંકર મતથી વિરૂદ્ધ હતો. ઇશ્વર, અનેક જીવાત્મા, અને ભૌતિક

વસ્તુઓ અનંત કાળથી એક બીજાથી જુદાં છે તેથી એનો સિદ્ધાન્ત **દ્વૈત** સિદ્ધાન્ત કહેવાય છે. સર્વ જગત નારાયણ (વિષ્ણુ)ના દેહમાંથી થયું છે, અને વિષ્ણુ સ્વતંત્ર નિર્દોષ અને અશેષ સદ્ગુણવાળો છે એવો **મધ્વનો** મત હતો. **અંકન** (તપ્તમુદ્રા ધારણ કરવી) **નામકરણ** (પુત્રાદિનું નારાયણ વિગેરે નામ પાડવું) અને ભજન (મન, વાણી અને શરીર વડે દયા, સત્ય અને દાન વિગેરે કરવાં તે) એ ત્રણ પ્રકારની સેવા છે. એનો માર્ગ ભક્તિમાર્ગ કહેવાય છે.

**કબીર.**—એ એક મુસલમાન વણકરનો છોકરો હતો. એણે હિન્દુ તથા મુસલમાનોને એક ધર્મ પળાવવા સારી પેઠે મથન કીધું. એણે લોકોને સમજાવ્યું કે મુસલમાનોનો "**અલી**" અને હિન્દુનો "**રામ**" જૂદા નથી. માણસોના અન્તઃકરણમાં જે ઇશ્વર છે તે બન્નેનો એકજ છે; ઇશ્વરની ઇચ્છાને અનુકૂળ સત્કર્મો કરવાથી મોક્ષ મળે છે. એના અનુયાયીઓ કબીરપંથી કહેવાય છે. એ સિકંદર લોદીના વખતમાં થઇ ગયો. કબીરના મરણ વિષે એવી વાત ચાલે છે કે હિન્દુ તથા મુસલમાન બન્ને લોકોએ એનું શબ લેવા તકરાર કીધી. આખરે કબીરે જાતે દર્શન આપ્યું ને શબ ઉપર ઢાંકેલું કપડું ઉચકી લેવા આજ્ઞા આપી. તેમ કરતાં ત્યાં શબને બદલે માત્ર ફૂલોનો એક ઢગલો માલમ પડયો. અડધાં ફૂલો હિન્દુઓ ઉપાડી ગયા ને તેને બાળ્યાં અને અડધાં મુસલમાનો ઉપાડી ગયા ને તેને દાટયાં.

**નાનક** (૧૪૬૯–૧૫૩૯)—એણે **સીખ** ધર્મ સ્થાપ્યો. કબીરની પેઠે એણે પણ હિન્દુ તથા મુસલમાનોને એક ધર્મના કરવા પંજાબમાં સારી પેઠે મથન કીધું. અકબરના મરણ પછી એ ધર્મના લોકો ઉપર ઘણો જુલમ ગુજરવા લાગ્યો તેથી એ એક જબરદસ્ત લશ્કરી ટોળું થયું. એ સીખ લોકોને લગતી વિશેષ હકીકત આગળ આપવામાં આવશે.

**વલ્લભાચાર્ય.**—એ ઇ. સ. ૧૪૭૯ માં કૃષ્ણા નદીની દક્ષિણે આવેલા કાકરવાડ નામે ગામમાં જન્મ્યો હતો. એ તૈલંગો બ્રાહ્મણ હતો અને એના પિતાનું નામ લક્ષ્મણ ભટ્ટ હતું. એના સંપ્રદાયને પુષ્ટિમાર્ગ કહે છે. એમાં બાલગોપાલની પ્રેમ ભક્તિ એ મુખ્ય સિદ્ધાન્ત છે. આ સિદ્ધાન્તનું પ્રથમ સ્વરૂપ બાંધનાર વિષ્ણુસ્વામી હતા. વિષ્ણુસ્વામી પછી જ્ઞાનદેવ, પછી

નામદેવ, પછી ત્રિલોચન અને તે પછી વલ્લભ થયા છે. સર્વ વિશ્વ શ્રી બાલકૃષ્ણથી ઉત્પન્ન થએલું માનવામાં આવે છે તેથી આ મત અદ્વૈત છે અને પુષ્ટિમાર્ગવાળા તેને **શુદ્ધાદ્વૈત** કહે છે. એ આચાર્યનો બોધ એવો હતો કે દેહકષ્ટથી મોક્ષ મળતો નથી પણ ભક્તિમાં આનંદમય જીવન ગાળ્યાથી મળે છે. એ માર્ગવાળાઓને આચાર્ય દરરોજ બાળકૃષ્ણની મૂર્તિનાં દિવસમાં આઠ વખત દર્શન કરાવે છે તે વખતે તેને ઉત્તમ વસ્ત્રો પહેરાવે છે, સ્વાદિષ્ટ પ્રસાદ ધરાવે છે. ઋતુ પ્રમાણેના અનેક ઠાઠોથી ભક્તોનું મન રંજન કરે છે. એ માર્ગને માનનારાઓનો મોટો ભાગ વેપારી લોકોનો છે. વલ્લભના પુત્રનું નામ શ્રીવિઠ્ઠલનાથ હતું. તેને સાત પુત્રો હતા તેથી તેમની સાત ગાદીઓ થઇ છે. મોટી ગાદી શ્રીનાથજીની છે.

**ચૈતન્ય મહાપ્રભુ** (ગૌરાંગ).—આ મહાપુરૂષ સને ૧૪૮૫ માં નદીઆના માયાપુર ગામમાં જન્મ્યો હતો. ચૌદ વર્ષની ઉમ્મરે વલ્લભાચાર્યની પુત્રી લક્ષ્મીદેવી સાથે એનું લગ્ન થયું; પણ તે સાપ કરડવાથી થોડા સમયમાં મરણ પામી. માને શોક કરતી જોઇ જીવન કેટલું ક્ષણિક છે તે વિષે તેણીને બોધ કીધો. ત્યાર પછી માના આગ્રહથી રાજપંડિત સનાતન મિશ્રની પુત્રી વિષ્ણુપ્રિયા સાથે તેનું ફરીથી લગ્ન થયું. હિન્દુ ધર્મના અનેક ગ્રન્થો એણે વાંચી ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત કીધું. કાશ્મીરના દિગ્વિજયી પંડિત કેશવમિશ્ર સાથે એને વાદ થયો તેમાં તે પંડિત હાર્યો સત્તર વર્ષની ઉમ્મરે કેટલાક શિષ્યો સાથે તે **ગયાજી** ગયો ને ઇશ્વરીપુરી નામના સન્યાસી પાસે એણે દીક્ષા લીધી. પછી તે ઠામ ઠામ બોધ કરવા લાગ્યો અને તેણે ઘણા ઘણા ચમત્કારો બતાવ્યા. આથી હજારો માણસો એના શિષ્ય થયા. વેદ, તેના ઉપર લખાયલાં ભાષ્ય અને પુરાણોનો એ સ્વીકાર કરે છે, પણ કેટલેક સ્થળે અર્થમાં બીજા આચાર્યોથી જુદો પડી તે પોતાના મુખ્ય સિદ્ધાન્તો આ પ્રમાણે દર્શાવે છેઃ—(૧) પરબ્રહ્મ જે હરિ તે કેવળ એક છે; (૨) તે સર્વશક્તિમાન છે; (૩) તે રસનો સાગર છે; (૪) આત્મા તેનો વિભિન્નાંશ (જૂદો ભાગ) છે; (૫) કેટલાક આત્મા માયા-વિશિષ્ટ છે; (૬) કેટલાક માયાથી મુક્ત છે; (૭) આત્મિક અને ભૌતિક સર્વ પદાર્થો હરિના ભેદાભેદ પ્રકાશ છે; (૮) મોક્ષનું સાધન માત્ર ભક્તિજ છે; (૯) કૃષ્ણમાં પ્રેમ એ આત્મિક જીવનનો છેવટનો હેતુ છે. ભાગવતમાં

કહેલી નવધા ભક્તિ,—કૃષ્ણનું નામશ્રવણ, કીર્તન, સ્મરણ, તેના ચરણનું સેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન—એણે સર્વોત્તમ માની છે. એનો એવો મત હતો કે માણસ માત્ર એક સરખી રીતે ભક્તિની યોગ્યતા ધરાવે છે અને તે વડે તેઓ શુદ્ધ થાય છે. ચૈતન્ય ઇ. સ. ૧૫૩૨માં અદૃશ્ય થયો અને તે કૃષ્ણના અવતાર તરીકે મનાય છે.

## સંસ્કૃત ગ્રન્થકર્તાઓ.

**નાટક.**—**કાલિદાસે** શકુન્તલા, વિક્રમોર્વશી, માલવિકાગ્નિમિત્ર; **શ્રીહર્ષે** રત્નાવલિ અને નાગાનંદ; **શૂદ્રકે** મૃચ્છકટિક; **ભવભૂતિએ** માલતિ માધવ, ઉત્તર રામચરિત, અને મહાવીર ચરિત; **વિશાખદત્તે** મુદ્રારાક્ષસ; અને **કૃષ્ણમિશ્રે** પ્રબોધ ચન્દ્રોદય.

**વ્યાકરણ.**—સિદ્ધાન્તકૌમુદી નામનો વ્યાકરણ ઉપર સર્વોત્તમ ગ્રન્થ પાણિનીએ રચી સંસ્કૃત ભાષાને પૂર્ણ સંસ્કારમાં આણી.

**કાવ્યો.**—**ભારવિએ** કિરાતાર્જુનીય; કાલિદાસે રઘુવંશ, કુમાર-સંભવ, મેઘદૂત, અને ઋતુસંહાર; **ભર્તૃહરિએ** ભટ્ટિકાવ્ય, નીતિ, વૈરાગ્ય અને શૃંગારશતકો; **માઘે** શિશુપાળવધ; **હર્ષે** નૈષધકાવ્ય; **જયદેવે** ગીતગોવિન્દ નામનું સંગીત કાવ્ય.

**ગદ્ય.**—**વિષ્ણુશર્માએ** રસિક અને બોધદાયક વાર્તાઓનો પંચતંત્ર નામનો ગ્રન્થ; **દંડિને** દશકુમારચરિત; **બાણભટ્ટે** કાદમ્બરી; સોમદેવે કથાસરિત્સાગર.

**કોષ.**—**અમરસિંહે** સંસ્કૃત ભાષાનો કોષ (કાવ્યમાં) રચ્યો.

**વૈદક ગ્રન્થકારો.**—ધન્વન્તરિ, ચરક અને શુશ્રુત.

**ખગોળશાસ્ત્ર.**—**આર્યભટ્ટે** ખગોળશાસ્ત્ર રચી પૃથ્વી પોતાની ધરી ઉપર ફરે છે તે તથા ગ્રહણોનાં કારણો દર્શાવ્યાં; **વરાહ મિહિરે** બૃહત્સિદ્ધાન્ત નામનો ગ્રન્થ રચ્યો; **ભાસ્કરાચાર્યે** સિદ્ધાન્તશિરોમણિ તથા અંકગણિત તથા અક્ષરગણિત ઉપર ગ્રન્થ રચ્યા.

---

# જાણવા જોગ ઐતિહાસિક વર્ષો.

(આ બધાં વર્ષો ચોકસજ છે એમ ખાતરીથી ન કહેવાય)

ઇ. સ. પૂ.

૬૦૦–શિશુનાગ વંશની સ્થાપના.
૫૧૮-ડરાયસ હિસ્તાસ્પિસની હિન્દ ઉપર સ્વારી.
૩૨૭–સિકંદરની હિન્દ ઉપર સ્વારી.
૩૨૧–મૌર્યવંશી ચંદ્રગુપ્ત મગધની ગાદીએ આવ્યો.
૨૯૭-૨૭૨–બિન્દુસાર.
૨૭૨-૨૩૧–અશોક.
૨૨૦–આન્ધ્રવંશની સ્થાપના
૧૮૪–શૃંગવંશની સ્થાપના.
૭૨–કાણ્વવંશની સ્થાપના.
૫૭-વિક્રમાદિત્યનો સંવત.

ઇ. સ.

૭૮–શાલિવાહનનો શક
૧૨૦-૧૬૦-કનિષ્ક.
૨૦૦-૧૦૦૦-દક્ષિણમાં પલ્લવરાજ્ય.
૩૨૦–ગુપ્તવંશી ચંદ્રગુપ્ત ગાદીએ આવ્યો.
૫૦૦–ભટાર્કે વલ્લભી રાજ્ય સ્થાપ્યું.
૫૦૦–૭૫૦ પશ્ચિમનું ચાલુક્ય રાજ્ય.
૬૦૬-૬૪૮–રાજા હર્ષ.
૬૨૦–પૂર્વનું ચાલુક્ય રાજ્ય.
૭૮૮-૮૧૦-શંકરાચાર્ય.
૮૦૦-બિહારમાં પાલવંશની સ્થાપના.
૧૦૦૦-બંગાલમાં સેનવંશની સ્થાપના.

# ભાગ ૨ જો.

## તુર્ક અને અફઘાન અથવા પઠાણોના હુમલા.

## પ્રકરણ ૧૧ મું.

### ખંડક ૧ લું.—ગિજનીનો સુલતાન મહમ્મૂદ.

મુસલમાનોએ હિન્દ ઉપર ચઢાઇ કરી તે જીતી લીધું તેનું વર્ણન કીધા પહેલાં મુસલમાની ધર્મની ઉત્પત્તિ વિષે કઇક જાણવું અગત્યનું છે.

**મહમ્મદ.**—મહમ્મદ પેગમ્બર અરબસ્તાનમાં મક્કા શેહેરમાં ઇ. સ. ૫૭૦ માં જન્મ્યો હતો. મક્કામાં **કાબા** નામનું દેવસ્થાન હતું અને ઘણા પ્રાચીન કાળથી લોકો ત્યાં યાત્રા જતા. તે સમયમાં આરબ લોકો ઘણા ક્રૂર અને દુર્ગુણી હતા. તેઓ મૂર્તિપૂજકો હતા. મહમ્મદ શુદ્ધ અન્તઃકરણનો અને ભક્તિવાળો હતો. એકાન્તમાં ઇશ્વર સમ્બન્ધી ધ્યાન ધરી ચાળીસ વરસની ઉમ્મરે પોતે પેગમ્બર નામ ધારણ કીધું. એણે એવું જણાવ્યું કે ઇશ્વર તરફથી મને એવી પ્રેરણા થઇ છે કે ખુદા એક છે અને મૂર્તિની પૂજા કરવી એમાં પાપ છે. પંદર વર્ષ સુધી આ વાતનો તેણે બોધ કીધો પણ તેના ઉપર કોઇએ લક્ષ આપ્યું નહિ. ઉલટા લોકો એના શત્રુ થયા. પોતાની જીંદગી જોખમમાં છે એમ જાણી તે મક્કેથી મદીનામાં નાઠો (૬૨૨). આ વર્ષથી મુસલમાન લોકો પોતાનો સંવત ગણે છે. મદીનામાં એના ઘણા શિષ્યો થયા. થોડાં વર્ષો પછી એ મક્કામાં પાછો આવ્યો, બધી મૂર્તિઓને ભાંગી નાખી અને અરબસ્તાનમાં સર્વોપરી રાજ્યકર્તા થયો. એ મરણ પામ્યો (૬૩૨) ત્યાર પહેલાં એનો ધર્મ આખા અરબસ્તાનમાં પ્રસર્યો. એના મરણ પછી સિત્તેર વર્ષમાં એનો ધર્મ પશ્ચિમે જિબ્રાલ્ટરથી પૂર્વમાં હિન્દુકુશ અને મધ્ય એશ્યા સુધી ફેલાયો. ઇરાન જીતવામાં ઘણી મુશ્કેલી પડી નહિ. ઘણાઓને જબરદસ્તીથી મુસલમાન

બનાવ્યા. કેટલાકો પર્વતોમાં નાઠા; કેટલાકો રખડતા રઝળતા પોતાનો ધર્મ સાચવવા હિન્દને પશ્ચિમ કિનારે આવ્યા.*

**મહુમ્મદ કાસમની સ્વારી.**—હિન્દ સંબંધે મુસલમાનોની હકીકત એવી છે કે ખલીફ વાલીદની કારકીર્દીમાં (ઇ. સ. ૭૧૨) મહુમ્મદ કાસમ નામના સરદારે ઇરાનથી આવી સિંધના દેવળ ગામના દાહિર રાજા સાથે લડી સિંધ તથા મૂલતાન પોતાની સત્તામાં લીધાં; પણ પછવાડેથી જ્યારે મુસલમાનો પોતાના મુલકમાં પાછા ગયા ત્યારે તે પાછાં હિન્દુઓના તાબામા આવ્યાં (૭૫૦). પછી લગભગ સવાબસેં વર્ષ સુધી હિન્દુઓ પરદેશી લોકોના હુમલાઓથી ઉગર્યા હતા.

દસમા સૈકામાં **અલપ્તગીન** નામના એક તુર્કી ગુલામે આફ્ઘાની-સ્તાનમાં ગિજની શેહેર વસાવ્યું અને તેમાં પોતાનું રાજ્ય સ્થાપ્યું. તે ઇ. સ. ૯૭૬ માં મરણ પામ્યો. તેનો એક ગુલામ સબક્તગીન તેની છોકરી સાથે પરણ્યો ને તેની પછી ગાદીએ બેઠો (૯૭૭). હવે સિન્ધુ નદીના પ્રદેશના રાજાઓએ પોતાની પડોશમાં ઉન્મત્ત પરદેશીઓનું રાજ્ય છે તે કોઇ પણ દિવસ હેરાન કરશે એવા વિચારથી તેઓને ગિજનીમાંથી કાઢવાનો નિશ્ચય કીધો. પેશાવર અને કાબૂલ વચ્ચેની ખીણમાં તેઓએ લશ્કરનો પડાવ નાખ્યો. આથી સબક્તગીન લશ્કર લઇ આવ્યો. એવામાં પવન, વિજળી અને વરસાદ થઇ આવ્યાં. આથી હિન્દુઓ ઘણા હેરાન થયા અને ઇશ્વરી કોપ સમજી તેઓ પાછા હઠયા. લાહોરનો જયપાળ પચાસ હાથી આપી તથા બીજું દ્રવ્ય પાછળથી આપવું કબૂલ કરી પાછો ફર્યો. શરત પ્રમાણે જયપાળે દ્રવ્ય ન આપ્યું ત્યારે સબક્તગીને

* ઇરાનમાંથી નાઠેલા ઇરાનીઓ (પારસીઓ) મુંબઇની ઉત્તરમાં આવેલા **સંજાન** બંદરે ઉતર્યા. તે વખતે ત્યાં રાજપુત રાના રાજ્ય કરતો હતો તેની સાથે કેટલીક શરતો કરી તેઓ ત્યાં રહ્યા. કેટલેક વખતે રાનાની પરવાનગીથી દમ્મણ પાસે તેઓએ ઉદવાડા ગામમાં પોતાના આતશ બહેરામની સ્થાપના કીધી. આ સ્થળ પારસી યાત્રાળુઓ ઘણું પવિત્ર માને છે. હિન્દમાં પારસીઓની સંખ્યા લાખેકને સુમારે છે. વસ્તીનો મોટો ભાગ મુંબઇ, નવસારી, સુરત, ભરૂચ, વિગેરે શેહેરોમાં છે તેઓ ઘણા સાહસિક અને વિદ્યા હુન્નરમાં આગળ પડતા છે, અને પોતાના રાજ્યકર્ત્તા તરફ ઘણા વફાદાર છે.

તે લેવા માણસો મોકલ્યાં ; પણ જયપાળે તેઓને દ્રવ્ય ન આપતાં તેઓને કેદમાં નાખ્યા. આથી સબક્તગીન લશ્કર લઇ લાહોર ઉપર ચઢી આવ્યો. જયપાળ દિલ્હી, અજમેર, કલંજર અને કનોજના રાજાઓની મદદ લઇ તેની સામાં ધસ્યો પણ હારી ગયો. સબક્તગીને તેની છાવણી લૂટી, સિંધુ નદી સુધીનો પ્રદેશ જીતી લીધો ને આસપાસના પ્રદેશમાં ખંડણી નાખી ભવિષ્યમાં એવું થવા ન પામે માટે પેશાવરમાં થાણું કરી ત્યાં પોતાનું કેટલુંક લશ્કર રાખ્યું. સબક્તગીન ઇ. સ. ૯૯૬ માં મરણ પામ્યો. એના પછી એનો છોકરો મહમ્મૂદ ગાદીએ આવ્યો.

**મહમ્મૂદે** ઇ. સ. ૯૯૬–૧૦૩૧ સુધી રાજ્ય કીધું. તે મહાન યોદ્ધો હતો. લૂટના લોભથી તથા ઇસ્લામી ધર્મ ફેલાવવાના આગ્રહથી એણે હિન્દ ઉપર બાર સ્વારીઓ કીધી.

**પહેલી સ્વારી.**—એ સ્વારી ( ૧૦૦૧ )માં મહમ્મૂદે લાહોરના રાજા જયપાળને પેશાવર આગળ હરાવ્યો અને તેને તથા તેના પુત્રોને કેદ કીધા. જયપાળે પૈસાની મોટી રકમ આપી છુટકારો મેળવ્યો. આ નામોશી જયપાળથી સહન ન થઇ તેથી પોતાનું રાજ્ય પોતાના દીકરા અનંગપાળને સોંપી પોતે ચિતા ખડકી બળી મૂઓ. મહમ્મૂદ પોતાની **બીજી સ્વારી** સને ૧૦૦૪ માં લાવ્યો. એમાં મૂલતાન પાસે ભાટી રાજા ખંડણી આપતો નહોતો તેને હરાવ્યો. એ રાજાએ રાનમાં નહાસી જઇ આપઘાત કીધો. **ત્રીજીવાર** ૧૦૦૫ માં તેણે મૂલતાન ઉપર ઉતરી ત્યાંના સૂબેદારે બંડ ઉઠાવ્યું હતું તેનો બંદોબસ્ત કીધો.

**ચોથી સ્વારી.**—આ સ્વારી અનંગપાળ સામે હતી, કારણ કે તેણે મૂલતાનના રાજાને મદદ આપી હતી. અનંગપાળ લાહોર, ઉજ્જન, ગ્વાલિયેર, કલજર, કનોજ, દિલ્હી અને અજમેરનાં લશ્કરો એકઠાં કરી તેની સામો ગયો. લડાઇના ખરચમાં મદદ આપવા સ્ત્રીઓએ પણ પોતાનાં ઘરેણાં વેચ્યાં. પહેલાં તો મહમ્મૂદને હરાવી ભગાડયો; પણ આખરે અનંગપાળનો હાથી ભડક્યો તેથી રાજપૂત લશ્કર અસ્તાવ્યસ્ત થઇ ગયું ને મહમ્મૂદ જીત્યો. એણે નગરકોટ જ્વાળામુખીનું દેહેરૂં લૂટયું અને પુષ્કળ દ્રવ્ય લઇ પાછો ગિજની ગયો.

**પાંચમી સ્વારી** (૧૦૧૦).—આ વખતે એણે મૂલતાન લીધું. **છઠ્ઠી** સ્વારીમાં એણે સ્થાનેશ્વર લૂટી મૂર્ત્તિઓ ભાંગી નાખી અને પુષ્કળ દ્રવ્ય લઇ ગિજની પાછો ગયો, ૧૦૦૪. **સાતમી** (૧૦૧૪) અને **આઠમી** (૧૦૧૫) સ્વારી તે કાશ્મીર ઉપર લઇ આવ્યો અને ત્યાંથી અથાગ દ્રવ્ય લઇ ગયો.

**નવમી સ્વારી** (૧૦૧૭).—આ સ્વારીમાં તેણે હિન્દના મધ્ય ભાગમાં ઉતરવાનો ઠરાવ કીધો. તેણે કનોજમાં પ્રવેશ કીધો, પણ ત્યાંનો રાજા **રાજયપાળ** શરણે આવ્યો તેથી તે ઉગર્યો. પછી તે મથુરા ગયો, દેવસ્થાનો લૂટયાં અને મૂર્ત્તિઓ ભાંગી. **દસમી** (૧૦૨૨) અને **અગિયારમી** (૧૦૨૩) સ્વારીમાં તેણે કલંજરના રાજાને સપડાવ્યો. દસમી સ્વારીમાં અનંગપાળનો છોકરો **જયપાળ બીજો** એની સામે થયો પણ ફાવ્યો નહિ. પરિણામ એ આવ્યું કે મુસલમાની લશ્કરે લાહોરમાં કાયમી સત્તા બેસાડી; ત્યાં એક સૂબાની નેમણુક કરવામાં આવી. આ પ્રમાણે હિન્દમાં મુસલમાની રાજ્યનો પાયો નંખાયો.

**બારમી સ્વારી** (૧૦૨૪).—એ સ્વારીમાં એણે ગુજરાતમાં **સોમનાથ**ના દેવસ્થાનનો નાશ કરવાનો ઠરાવ કીધો. હિંદમાં બાર જ્યોતિર્લિંગમાંનું એ એક હોવાથી એ ઘણુંજ પવિત્ર મનાતું હતું. ગ્રહણ વખતે બે લાખ યાત્રાળુઓ ત્યાં ભેગા થતા. એ દેવસ્થાનના નિભાવ માટે રાજપૂત રાજાઓએ બે હજાર ગામની આવક અર્પણ કીધેલી હતી. એની સેવામાં બે હજાર બ્રાહ્મણો, બસો ગવૈયાઓ અને પાંચસો ગાનારી ને નૃત્ય કરનારી સ્ત્રીઓ રોકવામાં આવી હતી. દેહેરાની અંદર છપ્પન થાંભલા હતા જે હિરાજડિત ઘણાજ સુશોભિત હતા. આ દેવસ્થાન ભાંગવા માટે મહમ્મૂદ પોતાની સાથે પોતાનું ધર્માંધ ઝનુની લશ્કર લઇ ખોરાક અને પાણી વગર તે રણમાર્ગે અણહિલવાડમાં આવ્યો. તે વખતે ત્યાં **ભીમ** બાણાવળી રાજા રાજ્ય કરતો હતો. મહમ્મૂદ ઓચિંતો આવવાથી તે ગભરાઇને ન્હાસી ગયો. ત્યાંથી મહમ્મૂદે સોમનાથ તરફ કુચ કીધી. રાજપૂત લશ્કરે ઘણીજ બહાદુરીથી દેવસ્થાનનું રક્ષણ કીધું, પણ આખરે તેઓ હાર્યા. મહમ્મૂદે દેવસ્થાનમાં પ્રવેશ કરી તે અભડાવ્યું. શિવલિંગને ન ભાંગવા માટે બ્રાહ્મણોએ

લાખો રૂપીઆ આપવા મહમ્મૂદને કહ્યું, પણ તેણે ન માનતાં તે તોડયું અને તેમાંથી પુષ્કળ હિરા માણેક નીકળ્યાં. કહે છે કે એ જવાહિર અને દેહેરાના સુખડનાં બારણાં મહમ્મૂદે ગિજની મોકલાવી દીધાં.

ગુજરાતનો રમણીય મુલક તથા ત્યાંની ફળદ્રુપ જમીન જોઇ મહમ્મૂદ એટલો તો મોહિત થઇ ગયો કે હિન્દમાં એ મુલકમાં પોતાનું રાજ્ય સ્થાપવા એણે વિચાર કીધો; પણ એક વર્ષ પછી તે વિચાર તેણે માંડી વાળ્યો. તે પાછો ગિજની ગયો. રસ્તામાં ભૂખ અને તરસથી તેનાં સેંકડો માણસો મરણ પામ્યાં. મહમ્મૂદ ઇ. સ. ૧૦૩૦માં મરણ પામ્યો. મરણ વખતે પોતે મેળવેલું અસંખ્ય દ્રવ્ય પોતાની સાથે આવવાનું નથી એ વિચારથી તેના જીવને ઘણો સંતાપ થયો. એ બુદ્ધિમાન, લોભી અને ધર્માન્ધ હતો. એણે વિદ્યા, કળાકૌશલ્યને ઉત્તેજન આપ્યું. ગિજનીમાં તેણે એક પાઠશાળા સ્થાપી હતી અને તેમાં ઘણા કીમતી હસ્તલિખિત ગ્રન્થોનો સંગ્રહ કીધો હતો. હિન્દની દોલતવડે ગિજનીને એણે ઘણુંજ સુશોભિત બનાવ્યું. એના મરણ પછી એનું રાજ્ય ખાખાવીખા થઇ ગયું. એના રાજ્યમાં **બિરૂની** કરીને એક ખગોળવેત્તા અને શાહનામાનો લખનાર **ફિરદુશી** કવિ થઇ ગયા. શાહનામાની પ્રત્યેક લીટી માટે એકેકી સોના મોહોર આપવાનું વચન મહમ્મૂદે ફિરદુશીને આપ્યું હતું. પણ જ્યારે કાવ્ય પૂરૂં થયું ત્યારે તેને સાઠ હજાર રૂપીયા આપવા માંડયા. કવિએ તે લીધા નહિ ને દરબાર છોડી ચાલ્યો ગયો. પાછળથી મહમ્મૂદને પસ્તાવો થયો તેથી તેને સોના મોહોરો મોકલાવી, પણ હકીકત એવી બની કે આપવા જનાર માણસોને તેનું શબ સામું મળ્યું.

---

## પ્રકરણ ૧૨ મું.

### ખંડક ૨ જું.—મહમ્મૂદ ઘોરી (૧૧૮૬-૧૨૦૬).

સને ૧૧૫૨ માં અલાઉદ્દીન ઘોરીએ ગિજનીનો નાશ કીધો. છેલ્લા પાદશાહ ખુશરૂ મલેકને શાહબુદ્દીન અથવા મહમ્મૂદ ઘોરીએ પદભ્રષ્ટ કીધો અને તેને મારી નાખ્યો. આથી લાહોર અફઘાન રાજ્યના નવા પાદશાહ મહમ્મૂદ ઘોરીના સત્તા નીચે આવ્યું.

**રાજપૂત રાજાઓમાં કુસંપ.**—બારમા સૈકાની આખરે દિલ્હી અને અજમેર ચહુઆણ વંશના પૃથ્વીરાજની સત્તા નીચે હતાં. કનોજમાં રાઠોડ રાજા જયચંદ્ર રાજ્ય કરતો હતો. જયચંદ્રને **સંયોગતા** નામની એક અતિ રૂપાળી કુંવરી હતી. પોતે સર્વોપરી રાજા છે એમ જણાવવાનો જયચદ્રે એક **અશ્વમેધ** કરવાનો ઠરાવ કીધો; તેમાં ઉત્તર હિન્દના ઘણાખરા રાજપૂત રાજાઓને તેણે આમંત્રણ કીધાં. પણ પૃથ્વીરાજ અને તેના બનેવી સમરસિંગ અને તેના પક્ષના બીજાઓને તેણે બોલાવ્યા નહિ. સાથે સાથે પુત્રી સંયોગતાનો સ્વયંવર પણ હતો. યજ્ઞમાં તાબાના રાજાઓને કંઇ ને કંઇ કામ સોંપવાનો રિવાજ છે તે મુજબ બધાઓની અમુક કામ ઉપર નિમણુક કરી દીધી. સભામાં પૃથ્વીરાજને બદલે એક સોનાનું પુતળું બનાવી મંડપના દ્વાર આગળ છડીદારે ઉભો હોય તેમ ગોઠવી દીધું. સંયોગતા પૃથ્વીરાજને ચહાતી હતી ને તેણીને તેણી સાથે પરણવુ હતું. તેથી સ્વયંવરમડપમાં હાર લઇને આવી કે તુરત તેણીએ તે પેલા પુતળાના ગળામાં નાખી દીધો. સંકેત પ્રમાણે પૃથ્વીરાજા એકદમ ધસી આવ્યો અને સંયોગતાને ઉપાડી ઘોડા ઉપર બેસાડી તેનું હરણ કરી ગયો. આ અપમાનથી ખીજવાઇને જયચન્દ્રે પોતાનું વૈર તૃપ્ત કરવા મહમ્મૂદ ઘોરીને દિલ્હી ઉપર હુમલો લાવવા સમજાવ્યો.

સને ૧૧૯૧ માં મહમ્મૂદે પૃથ્વીરાજના રાજ્ય ઉપર હુમલો કીધો. **સ્થાનેશ્વર** (તિર્હૂરિ અથવા નારાયણ પણ કહે છે) આગળ એક મોટું યુદ્ધ થયું તેમાં પૃથ્વીરાજની ફતેહ થઇ. આ જીતથી ફુલાઇ જઇ પૃથ્વીરાજ આળસુ ને મોજીલો બન્યો. પણ બે વર્ષ રહી મહમ્મૂદ એક વિશેષ બળવાન લશ્કર લઇ પાછો આવ્યો. તેજ રણક્ષેત્ર ઉપર બીજી લડાઇ થઇ તેમાં પૃથ્વીરાજ હાર્યો ને કેદ પકડાયો (૧૧૯૩).* શાહબુદ્દીને એ રાજ્ય પોતાના રાજ્ય સાથે જોડી દીધુ અને પોતાના ગુલામ સરદાર કુતબુદ્દીનને ત્યાંનો સુબો બનાવ્યો. આ પ્રમાણે "પેટનો બળ્યો ગામ બાળે" એ કહેવત પ્રમાણે જયચન્દ્રે મુસલમાનોના હાથમાં રાજ્ય મૂક્યું;

* કેટલાકનું કહેવું એવું છે કે પૃથ્વીરાજ શત્રુને હાથ પકડાઇ માર્યો ગયો. કેટલાક કહે છે કે ચન્દબારોટ જે પૃથ્વીરાજનો મિત્ર હતો તે તેનું મુડદું ન રઝળે માટે તેનું મોત આણવામાં સામિલ હતો.

એને પણ એના કૃત્યનાં ફળ મળ્યાં. બીજે વરસે (૧૧૯૪) શાહબુદ્દીને એના રાજ્ય ઉપર ચઢાઇ કરી તે લડતાં મરાયો અને કનોજ મુસલમાનોના હાથમાં ગયું. પછી તેણે કાશી નગર લીધું ને ત્યાંનાં દેવસ્થાનો તોડી નાખ્યાં. પછી તે પોતાને સ્વદેશ ગયો ને પોતાના ભાઇના મરણથી ગાદીએ બેઠો. હિન્દમાં કુતુબુદ્દીન અને સરદાર મહમ્મદ બખ્ત્યારે અયોધ્યા, બહાર અને બંગાળા જીતી લીધાં. ઇ. સ. ૧૨૦૬ માં પંજાબમાં ગક્કર જાતના પહાડી લોકોએ બંડ કીધું. તે શમાવવા શાહબુદ્દીન આવ્યો પણ તેમાંના એકે તેના તંબુમાં પેસી તેને મારી નાખ્યો. શાહબુદ્દીન પછી તેનો ભત્રીજો ગિજનીની ગાદીએ બેઠો. તેનાથી ગિજનીનું વિસ્તીર્ણ રાજ્ય તથા હિન્દનો મુલક સચવાયો નહિ તેથી કુતુબુદ્દીનને હિન્દમાંના મુલકનો પાદશાહ બનાવ્યો.

---

# પ્રકરણ ૧૩ મું.

## ખંડ ૩ જો. ગુલામ વંશ (૧૨૦૬-૧૨૮૮).

**કુતુબુદ્દીન એબક** (૧૨૦૬-૧૨૧૦).—ઉપર જણાવ્યા પ્રમાણે કુતુબુદ્દીન દિલ્હીનો સ્વતંત્ર પાદશાહ થયો. એ શાહબુદ્દીનનો માનીતો ગુલામ હતો તેથી એના વંશનું નામ ગુલામ વંશ પડયું. સુબા તરીકે એણે વીસ વર્ષ રાજ્ય કીધું અને સ્વતંત્ર પાદશાહ તરીકે ચાર વર્ષ કીધું. એ ૧૨૧૦માં મરણ પામ્યો. તે પરાક્રમી યોદ્ધો હતો, પ્રજા ઉપર ઉદાર દિલથી રાજ્ય કરતો હતો અને પોતાના શેઠને નિમકહલાલ હતો. દિલ્હીમાં "**કુતુબ મિનાર**" કરીને એક ઉંચો મિનારો છે જે તેની યાદગિરી જાળવી રાખે છે. એના પછી એનો છોકરો **આરામ** ગાદીએ બેઠો; પણ કુતુબુદ્દીનનો ખરીદ કીધેલો ગુલામ જે પછવાડેથી ઉંચી પદ્વીએ ચઢતાં ચઢતાં તેનો જમાઇ થયો હતો તે શમસુદ્દીન અલ્તમશ એક વરસમાં દિલ્હીની ગાદી પચાવી પડયો (૧૨૧૧).

**અલ્તમશ** (૧૨૧૧-૧૨૩૬).—ગુલામવંશનો એ ત્રીજો અને સૌથી બળવાન પાદશાહ હતો. એ કુતુબુદ્દીનનો ગુલામ હતો ને તેની છોકરી સાથે પરણ્યો હતો. એણે રાજપૂતો ઉપર સત્તા મેળવી ને તેઓના કજીયાનો અંત આણ્યો. સને ૧૨૧૭માં મુગલ લોકોનાં ટોળાં ઝેનઝી-

**ગ્ખાન**ની સરદારી હેઠળ હિન્દ પર ચઢી આવ્યાં, પણ તેઓ સિન્ધુ નદીથી આગળ વધી શક્યાં નહિ. અલ્તમશે રાજપૂતાનામાં રણથંભૂર લીધું અને ગ્વાલિયેર પોતાની સત્તા નીચે આણ્યું. બંગાલના સૂબા મહમ્મદ બખ્ત્યાર જે પોતાને સ્વતંત્ર કહેવડાવતો હતો તેની પાસે દીલ્હીની સર્વોપરી સત્તા કબૂલ કરાવી (૧૨૨૫). એણે ઉજ્જન જીતી લીધું અને મહાંકાલેશ્વર મહાદેવનું દેહેરૂં જેને બાંધતાં ત્રણસો વરસ થયાં હતાં એમ કહેવાય છે તેનો નાશ કીધો. બગદાદના ખલીફે એને હિન્દના સુલતાનની પદ્વી આપી. એણે પોતાના નામના સિક્કા પડાવ્યા. એનો રૂપીઓ "**ટાંક**" ના નામથી ઓળખાય છે. અલ્તમશ ૧૨૩૬માં મરણ પામ્યો. એના પછી એનો છોકરો **રૂકનુદ્દીન** ગાદીએ બેઠો પણ સાત માસમાં એને અમીરોએ કાવતરૂં કરી મારી નાખ્યો. રજીયા બેગમ ગાદીએ આવી.

**રજીયા બેગમ** (૧૨૩૭-૧૨૪૦). –એ અલ્તમશની બેહેન થતી હતી. હિન્દમાં મુસલમાની રાજ્ય ઉપર સ્ત્રીએ અધિકાર ભોગવ્યો તે એકલી આજ બેગમ હતી. એનામાં સમજશક્તિ ઘણી સારી હતી. તે પડદા વગર જાહેરમાં આવતી અને પ્રસંગે મર્દનો વેશ પણ પહેરતી. જો કે તે ભણેલી હતી છતાં તે કુછંદમાં પડી. **જમાલ** નામનો એક હબસી ગુલામ હતો તેની એ માશુક થઇ તેથી અમીરોમાં અસંતોષ પેદા થયો ને તેઓ એની સામે બંડ કરી ઉઠયા. અલ્તૂનિઆ નામના એક સરદારે તેણીને ગાદી ઉપરથી ઉઠાડી મૂકી તેણીને કેદ કીધી. કેદખાનામાં તેણીએ અલ્તૂનિઆને વશ કરી લીધો અને તેની સાથે પરણી. બન્ને જણે મળી ગાદી મેળવવા પ્રયત્ન કીધો પણ તેમાં તેઓ ફાવ્યાં નહિ. સને ૧૨૪૦ માં કર્નાલની પડોસમાં કોઇ હિન્દુ ગામડિયાઓએ તેઓને મારી નાખ્યાં.

**બ્હેરામ.**—એ રજીયા બેગમનો ભાઇ હતો. એ નબળો ને ક્રૂર હતો. એ ગાદી ઉપર આવ્યો કે તુરત મુગલો લાહોર ઉપર ચઢી આવ્યા. સને ૧૨૪૧ માં એને એના પોતાના સિપાઇઓએ કેદ કરી મારી નાખ્યો. રૂકનુદ્દીનનો છોકરો **અલાઉદ્દીન મસાઉદ** એની પછી ગાદીએ બેઠો. એના વખતમાં મુગલોએ ટિબેટમાંથી ઉતરી બંગાળા ઉપર બે હુમલા કીધા, પણ તેઓ ફાવ્યા નહિ. સને **૧૨૪૬ માં** એને પદભ્રષ્ટ કરવામાં આવ્યો.

**નાશિરૂદ્દીન મહુમ્મદ,** (૧૨૪૬-૧૨૬૬).—એ અલ્તમશનો સૌથી નાનો છોકરો હતો. એ ઘણોજ સાદો હતો અને પુસ્તકોની નકલો કરી તેમાંથી જે પૈસા મળે તેમાંથી પોતાની જાતનો ખરચ ચલાવતો હતો. તે ચાકર રાખતો નહિ અને પોતાની બેગમના હાથનું રાંધેલું ખાતો, રાજ્યકારભાર એના હુશિયાર પ્રધાન ગ્યાસુદ્દીન બલબનના હાથમાં હતો.

મુગલો પાછા હિન્દ ઉપર ચઢી આવ્યા અને લાહોર કબજે કીધું, પણ બલબને તેઓને હઠાવી કાઢયા. માળવા, રાજપૂતાના અને બુંદેલ ખંડના રાજપૂત રાજાઓ વારંવાર બંડ જગાવા લાગ્યા, પણ તેઓને પણ બલબને દબાવ્યા. આ ઉપરાચાપરી ફતેહથી અદેખા અમીરો એની સામા થયા ને એનો ઓદ્ધા છિનવી લીધો. આથી અમીરો માંહોમાંહે લડયા ને બળવા કરી ઉઠયા. આખર બલબનને પાછો બોલાવ્યો ને બધુ શાંત થઇ ગયું. નાશિરૂદ્દીન **૧૨૬૬**માં મરણ પામ્યો.

**બલબન** (૧૨૬૬-૧૨૮૭). નાશિરૂદ્દીન પછી બલબન જેની પાસે તમામ રાજ્યસત્તા હતી તે ગાદીએ આવ્યો. એ ઘણો હુશિયાર ને મક્કમ વિચારવાળો હતો. થોડા વખતમાં દિલ્હીની પાસે રહેનારા **મેવાતી** નામના જંગલી લોકો બંડ કરી ઉઠયા. તેઓના એક લાખ માણસોની બલબને કતલ કરાવી. એણે લશ્કર સુધાર્યું અને યોગ્ય માણસોને ઉચે દરજ્જે ચઢાવ્યા. એનો વડો દીકરો ઉમદા સ્વભાવનો હતો ને તે હમેશાં વિદ્વાનોનીજ સોબતમાં રહેતો હતો. એ બહાદુર છોકરો મુગલ લોકોનું બંડ શમાવતાં મૂલતાન નજીક માર્યો ગયો. પોતાના છોકરાના મરણથી બલબનના અતઃકરણમાં કારી ધા લાગ્યો. મરતી વખતે તેણે પોતાના પૌત્ર **ખુશરૂ**ને ગાદીનો વારસ ઠેરવ્યો. એ **૧૨૮૭** માં મરણ પામ્યો. માંહોમાંહેની લડાઇ અટકાવવા ખાતર અમીરોએ બલબનનો બીજો છોકરો બધરાખાન જે બંગાળાનો સૂબો હતો તેના છોકરા કૈકુબાદને રાજ્યગાદી આપી. તે પોતાના પ્રધાન નિજામુદ્દીનના હાથમાં રમકડા જેવો થઇ પડયો ; દરેક દુર્ગુણ અને કુછન્દમાં તેણે તેને ઉત્તેજન આપ્યું. એને ખિલજી જાતના સરદાર જલાલુદ્દીને મારી નાખ્યો **૧૨૮૮**, ને પોતે દિલ્હીનો બાદશાહ થયો.

---

# પ્રકરણ ૧૪ મું.

## ખંડક ૪ થું. ખિલજી વંશના બાદશાહો, (૧૨૮૮—૧૩૨૧).

**જલાલુદ્દીન ખિલજી અથવા ફિરોઝશાહ,** (૧૨૮૮-૧૨૯૫).—એ ખિલજી સરદારે કૈકુબાદના નાના છોકરાને મારી નાખ્યો અને સિત્તેર વરસની ઉમ્મરે ગાદીએ બેઠો. એ ગાદી ઉપર આવ્યો ત્યાર પછી તુરતજ અલાહબાદ નજીક કરાનો સૂબો જે બલબનનો ભત્રીજો થતો હતો તેણે બંડ કીધું, પણ તે હારી ગયો ને કેદ પકડાયો. તેની જગોએ જલાલુદ્દીને પોતાના ભત્રીજા અલાઉદ્દીનને સૂબો બનાવ્યો. હવે અલાઉદ્દીનની દાનત દિલ્હીની ગાદી પચાવી પાડવાની થઇ, પણ તેની પાસે તે કામને માટે જોઇએ તેટલું દ્રવ્ય નહોતું. એ ઉપરથી એણે દક્ષિણમાં દેવગિરિ (દોલતાબાદ) ઉપર ચઢાઇ કરવાનો પોતાના મનમાં વિચાર કીધો. રસ્તામાં એણે એવી બૂમ ચલાવી કે હું તો દિલ્હી દરબારમાંથી ન્હાસી રાજમહિન્દ્રના રાજાની નોકરી કરવા જાઉ છું. તે લાગલો દેવગિરિ આગળ આવી પહોંચ્યો. અહિં યાદવ કુળનો રાજા **રામદેવ** રાજ્ય કરતો હતો. એ ઘણો પ્રબળ તથા વગવાળો રાજા હતો છતાં અલાઉદ્દીને તેને જેર કીધો. અહિંથી એને પુષ્કળ દ્રવ્ય મળ્યું અને રાજા પાસે તેના છુટકારા બદ્દલ મોટી રકમ કઢાવી. આ લઇને તે કરે ગયો. વૃદ્ધ જલાલુદ્દીનને અલાઉદ્દીન માટે ચિંતા થયાં કરતી હતી તેથી તે પાછો આવ્યો સાંભળી તેની છાવણીમાં તેને મળવા ગયો. અલાઉદ્દીન બહાર આવ્યો અને ખોટું ડોળ ઘાલી ડોસાને પગે પડયો; પણ ઘણા વહાલથી તે તેને ઉઠાડવા જતો હતો તેવામાં અલાઉદ્દીને તેના ઉપર ઘા કીધા કે તુરતજ એના સાથીઓએ તેને મારી નાખ્યો. આ પ્રમાણે કરી અલાઉદ્દીન સુલતાન થયો, ૧૨૯૫.

**અલાઉદ્દીન** (૧૨૯૫-૧૩૧૫).—તખ્ત ઉપર આવતાંને વાર અલાઉદ્દીને પોતાના કાકા જલાલુદ્દીનના બન્ને છોકરાઓને મારી નાખ્યા અને દેવગિરિથી આણેલી લૂટ વડે અમીરોને તથા લશ્કરને સંતોષ્યું. ગરીબોમાં પુષ્કળ દ્રવ્ય લૂટાવ્યું. આમ કીધાથી પોતાના કાકાના ખૂનની વાત વિસારે પડી.

**ગુજરાતની જીત, ૧૨૯૭.**—આ વખતે ગુજરાતની ગાદી ઉપર વાઘેલા વંશનો રાજા **કરણ** રાજ્ય કરતો. તેના પ્રધાનનું નામ **માધવ**

હતું. રાજાએ પોતાના પ્રધાનની ઘણી ખુબસુરત ધણીઆણી રૂપસુંદરીનું દગાથી હરણ કીધું. બચાવ કરતાં માધવનો ભાઇ કેશવ માર્યો ગયો ને તેની સ્ત્રી ગુણસુન્દરી સતિ થઇ. આથી માધવને ઘણો ક્રોધ ચઢયો અને પોતાનું વેર લેવા અલાઉદ્દીન પાસે આવ્યો. તેને ઉશ્કેરી ગુજરાત જીતી લેવા તેને લલચાવ્યો. અલાઉદ્દીને અલફ્ખાંનની સરદારી હેઠળ એક મોટું લશ્કર મોકલ્યું. રાજા બહાદુરીથી લડયો પણ હારી ગયો. અલફ્ખાંએ ગુજરાત લીધું. રાજા પોતાની બે છોકરી દેવળદેવી અને કનકદેવીને લઇ બાગલાણના કિલ્લામાં ભરાયો. એની રાણી કૌળાદેવી જે ઘણી સ્વરૂપવાન હતી તેને પકડી અલ્લફ્ખાંએ દિલ્હી મોકલાવી દીધી. તે અલાઉદ્દીનની બેગમ થઇ. કેટલાક વખત પછી દેવળદેવી જે દેવગિરિના રાજાના છોકરા શંકળદેવ સાથે પરણવાની હતી તે મુસલમાનોના હાથમાં સપડાઇ. તે અલાઉદ્દીનના છોકરા ખીજરખાન સાથે પરણી. આ પ્રમાણે પેટના બળ્યા માધવે ગામ બાળ્યું. કરણ રખડતો રઝળતો મરણ પામ્યો. માધવ જેણે પ્રધાનપદ મેળવવાનું અલાઉદ્દીન પાસે વચન લીધુ હતું તે પણ દુર્દશામાં મરણ પામ્યો ને ગુજરાત મુસલમાનોના હાથમાં ગયું.

**ચિતોડની જીત,** ૧૩૦૩.—સને ૧૩૦૦ માં અલાઉદ્દીને અજમેરમાં રણથભોર લીધુ અને ચિતોડ જીતી લેવાનો ઠરાવ કીધો. આના સંબંધમાં એવી હકીકત છે કે ચિતોડના રાજાની રાણી પદ્મિનિ ઘણીજ ખુબસુરત હતી તેને પોતાની બેગમ બનાવવા અલાઉદ્દીનનું મન લલચાયું. અલાઉદ્દીને પ્રથમ તેની માગણી કીધી. આ વાતની રાજાએ ના પાડી ત્યારે સુલતાન એક મોટું લશ્કર લઇ ચિતોડ ગયો. અલાઉદ્દીને એક આયનામાં તેનું મોઢું બતાવવા રાજાને વિનંતી કીધી. રાજાએ તે પ્રમાણે કીધુ અલાઉદ્દીન ત્યાંથી ઉઠયો એટલે રાજા વિવેક ખાતર છાવણી સુધી તેને વળાવવા ગયો, પણ અલ્લાઉદ્દીને દગાથી તેને કેદ કીધો અને કહ્યું કે જો પદ્મિનિને તું મને સ્વાધીન નહિ કરશે તો હું તને મારી નાખીશ. આ વાતની ખબર પદ્મિનિને પડતાં તેણીએ કહ્યું કે હું ત્યાં જઇ તેની બેગમ થઇશ. ગોઠવણ એવી કીધી કે કેટલાક બહાદુર રાજપૂતોને સ્ત્રીનો વેષ પહેરાવી પોતાની સાથે રાખીને અલાઉદ્દીનની છાવણી આગળ ગઇ. અલાઉદ્દીને જાણ્યું કે તેઓ તેની દાસીઓ છે તેથી જવામાં કશી હરકત

પડી નહિ. છાવણીમાં જઇને એકદમ પોતાના ધણીને છોડવ્યો અને બન્ને જણાં સહિસલામત ચિતોડમાં દાખલ થયાં.

આથી ખિજવાઇ અલાઉદ્દીન મોટું લશ્કર લઇ ચિતોડ ઉપર ચઢી આવ્યો. રાજાએ જાણ્યું કે આ મોટા લશ્કર સાથે મારાથી લડાવાનું નથી તેથી એક ગુફામાં પુષ્કળ અગ્નિ સળગાવી પદ્મિનિ તથા બીજી ઘણી સ્વરૂપવાન રાજપૂતાણીઓને બાળી મૂકી. પછી રાજાએ આપઘાત કીધો. જ્યારે આ વાત અલાઉદ્દીને જાણી ત્યારે તે ઘણો નાસિપાસ થયો. કિલ્લો તો લીધો; પણ ત્યાંના સિસોદિઆ રાજપૂતો તાબે થયા નહિ. થોડા વખત બાદ રાણા **હમીરે** તેનો પાછો કબજો લીધો.

**મુગલોના હુમલા.**—સને ૧૩૦૪-૫માં મુગલો પાંચ વખત પંજાબ ઉપર ચઢી આવ્યા, પણ ગાજીખાંએ તેઓને પાછા હઠાવ્યા. લડાઇમાં પકડાયલા મુગલોને અલાઉદ્દીને હાથીઓના પગ નીચે છુંદાવી નાખ્યા.

**દક્ષિણ ઉપર ચઢાઈ.**—સને ૧૩૦૬ માં અલાઉદ્દીને **મલેક કાફૂર** જેને ખંભાતથી ગુલામ તરીકે આણ્યો હતો તેને મોટું લશ્કર આપી દક્ષિણ જીતવા મોકલ્યો. પહેલું દેવગિરિ જીત્યું અને રાજા રામદેવને દિલ્હી મોકલાવી દીધો. રાજાએ ખંડણી આપવી કબૂલ કીધી તેથી તેને પાછો દેવગિરિની ગાદી ઉપર કાયમ કીધો. પછી કાફૂરે તૈલંગણનું મુખ્ય શહેર વરંગૂળ લીધુ. તેના રાજાએ પણ ખંડણી આપવા કબૂલ કીધું, ૧૩૦૯. બીજી બે સવારીઓમાં કાફૂરે કર્ણાટક, મ્હૈસૂર અને મલબાર જીત્યાં. આ પ્રમાણે દક્ષિણનો તમામ મુલક દિલ્હીના રાજ્યની સત્તા નીચે આવ્યો.

આવાં પરાક્રમોથી અલાઉદ્દીનની કાફૂર ઉપર ઘણીજ મહેરબાની થઇ. કાફૂર જેટલું પાણી પાય તેટલું અલાઉદ્દીન પીયે. તેણે સુલતાનને નિશામાં તથા કુછંદમાં ઘણું ઉત્તેજન આપ્યું. અલાઉદ્દીનની તબિયત બગડતી ચાલી. કાફૂરની ઉશ્કેરણીથી સુલતાને પોતાની બેગમને તથા છોકરાંઓને કેદ કીધાં અને અલફખાંને મારી નાખ્યો. ગુજરાત, ચિતોડ, અને બીજે ઘણે સ્થળે બંડો જાગ્યાં. આવી સ્થિતિમાં સુલતાનના મરણના સમાચાર ફેલાયા, ૧૩૧૫. કહે છે કે કાફૂરે તેને ઝેર દઇ મારી નાખ્યો હતો.

અલાઉદ્દીનના સૌથી નાના છોકરા ઉમરને ગાદી પર બેસાડયો. પછી કાફૂરે તેના બે મોટા ભાઇઓની આંખ ફોડી નાખી અને ત્રીજા છોકરા મુબારકને મારી નાખવા મારા મોકલ્યા ; પણ મુબારકે લશ્કર પોતાના હાથ પર કરી લીધુ; ઉમરની આંખો ફોડી નાખી અને કાફૂરને મારી નાખી પોતે ગાદી ઉપર બેઠો.

**મુબારક (૧૩૧૬-૧૩૨૦).**—ગાદીએ બેઠા પછી મુબારકે એક હલકી વર્ણના હિંદુ જેનું નામ ખુશરૂ રાખવામાં આવ્યું હતું તેને પોતાનો પ્રધાન બનાવ્યો. સત્તર હજાર કેદીઓને છોડીને તથા પુષ્કળ દ્રવ્ય વેરીને તેણે લોકોની પ્રીતિ મેળવી. સને ૧૩૧૮ માં દેવગિરિનો રાજા હરપાળ બંડ કરી ઉઠયો, પણ તેને મુસલમાનોએ કેદ કરી તેની ચામડી ઉતરડી નાખી તેને મારી નાખ્યો. ખરૂં જોતાં ખુશરૂના હાથમાં રાજ્યસત્તા હતી. તેણે મલબાર ઉપર હુમલો કરી તે લૂટયું. મુબારકે પોતાનાં સગાંઓની આંખો ફોડી તેઓને ક્રૂર રીતે મારી નાખ્યાં. પણ ખુશરૂએ એને મારી નાખ્યો ને પોતે ગાદીએ બેઠો. એણે નાસિરૂદ્દીન નામ ધારણ કીધુ. પણ તઘલખખાન નામનો સરદાર જે પંજાબમાં મુગલોના હુમલાથી રાજ્યનું રક્ષણ કરતો હતો તે એક મોટું લશ્કર લઇ દિલ્હી આવ્યો અને ખુશરૂને કેદ કરી મારી નાખ્યો. હવે અલાઉદ્દીનના કુટુંબમાં કોઇ નર વારસ જીવતો ન હોવાને લીધે અમીરોએ તઘલખને ગાદી આપી.

---

## પ્રકરણ ૧૫ મું.

### ખંડક ૫ મું. તઘલખ વંશ (૧૩૨૧-૧૪૧૨).

**ગ્યાસુદ્દીન તઘલખ** (૧૩૨૧-૧૩૨૫).—બલબનના તુર્કી ગુલામનો એ છોકરો હતો. એની મા જાટ વંશની એક હિન્દુ સ્ત્રી હતી. ગાદીએ બેઠો કે તુરત એણે ઉત્તર હિન્દમાં જે બંડો થયા કરતાં હતાં તે શાન્ત પાડ્યાં. પછી એણે પોતાના વડા છોકરાને એક મોટું લશ્કર આપી દક્ષિણમાં મોકલ્યો. સને ૧૩૨૩ માં તેણે વરંગુળ લીધું; ત્યાર બાદ વિદર્ભ (બીદર) લીધું. સને ૧૩૨૪ માં ગ્યાસુદ્દીન બંગાળાનો સૂબો જેને તેના

ભાઇએ પદભ્રષ્ટ કીધો હતો તેને કારભાર પાછો અપાવવા બંગાળે ગયો. પાછાં આવતાં એક ઘણો માઠો બનાવ બન્યો. એનો મોટો છોકરો મહમદ તેલગણથી જીત મેળવી પાછો આવ્યો. તેની મુલાકાત લેવા સુલતાન સામો ગયો. મુલાકાત માટે એક લાકડાનો મંડપ ઉભો કીધો હતો ને તેમાં હાથીઓની સાઠમારીની ગોઠવણ કીધી હતી. તે સંબંધી હુકમ આપવા મહમદ ઉઠયો. એવામાં હાથીએ જે જગોએ સુલતાન બેઠો હતો ત્યાં ઉભા કીધેલા થાંભલાને એક આંચકો માર્યો જેથી મંડપ તુટી પડયો અને નીચે પાદશાહ કચડાઇ મુઓ, ૧૩૨૫. એ અચાનક બનાવ બન્યો, પણ એ કૃત્ય મહમુદનું હશે એમ લોકોને વહેમ ગયા વગર રહ્યો નહિ.

**મહમદ તઘલખ** (૧૩૨૫–૧૩૫૧). --મહમદ ઘણો અક્કલવાળો હતો પણ એને અનુભવ નહોતો ; તે વિદ્વાન અને ધાર્મિક હતો, પણ એનું અન્તઃકરણ ક્રર હતું. આથી એના રાજ્યમાં ઘણા બખેડા થયા. હિમાલય માર્ગે એણે ચીન ઉપર ચઢાઇ કીધી, પણ બરફથી એનું લશ્કર નાશ પામ્યું. એણે પોતાની ધુનમાં પોતાના એક દાંત ઉપર મોટી કબર બંધાવી. ચીનમાં કાગળનું નાણું ચાલતું હતું તે જોઇ એણે પોતાના રાજ્યમાં ત્રાંબાના સિક્કા પડાવ્યા. ઘેરેઘેર લોકો સિક્કા પાડવા લાગ્યા. હિન્દમાં વેપારીઓ પોતાનો માલ લાવતા બધ થયા, કારણ કે તેઓને ત્રાંબાના સિક્કા મળતા હતા. એણે રાજગાદી દિલ્હીથી ખસેડી સાતસો માઇલ દૂર દોલતાબાદમાં લઇ જવા ઠરાવ કીધો. તમામ લોકોને દિલ્હી છોડી ત્યાં જવાનો હુકમ કીધો. હજારો માર્ગમાં મરણ પામ્યા. એની ક્રૂરતાથી ઠામઠામ બંડ જાગ્યાં. ગુજરાત, સિન્ધ અને બંગાળામાં ઉપરા ઉપરી ઝઘડા થવા લાગ્યા, અને દક્ષિણના રાજાઓ દિલ્હીની રાજ્યસત્તા નીચેથી સ્વતંત્ર થયા. નવું **બ્રાહ્મણી** રાજ્ય સ્થપાયું. બંગાળ પણ સ્વતંત્ર થયું. સિન્ધમાં બંડ શમાવવા મહમદ ગયો. ત્યાં તેને તાવ આવ્યો ને તે મરણ પામ્યો, ૧૩૫૧.

**ફિરોજશાહ** (૧૩૫૧–૧૩૮૮). એ મહમદ તઘલખનો ભત્રીજો થતો હતો. એ શાન્ત સ્વભાવનો માણસ હતો. નવા મુલકો જીતવા કરતાં પોતાની પાસે જેટલો મુલક હતો તે સાચવી રાખવાનું એણે બ્હેતર વિચાર્યું. એણે ન્હેરો, ધર્મશાળા તથા સડકો બંધાવી ; નિશાળો તથા દવાખાનાં

ચાલુ કીધાં. લોકો ઉપર જુલમ થતો અટકાવ્યો. આથી એના રાજ્યમાં લોકો સુખી અને પૈસાદાર થયા. સતલજ નદી આગળ ફિરોજપુર કરીને જે શેહેર છે તે એણે વસાવ્યું હતું. એ ૧૩૮૮ માં ગુજરી ગયો. એના પછી એના પૌત્ર **ગ્યાસુદ્દીન** અને **અબુબકર** અનુક્રમે ગાદી ઉપર આવ્યા. પહેલાએ પાંચ માસ અને બીજાએ એક માસ ગાદી ભોગવી. એના પછી ફિરોજશાહનો વડો દીકરો **નાસરૂદ્દીન** પાદશાહ થયો, ૧૩૯૦. એણે ચાર વરસ રાજ્ય કીધું. સને ૧૩૯૪માં એનો છોકરો હુમાયું **સિકંદર** નામ ધારણ કરી ગાદીએ બેઠો, પણ દોઢ માસમાં તે મરણ પામ્યો અને બીજો ભાઇ **મહમદશાહ** તખ્તનશીન થયો.

**મહમદશાહ** ( ૧૩૯૪-૧૪૧૨ ).—એના વખતમાં મુગલોએ હિન્દ ઉપર જબરો ધસારો કીધો. તેઓનો મુખ્ય સરદાર **તૈમૂર** હતો. એણે ઠામ ઠામ લૂટો કરવા માંડી અને જ્યાં ત્યાં માણસોની કતલ ચલાવી. એ ઠેઠ દીલ્હી સુધી આવી પહોંચ્યો, ૧૩૯૮. નબળો પાદશાહ ગુજરાતમાં જઇ ભરાયો. દિલ્હીમાં તૈમૂર માત્ર થોડો વખત રહ્યો, પણ તેટલામાં તેને ખૂબ લૂટયું; જીતાયલા દેશોમાં સૂબાઓ નીમી તે પાછો ગયો. મહમદ દીલ્હી પાછો આવ્યો ને તે ૧૪૧૨ માં મરણ પામ્યો. એના મરણ પછી તઘલખ વંશનો અંત આવ્યો. સરદારોએ દોલતખાન લોદીને પાદશાહ બનાવ્યો, પણ પંજાબના સૂબા **ખીજરખાંએ** તેને ઉઠાડી મૂકયો, ૧૪૧૪.



તૈમૂર.

એ સૈકામાં ગુજરાતના સ્વતંત્ર રાજ્યના અહમ્મદશાહે પાટણ ટાળી અમદાવાદને રાજનગર કીધું, ૧૪૧૧ ; અને મહમ્મદશાહ બેગડાએ સને ૧૪૭૨ માં જૂનાગઢના, તથા ૧૪૮૧ માં ચાંપાનેરના હિન્દુ રાજ્યોનો અંત આણ્યો.

---

## પ્રકરણ ૧૬ મું.

### ખંડક ૬ ઠું. સૈયદ વંશ ( ૧૪૧૪-૧૪૫૦ ).

**સૈયદ ખીજરખાં.**—એ મહમદ પેગંબર ઉપરથી ઉતરી આવેલો હતો તેથી એના વંશનું નામ "સૈયદ" પડ્યું. તૈમૂરે એને પંજાબનો સૂબો બનાવ્યો હતો તેથી એ સ્વતંત્ર સુલતાન નહોતો. એણે સાત વરસ રાજ્ય કીધું તે બધો વખત એણે મોજમઝા ને આળસમાં કાઢ્યો. એ ૧૪૨૧ મા મરણ પામ્યો. એના પછી સૈયદ **મુબારક** પાદશાહ થયો. એણે રોહિલખંડ તાબે કરવાને કેટલીક લડાઇઓ કીધી. પંજાબમાં ગક્કર જાતના લોકોએ એને ઘણો હેરાન કીધો. એને એના વજીરે મારી નંખાવ્યો, ૧૪૩૫. ત્યાર પછી એનો ભત્રીજો **મહમદ** પાદશાહ થયો. થોડો વખત તો એણે સારી રીતે રાજ્ય ચલાવ્યું, પણ પાછળથી મોજ-મઝામાં પડ્યો તેથી જવાનપુરના સુલતાને એનો કેટલોક મુલક કબજે કીધો. માળવાના મહમદ ખિલજીએ છેક દિલ્હી સુધી હુમલો કીધો. લાહોરના સૂબા બહલોલ લોદીએ એને આ સંકટમાંથી છૂટો કર્યો. એ ૧૪૧૪ માં મરણ પામ્યો. એના પછી એનો છોકરો **આલમશાહ** ઉર્ફે અલાઉદ્દીન ગાદીએ બેઠો. પણ બહલોલ લોદીએ આવી દિલ્હીની ગાદી કબજે કીધી. એ ઉપરથી આલમશાહે રાજીનામું આપ્યું અને ગાદી ઉપરથી પોતાનો હાથ ઉઠાવ્યો. આ પ્રમાણે સને ૧૪૫૦માં સૈયદ વંશનો અંત આવ્યો.

---

# પ્રકરણ ૧૭ મું.

## ખંડક ૭ મું. લોદી વંશ ( ૧૪૫૦-૧૫૨૬ ).

**બહુલોલ લોદી** (૧૪૫૦-૧૪૮૮).—આ પાદશાહનું રાજ્ય લાંબુ ચાલ્યું ને એના વખતમાં લોકો આબાદ થયા. એ ગાદીએ બેઠો ત્યાર પહેલાં એ પંજાબનો સૂબો હતો તેથી પંજાબની પૂર્વમાં તથા દક્ષિણમાં એણે રાજ્યનો વધારો કીધો. એણે **આગ્રા** શેહેર વસાવ્યું જે પાછળથી ઘણું પ્રખ્યાતીમાં આવ્યું. એણે જવાનપુરના રાજાને તાબે કીધો. એ મરણ પામ્યો (૧૪૮૮) ત્યાર પહેલાં એણે પોતાનું રાજ્ય દિલ્હી અને કાશીથી છેક હિમાલય સુધી વધાર્યું. એના પછી સિકંદર લોદી ગાદીએ આવ્યો.

**સિકંદર લોદી** ( ૧૪૮૮-૧૫૧૮ ).—એણે પોતાના બાપની રાજ્યનીતિ કાયમ રાખી પૂર્વમાં છેક બિહાર સુધી અને દક્ષિણે બુંદેલખંડ સુધી રાજ્યની હદ વધારી. એના રાજ્યમાં ફિરંગી લોકો હિન્દમાં આવ્યા અને ૧૪૯૮ માં કેલિકટ બંદરે ઉતર્યા. એણે ધર્માન્ધપણામાં હિન્દુઓનાં દેહેરાં તોડી ત્યાં મસજીદો બંધાવી. એ ૧૫૧૮ માં મરણ પામ્યો. એના પછી એનો છોકરો ઇબ્રાહીમ લોદી ગાદીએ બેઠો.

**ઇબ્રાહીમ લોદી** ( ૧૫૧૮-૧૫૨૬ ).—એ અભિમાની, વહેમી અને આપખુદી સત્તા ભોગવનારો હતો. એના જુલમથી એના સરદારો કંટાળી ગયા. ઠામ ઠામ બંડો જાગ્યાં. પંજાબમાં દોલતખાન લોદી સૂબો હતો. એણે બંડ મચાવ્યું અને પોતાની મદદે કાબૂલના સુલતાન બાબરને બોલાવ્યો. આ બહાદુર યોદ્ધાએ કેટલોક મુલક જીતી લીધો અને લાહોર કબજે કરી ઇબ્રાહીમના કાકા અલ્લાઉદ્દીનને પંજાબના સૂબો બનાવ્યો. બાબર છેક પાણિપત સુધી વધ્યો, ૧૫૨૬. એની સામા ઇબ્રાહીમ લોદી મોટું લશ્કર લઇ આવ્યો. અહીં એક મોટું યુદ્ધ થયું. લડાઇમાં ઇબ્રાહીમ માર્યો ગયો તેથી તેનું લશ્કર ખાખાવીખા થઇ ગયું. બાબરે દિલ્હીમાં પ્રવેશ કીધો. શેહેરમાંથી જે લૂટ મળી તે બાબરે પોતાના સરદારોમાં વહેંચી દીધી. આ ફતેહનો ઉત્સવ પાળવા બાબરે કાબૂલમાં દરેકને ત્યાં થોડા થોડા રૂપીઆ મોકલાવ્યા. અગરજે દિલ્હી જીતાયું પણ એના સરદારોની મરજી ત્યાં કાયમ રહેવાની નહોતી, પણ બાબરે તેઓને સારીપેઠે સમજાવ્યા તેથી

તેઓએ ત્યાં રહેવાનો ઠરાવ કીધો. આ પ્રમાણે અફ્ઘાન વંશનો ૩૩૦ વર્ષે બાબરે અન્ત આણ્યો અને હિન્દમાં મુગલ રાજ્યનો પાયો નાખ્યો.

---

## પ્રકરણ ૧૮ મું.

### હિન્દમાં મુગલ રાજ્ય સ્થપાયું તે વખતનાં મુખ્ય સ્વતંત્ર રાજ્યો.

**કાશ્મીર.**—ઇ. સ. પૂ. ૧૪૦૦થી ઇ. સ. ૧૨૯૪ સુધી કાશ્મીરમાં ગોનાર્દ, આદિત્ય, નાગ અને ઉત્પલ વંશના હિન્દુ રાજાઓ રાજ્ય કરતા હતા. સને ૧૩૧૫ માં એમાં **સેનદેવ** નામે હિન્દુ રાજા રાજ્ય કરતો હતો. અકબરે એને જીત્યું ત્યાં સુધી એ સ્વતંત્ર હતું, ૧૫૮૭.

**સિન્ધ.**—મહમદ કાસીમ પછી એ સુમરા રાજપૂતોના હાથમાં ગયું. એનો ઉત્તર ભાગ શાહબુદ્દીન ઘોરીએ જીતી લીધો હતો; દક્ષિણ ભાગ ઉપર દિલ્હીના પાદશાહોનો અધિકાર હતો, પણ નબળા પાદશાહોના સમયમાં એ સ્વતંત્ર થયું. એને અકબરે જીત્યું, ૧૫૯૨.

**મેવાડ** (મેડપાટ).—આ પ્રાન્તના રાજાઓ હિન્દમાં ઘણાજ પ્રખ્યાત ગણાય છે. ટૉડ નામનો ગ્રન્થકાર લખે છે કે, "એ વંશના રાજાઓ ખુદ સૂર્યવશી રામચન્દ્રના કુળના છે એમ તેઓના ગોત્ર ઉપરથી માલમ પડે છે ને તે સર્વમાન્ય છે. તેઓ **રાણા** કહેવાય છે. આઠમા સૈકામાં ચિતોડની ગાદી ઉપર બાપા રાવળ નામનો એક વડનગરો નાગર બ્રાહ્મણ રાજ્ય કરતો હતો એવી દન્તકથા છે. એના વંશજો ઘેલોટી કે સિસોદિઆ* રાજપૂતો કહેવાય છે. સને ૧૩૦૩ માં અલાઉદ્દીને ચિતોડ

*પ્રાચીન શિલાલેખોનો શોધક પ્રખ્યાત ડૉકટર ભાંડારકર કહે છે કે, "બાપાએ શિવની ઉપાસના કરી તેને પ્રસન્ન કીધા. એક વખતે ચિતોડનો રાજા સંતાન વગર મરણ પામ્યો એવું ઠર્યું કે એક ચોકસ હાથી જેને હાર પહેરાવે તેને ગાદી ઉપર બેસાડવો. એ પ્રસંગે ત્યાં બાપા હાજર હતો. હાથીએ ત્રણ વખત બાપાના ગળામાં હાર નાખ્યા. આ ઉપરથી એને ગાદી ઉપર બેસાડવામાં આવ્યો. એ બાપાને એક વખત કંઇ આંખનું દરદ થઇ આવ્યું વૈદે કંઇક દવા દારૂમાં ઘસી એની આંખને લગાડી જેથી એને સારૂં થયું. એ દવા શું હતી તેની બાપાએ પાછળથી તજવીજ કીધી. એને બધી હકીકતની ખબર પડી. દારૂનું નામ સાંભળતાં તે એક નેતરની માફક કાંપ્યો અને બોલી ઉઠયો કે, "હું બ્રાહ્મણ છું; મને દારૂમાં ઘસેલી દવા આપી? હું એથી જ્ઞાતિભ્રષ્ટ થયો." એમ કહી સીસું ઉકાળી પી ગયો ને મરણ પામ્યો. આ ઉપરથી એના વંશજો **સિસોદિયા** કહેવાયા.

જીત્યું પણ રાજપુતોએ થોડા વખતમાં પાછું લઇ લીધું. સને ૧૪૩૮ થી ૧૪૮૩ સુધી એમાં કુંભા રાણો રાજ્ય કરતો હતો. એની રાણી **મીરાંબાઈ** જેનું મન કૃષ્ણભક્તિ ઉપર લાગ્યું હતું તેનું નામ ગુજરાતમાં સુપ્રસિદ્ધ છે. જ્યારે બાબર હિન્દ ઉપર ચઢી આવ્યો ત્યારે ચિતોડની ગાદી ઉપર સાંગો રાણો ( સંગ્રામસિંહ ) રાજ્ય કરતો હતો. ચિતોડ અકબરે ૧૫૬૭માં જીતી લીધું ત્યારે રાણા ઉદયસિંહે ઉદેપુર વસાવી ત્યાં પોતાની રાજધાની કીધી. એના વંશજો હજી ઉદેપુરમાં રાજ્ય કરે છે.

**ગુજરાત** ( ગુર્જરાષ્ટ્ર ).—એ પ્રાન્ત વિષેની કેટલીક હકીકત આગળ જણાવી ગયા છીએ. સને ૧૩૯૬ માં એમાં ઝફરખાન કરીને પાદશાહ હતો. એના પછીના બાદશાહે અમદાવાદને રાજધાનીનું શેહેર કીધું. જ્યારે બાબર હિન્દ ઉપર ચઢી આવ્યો ત્યારે એમાં બહાદુરશાહ રાજ્ય કરતો હતો. એને અકબરે ૧૫૮૪ માં જીતી લીધું.

**માળવા.**—સને ૧૪૦૧માં દિલાવરખાન ઘોરીએ એમાં એક સ્વતંત્ર મુસલમાની રાજ્ય સ્થાપ્યું હતું. એના પછી મહમદ થયો. એને ચિતોડના કુંભા રાણાએ હરાવ્યો, ૧૪૪૦. આ ફતેહની યાદગિરિમાં ચિતોડમાં એક "વિજયસ્તંભ" ઉભો કીધો જે હજી કાયમ છે. એને બહાદુરશાહે ગુજરાતના રાજ્ય સાથે સંયોજી દીધું, ૧૫૩૧.

**બંગાલ.**—સને ૧૩૩૯ માં ફકરૂદ્દીને એમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું હતું. એને અકબરે ૧૫૭૫ માં જીતી લીધું.

**જોનપુર.**—આ રાજ્ય ફિરોજશાહના એક ગુલામ અમલદારે સ્થાપ્યું હતું. એના મુખ્ય ભાગો કનોજ, અયોધ્યા, બિહાર અને તિર્હૂત હતા. એને ૧૪૭૭ માં દિલ્હીના બાદશાહે જીતી લીધું.

**દક્ષિણનાં રાજપૂત રાજ્યો.**—( ૧ ) **વરંગૂળ**—એને જુમાખાને દિલ્હી રાજ્ય સાથે જોડી દીધું હતું, પણ પાછળથી એ સ્વતંત્ર થયું. બ્રાહ્મણી વંશના એક રાજાએ એને ૧૪૨૧ માં જીતી લીધુ. ( ૨ ) **વિજયનગર**—એ રાજ્ય દક્ષિણમાં ઘણું બળવાન હતું. તેમાં નરસિંહ વંશના રાજાઓ રાજ્ય કરતા હતા. તેઓ કેવળ સ્વતંત્ર હતા. તુંગભદ્રા નદીની દક્ષિણે આવેલો તમામ મુલક એ રાજ્યને તાબે હતો. એના ઉપર બીજાપુર

અહમદનગર, ગોવળકોંડા અને બીદરના રાજાઓએ પોતાનાં લશ્કર એકઠાં કરી હુમલો કીધો, ૧૫૬૫. તાલિકોટા આગળ એક લડાઇ થઇ તેમાં વિજયનગરનો રામરાજા હાર્યો ને માર્યો ગયો ને રાજ્ય તે બધાઓમાં વહેંચાઇ ગયું. રામરાજાના વંશજો હજી છે. એમાંનો એક આગળ જતાં મ્હેસૂરનો રાજા થયો. રામરાજાનો ભાઇ ચંદ્રગિરિનો રાજા થયો જેની પાસેથી અંગ્રેજોએ જમીન લઇ મદ્રાસનો કિલ્લો બાંધ્યો.

---

## બ્રાહ્મણી રાજ્ય, ૧૩૪૭–૧૫૨૬.

એ રાજ્યની સ્થાપના મહમદ તઘલખના વખતમાં અફઘાન સરદાર ઝફરખાંએ કીધી, ૧૩૪૭. રાજધાનીનું શેહેર ગુલબર્ગ હતું. ગંગુ નામના એક બ્રાહ્મણે ઝફરખાંનું ભવિષ્ય જોઇ અગાઉથી કહ્યું હતું કે તું કોઇ દિવસ રાજા થશે. તેથી એ ગાદીએ બેઠો ત્યારે એણે પોતાનું નામ સુલતાન અલાઉદ્દીન હસન ગંગુ બ્રાહ્મણી રાખ્યું. એણે દસ વર્ષ રાજ્ય કીધું. આ વંશમાં ૧૮ રાજા થયા ને તેઓએ ૧૫૨૬ સુધી રાજ્ય કીધું. એમાંથી પાંચ રાજ્યો ઉત્પન્ન થયાં:—

(૧) **બીજાપુરનું** આદિલશાહી રાજ્ય—એ આદિલશાહે સ્થાપ્યું અને એને ઔરંગઝેબે ૧૬૮૬ માં ઉંધું વાળ્યું.

(૨) **અહમદનગરનું** નિઝામશાહી રાજ્ય—એ નિઝામના છોકરા મલેક અહમદે સ્થાપ્યું. જ્યારે અકબરનું લશ્કર એના ઉપર ચઢી આવ્યું ત્યારે એનું રક્ષણ ચાંદ બીબીએ કીધું હતું. એનો શાહજહાંએ નાશ કીધો, ૧૬૩૨.

(૩) **ગોવળકોંડા** અથવા કુતુબશાહી.—એ કુતુબ-ઊલ-મુલ્કે ૧૫૧૨ માં સ્થાપ્યું. એનો ઔરંગઝેબે ૧૬૮૭ માં અંત આણ્યો

(૪) **વરાડનું** અથવા ઇમાદશાહી.—ફતેહઊલ્લાએ ૧૪૮૪માં સ્થાપ્યું. સને ૧૫૭૪ માં એને અહમદનગર સાથે જોડી દીધું એનું મુખ્ય શેહેર ઇલિચપુર હતું.

(૫) **બેદરનું** અથવા બરીદશાહી—એ અહમદ બરીદે ૧૫૨૬ માં સ્થાપ્યું હતું. એને ૧૫૯૯ માં અકબરે મુગલ રાજ્ય સાથે જોડી દીધું.

---

## જાણવાજોગ ઐતિહાસિક વર્ષો.

૫૭૦—મહમ્મદ પેગમ્બરનો જન્મ. ૬૨૨—હીજરી સનની શરૂઆત.

૭૧૨—મહમ્મદ કાસમે સિન્ધ ઉપર હુમલો કીધો.

૯૭૬—૯૯૬—સબક્તગીન. ૯૯૬—૧૦૩૦-ગિજનીનો સુલતાન મહમ્મદ

૧૦૨૪—સોરઠી સોમનાથ ઉપર મહમ્મદ ગિજનીની સ્વારી.

૧૧૯૧—મહમ્મદ ઘોરીની હિન્દ ઉપર ચઢાઇ. સ્થાનેશ્વર આગળ પૃથ્વીરાજાનો જય.

૧૧૯૩—સ્થાનેશ્વરના યુદ્ધમાં પૃથ્વીરાજાની હાર.

૧૧૯૪—કનોજનો જયચન્દ્ર મહમ્મદ ઘોરીથી હાર્યો ને માર્યો ગયો.

૧૨૦૬—૧૨૮૮—**ગુલામવંશ** ૧૨૦૬—૧૨૧૦-કુતબુદ્દીન; ૧૨૧૦-૧૧-આરામ; ૧૨૧૧-૩૬—અલ્તમસ; ૧૨૩૭-૪૦-રજીઆ બેગમ; ૧૨૪૦-૪૧—બ્હેરામ; ૧૨૪૧—૪૬-મસાઉદ; ૧૨૪૬-૬૬-નાસિરૂદ્દીન મહમ્મદ; ૧૨૬૬-૮૭—બલબન.

૧૨૮૮-૧૩૨૧—**ખિલજીવંશ.** ૧૨૯૫-૧૩૧૫-અલાઉદ્દીન; ૧૩૧૬-૨૦-મુબારક; ૧૨૯૭-ગુજરાત અલાઉદ્દીન ખિલજીએ લીધું.

૧૩૨૧—૧૪૧૨-**તઘલખવંશ.** ૧૩૨૧-૨૫-ગ્યાસુદ્દીન તઘલખ; ૧૩૨૫-૫૧- મહમદ તઘલખ; ૧૩૫૧-૮૮- ફિરોઝ તઘલખ; ૧૩૯૦-૯૪-નાસીરૂદ્દીન તઘલખ; ૧૩૯૪-૧૪૧૨-મહમદશાહ તઘલખ.

૧૩૪૭—૧૫૨૬—**બ્રાહ્મણીવંશ.**

૧૩૯૮—તૈમૂર લંગડાની દિલ્હી પર સ્વારી ને લૂટ.

૧૪૧૪-૧૪૫૦-**સૈયદવંશ.** ૧૪૧૪-૨૧-ખીજરખાં; ૧૪૨૧-૩૫-મુબારક; ૧૪૩૫-૪૪—મહમ્મૂદ; ૧૪૪૪—૫૦ અલાઉદ્દીન.

૧૪૫૦-૧૫૨૬-**લોદીવંશ.** ૧૪૫૦—૮૮-બહલોલ લોદી; ૧૪૮૮-૧૫૧૮—સિકંદર લોદી; ૧૫૧૮—૨૬—ઇબ્રાહીમ લોદી.

૧૪૯૮—વાસ્કો ડી ગામા કાલિકટ બંદરે ઉતર્યો.

૧૫૨૬—પાણિપતનું યુદ્ધ ને મુગલાઇ રાજ્યની સ્થાપના.

૧૫૬૫—તાલિકોટાનું યુદ્ધ ને વિજયનગરના રાજ્યનો નાશ.

---

# પ્રકરણ ૧૯ મું.

## મુગલ વંશ.

ઇ. સ. ૧૫૨૬-૧૮૫૭ : ૩૩૧—વર્ષ.

ભાગ ૧ લો. એ રાજ્ય પૂર્ણ ચઢતીમાં—૧૫૨૬-૧૭૦૭ સુધી.

### ૧. બાબર (સિંહ), ૧૫૨૬-૧૫૩૦ સુધી.

**વંશ.**—બાબર તૈમૂર મુગલના વંશમાં છઠ્ઠી પેઢીએ થયો. એ ૧૪૮૨ માં જન્મ્યો હતો. બાર વર્ષની ઉમ્મરે એનો બાપ મરણ પામવાથી તુર્કસ્તાનમાં ખોકંડની રાજગાદી એને મળી. પછી એણે કાબૂલ જીતી અફગાનીસ્તાનમાં રાજ્ય સ્થાપ્યું. એનો ડોળો હિન્દ જીતવા તરફ હતો. એના વડીલોની માફક એનો વિચાર માત્ર હિન્દને લૂટવા તરફ નહોતો પણ ત્યાં રાજ્ય સ્થાપવા તરફ હતો. આખરે ૧૫૨૬ માં એને તક મળી. લોદી વંશનો છેલ્લો પાદશાહ ઇબ્રાહીમ દિલ્હીની ગાદી ઉપર હતો. એનામાં રાજ્ય ચલાવવાનું બળ નહોતું.



બાબર.

પંજાબના સૂબા દોલતખાન લોદીએ બંડ જગાવ્યું અને પોતાની મદદે બાબરને બોલાવ્યો. બાબર તો ટાંપીજ રહ્યો હતો તેથી તેણે મદદ આપવા કબૂલ કીધું. માર્ગમાં લાહોર જીતી એ **પાણિપતના મેદાનમાં** આવ્યો. એની સામા એક લાખ લશ્કર લઇ ઇબ્રાહીમ ગયો. બાબર

પાસે થોડાં માણસો હતાં છતાં તેઓ ઘણાં દૃઢ હતાં. બન્ને વચ્ચે એક જબરી લડાઇ થઇ તેમાં ઇબ્રાહીમ હાર્યો ને માર્યો ગયો. બાબરે દીલ્હી શેહેર કબજે કીધું અને મુગલ* રાજ્યની સ્થાપના કીધી.

**સને ૧૫૨૬ માં હિન્દની સ્થિતિ.**—લોદી વંશના પાદશાહોના સમયમાં દિલ્હીનું રાજ્ય છેક પડતી સ્થિતિમાં હતું. ઘણાં હિન્દુ અને મુસલમાની રાજ્યો દિલ્હીની રાજ્યસત્તાથી સ્વતંત્ર થઇ ગયાં હતાં. બંગાલ, બિહાર, માળવા, ગુજરાત અને ખાનદેશનાં મુસલમાની રાજ્યો અફઘાન રાજ્યકર્ત્તાઓની સત્તા નીચે હતાં. રાજપૂતાનાનાં હિન્દુ રાજ્યો મજબૂત અને સંપીલાં હતાં. દક્ષિણમાં બે ઘણાં બળવાન રાજ્યો હતાં—એક વિજયનગરનું હિન્દુ રાજ્ય અને બીજું મુસલમાની સત્તા નીચે બ્રાહ્મણી રાજ્ય. બ્રાહ્મણી રાજ્યના આ વખતે પાંચ વિભાગો પડી ગયા હતા. આવી સ્થિતિને લીધે હિન્દ ઉપર સર્વોપરી સત્તા મુગલોની થાય ત્યાર પહેલાં આ બધાં રાજ્યોને જેર કરવાનાં હતાં.

---

*મુગલ લોકો ચીનની ઉત્તરે આવેલા મોંગોલિઆ દેશના રહેવાસી હતા એઓ તાતાર અથવા તુર્કને નામે પણ ઓળખાતા. જેઓ પશ્ચિમમાં તાર્તરી અથવા તુર્કસ્તાનમાં રહેતા હતા. તેઓ આર્ય લોકો સાથે ભળી ગયા અને સુધર્યા. તેઓ કદે ઉંચા, શરીરે ગોરા અને પ્રાચીન આર્યો જેવા ખુબસુરત હતા. તેઓને તુર્ક કહેતા. જેઓ મોંગોલિઆમાં રહેતા હતા તેઓ ચપટા મોઢાના અને કદ્રુપા હતા. તેઓ પોતાનાં ઢોર સાથે જંગલમાં રઝળતા. એઓ મુગલોને નામે ઓળખાતા હતા. જ્યારે અફઘાનીસ્તાનના લોકો હિન્દ ઉપર રાજ્ય કરતા હતા તે વખતે એ મુગલો ઘણી વાર હિન્દ ઉપર ચઢી આવેલા અને લૂટ કરી પાછા ચાલ્યા ગયલા. સને ૧૩૯૮ માં તેમૂરે જે હુમલો કીધો તે ઘણો જબરો હતો એક વંટોળિયાની માફક મુગલો અને તુર્કો ધસી આવ્યા, હજારો માણસોનો સંહાર કીધો અને હજારો ગામ લૂટી તેઓને બાળી નાખ્યાં. તૈમૂર લંગડો હતો તેથી તેને તૈમૂરલંગ કરીને કહેતા હતા એણે હિન્દ લૂટયું ખરૂં, પણ રાજ્ય સ્થાપ્યું નહિ.

**મુગલોનો ધર્મ તથા રીતિ રિવાજો.**—તેરમા શતકનો મુગલોનો ધર્મ હિન્દુ લોકોના ધર્મ સાથે ઘણો મળતો આવતો હતો. તેઓનો મૂળધર્મ ખાસ કરીને વૈદિક હતો. તેઓ અગ્નિ, વાયુ, જળ, અને પિશાચોને બળિદાન આપતા. તેઓ મૂર્ત્તિની પૂજા કરતા. બ્રાહ્મણો જેવા તેઓમાં પણ ધર્માચાર્યો હતા. હિન્દુઓની પેઠે તેઓ એકજ ઇશ્વરને માનતા. સ્ત્રીઓ પતિવ્રતા હતી અને કોઇ જાર કર્મ કરતી તો તેને મોતની શિક્ષા હતી. તેઓનો મુખ્ય ધંધો યુદ્ધ ને શિકાર હતાં.

**ફતેહપુર સિક્રી (કન્વાહ)નું યુદ્ધ, ૧૫૨૭.**—ગાદીએ બેઠા પછી બીજે વર્ષે બાબર ચિતોડના રાણા સાંગા (સંગ્રામ સિંહ) સામે યુદ્ધ કરવા ગયો. એ વખત સાંગાએ બાબરની ફોજને મારી હઠાવી. આથી નાસિપાસ ન થતાં બાબરે પોતાના લશ્કરનાં માણસો આગળ ભાષણ કરી કુરાન ઉપર સોગંદ ખવડાવ્યા કે ગમે તેમ થાય તો પણ લડાઇમાં જીત મેળવવી. રાજપૂતો પણ લડતાં હઠ્યા નહિ; પણ તુવાર વંશનો રાયસીનનો રાજા બાબર સાથે મળી ગયા ત્યારે સાંગાને પાછું હઠવું પડયું. એ વેળા સાંગો જખમી થયો હતો ને તેના મોટા મોટા સરદારો કપાઇ મુઆ હતા તેથી બાબરનો વિજય થયો. સાંગો ઘણો જોરાવર ને દેખાવડો હતો. તેણે એક આંખ ભાઇની સાથે લડવામાં ખોઇ હતી; દિલ્હીના લોદી વંશના પાદશાહ સાથે લડતાં એક હાથ ખોયો હતો; એક ગોળો વાગવાથી તે પગે લગંડો થયો હતો; એના શરીર ઉપર તલવાર અને ભાલાના ૮૦ જખમો ગણાતાં હતાં.

સને ૧૫૨૮માં ચન્દેરીનો **મેદિનિરાય** માળવા આગળ મુગલો સાથે લડયો, પણ તેમાં તેનું આખું લશ્કર કપાઇ ગયું ને ચન્દેરી મુગલોના હાથમાં ગયું. આવી આફતોથી રાજપૂત રાજાઓ નાસિપાસ થયા ને ફરીથી માથું ઉચકી શક્યા નહિ.

**પઠાણ રાજ્યો પર હુમલો.**—રાજપૂતોને દબાવ્યા પછી બાબરે પોતાનું લક્ષ પૂર્વ તરફ ફેરવ્યું. થોડા માસમાં બંગાલ અને બિહારનાં પઠાણ રાજ્યો એણે જીતી લીધાં. આથી મુગલ રાજ્યનો વિસ્તાર કાબૂલથી બંગાળા સુધી થયો. ગુજરાત શિવાય આખું ઉત્તર હિન્દ મુગલોના તાબામાં આવ્યું.

**બાબરનું મરણ, ૧૫૩૦.**—એના મરણની હકીકત જાણવાજોગ છે. એનો છોકરો હુમાયું સખત મંદવાડમાં સપડાયો. કહે છે કે બાબરે એના બિછાનાની આસપાસ સાત પ્રદક્ષિણા કીધી અને ખુદા આગળ એવી બંદગી કીધી કે એનો મંદવાડ મને આવો. આશ્ચર્યની વાત છે કે હુમાયું સાજો થયો અને બાબર માંદો પડયો, અને બહુ થોડા વખતમાં મરણ પામ્યો. બાબર મોટો યોદ્ધો હતો. ગમે તેવી આફત આવી પડે તો પણ તે નાસિપાસ થતો નહિ.

# પ્રકરણ ૨૦ મું.

## ૨. હુમાયું, ૧૫૩૦–૧૫૫૬.

બાબરનો છોકરો હુમાયું દિલ્હીની ગાદી પર આવ્યો અને તેનો બીજો પુત્ર કામરાન કાબૂલનો રાજ્યકર્ત્તા થયો. તે નામનોજ દિલ્હી રાજ્યની સત્તા નીચે હતો, પણ ખરૂં જોતાં સ્વતંત્ર હતો. હુમાયુંનું રાજ્ય ચોતરફથી સંકટથી ઘેરાયલું હતું. પૂર્વમાં પઠાણો પોતાનો મુલક લેવા ટાંપી રહ્યા હતા. પશ્ચિમમાં ગુજરાતના બહાદુર શાહનો ડોળો દિલ્હીની ગાદી તરફ હતો. ઉત્તરમાં એનો ભાઇ કામરાન પંજાબ પચાવી પડયો હતો. સને ૧૫૩૧ માં હુમાયુંએ મહમદ લોદીને લખનો આગળ હરાવ્યો ને શેરખાન નામનો પઠાણ સરદાર જે પૂર્વ તરફ ઘણો બળવાન થઇ પડયો હતો તેને ચુનારગઢ આગળ તાબે કીધો.



હુમાયું.

**ગુજરાત ઉપર ચઢાઈ.**—ગુજરાતનો સુલતાન બહાદુરશાહ માળવા જીતી રાજપૂતાના જીતવા નીકળ્યો. એ ચિતોડને ઘેરો ઘાલતો હતો તેથી રાજપૂતોએ હુમાયુંની મદદ માગી. બહાદુરશાહે ચિતોડ લીધું ત્યાં સુધી હુમાયું વચ્ચે પડયો નહિ; પણ ચિતોડ લેવાયું કે તુરત એ બહાદુરશાહ સામે ધસ્યો. **મંદેશ્વર** આગળ તેને હરાવી (૧૫૩૪) ગુજરાતનું મુખ્ય શેહેર ચાંપાનેર લીધું. આ પ્રમાણે ગુજરાત તથા માળવા હુમાયુંએ સર કીધાં. બહાદુરશાહ ન્હાસીને દીવ બેટ જ્યાં એણે ફિરંગીઓને વસવા દીધા હતા તેમાં ભરાયો. હુમાયુંએ ગુજરાતમાં પોતાના ભાઇ મીરજા

અશ્કરીને મૂક્યો અને પોતે પાછો દિલ્હી ગયો. મીરજા મોજમઝામાં પડયો-લાગ જોઇ બહાદુરશાહ નીકળી આવ્યો ને ગુજરાતની ગાદી પાછી મેળવી. બહાદુરશાહ ફિરંગીઓ સાથે લડતાં માર્યો ગયો, પણ એના સરદારે મલ્લુખાને માળવા પ્રાંત પાછો મેળવ્યો.

**બંગાલમાં ખટપટ.**—હુમાયુંને ગુજરાતની ખટપટમાં પડેલો જોઇ શેરખાંએ બિહાર પ્રાન્ત જીતી લીધો ને બંગાળાના રાજ્યકર્ત્તાને કાઢી મૂક્યો. આ ઉપરથી હુમાયું પૂર્વ તરફ ગયો અને બિહારમાંનો ચુનારગઢ શેરખાં પાસેથી લઇ પટણે જઇ પહોંચ્યો. હુમાયુંએ પછી બંગાળા તરફ કૂચ કીધી, પણ કેટલોક વખત મોજમઝામાં ગાળી નાખ્યો. એ વખતનો લાભ લઇ શેરખાંએ પોતાનો બંદોબસ્ત કરી લીધો. હુમાયું પાછો હઠયો. બકસર આગળ બન્તે વચ્ચે કરાર થતા હતા તેવામાં અફ્ઘાનોએ હુમાયુંના ઉંઘતા લશ્કર ઉપર હુમલો કરી ઘણાને મારી નાખ્યા ને કેદ કીધા. મહા મુસીબતે હુમાયું એકલો આગ્રે ન્હાસી જવા પામ્યો. બીજે વરસે (૧૫૪૦) હુમાયું લશ્કર લઇ શેરખાં સામે ગયો. કનોજ આગળ હુમાયું હારી ગયો અને એને રાજપૂતાના ન્હાસી જવુ પડયું. આ લડાઇને "ગંગાનું યુદ્ધ" કહે છે. શેરખાં દિલ્હીની ગાદી ઉપર આવ્યો. હુમાયું રખડતો રઝળતો સિન્ધ ગયો. ત્યાં અમરકોટ શેહેરમાં એની બેગમને પુત્ર ( અકબર ) અવતર્યો, ૧૫૪૨. સિન્ધથી હુમાયું ઇરાન નાઠો. સીઆ પંથ કબૂલ કરવાની શરતે ત્યાંના શાહ તહમસ્પે એને લશ્કરી મદદ આપી. તેવડે હુમાયુંએ અશ્કરી પાસેથી કંદહાર અને પાછળથી ૧૫૪૭ માં કામરાન પાસેથી કાબૂલ લીધાં.

---

## સૂરવંશના પાદશાહો, (૧૫૪૦-૧૫૫૫).

**શેરશાહ.**—શેરખાન જેણે હુમાયુંને હિન્દમાંથી ન્હાસી જવાની ફરજ પાડી હતી તે ઘોરના સૂર વંશનો હતો. એ અફ્ઘાન હતો તેથી દિલ્હીની ગાદી ઉપર બેસતાં એને વાંધો પડયો નહિ. એ ઘણો સત્તાવાળો તથા દૃઢ વિચારનો હોવાથી લોકો એનાથી ડરતા રહેતા હતા, ને તે કારણથી કોઇ પણ જગાએ હુલ્લડ ફિસાદ થવા પામ્યાં નહિ. એ મોટો લડવૈયો

હતો એટલુંજ નહિ પણ રાજકાજમાં પણ ઘણો કુશળ હતો. એણે મુસલમાનોને તથા હિન્દુઓને એકસરખા ગણ્યા તેથી બધે શાંતિ ફેલાઇ. એ ન્યાયી તથા અપક્ષપાતી હતો તેથી ગુન્હા પણ ઘણા કમી થઇ ગયા. રૈયતના સુખ માટે એણે સડકો, ધર્મશાળાઓ વિગેરે બંધાવ્યાં. રાજપૂતોની સામે લડતાં એ માર્યો ગયો, ૧૫૪૫.

શેરશાહ પછી એનો છોકરો **સલીમ** સૂર ગાદીએ આવ્યો. એણે સાત આઠ વર્ષ રાજ્ય કીધું. એના પછી **આદીલશાહ** થયો. એ ક્રૂર અને અજ્ઞાન હતો. રાજ્યસત્તા પોતાના હિન્દુ વજીર **હેમુ**ના હાથમાં હતી. હેમુ લુચ્ચો પણ હોંશિયાર હતો, પણ રાજ્યમાં બંડો જાગ્યાં તે શમાવી શકવાની એનામાં તાકાત નહોતી. વળી હિન્દુઓને મોટા ઓદ્ધા આપવાથી અમીરોમાં પણ અસંતોષ પેદા થયો હતો. આ તકનો લાભ લઇ હુમાયું કાબૂલથી પોતાની દિલ્હીની ગાદી પાછી મેળવવા આવ્યો.

**હુમાયુંનું હિન્દમાં પાછું આવવું.**—એ એક મોટું લશ્કર લઇ લાહોર આવ્યો અને એનો સરદાર બ્હેરામખાન જલન્દર તરફ ગયો. **સરહિન્દ**ના યુદ્ધમાં પંજાબના શાહ સિકન્દરને હરાવી હુમાયું દિલ્હી આવ્યો ને પોતાની ગાદી પાછી મેળવી, ૧૫૫૫. આદિલશાહના છોકરાને લઇ હેમુ બંગાલ નાઠો. પણ બિચારો હુમાયું ઝાઝો વખત જીવવા પામ્યો નહિ ; પોતાના મહેલના દાદર ઉપરથી પડી ગયો, અને તેની અસરથી એ મરણ પામ્યો, ૧૫૫૬. એ મળતાવડો અને સખી દિલનો હતો, પણ રાજ્ય ચલાવવામાં એના બાપ જેટલી એનામાં ગતિ નહોતી.

---

## પ્રકરણ ૨૧ મું.

### ૩. અકબર, ૧૫૫૬–૧૬૦૫.

**અકબરનો જન્મ.**—અકબર ૧૫૪૨ માં સિન્ધમાં ઉમરકોટમાં જન્મ્યો હતો. હમીદા નામની એક ઇરાની સ્ત્રી સાથે હુમાયું હિન્દમાંથી ન્હાસતી વખતે પરણ્યો હતો તેનો પુત્ર અકબર હતો. હુમાયુંના મરણના સમાચાર એને પંજાબમાં પહોંચ્યા તે વખતે એ અફઘાનો સાથે લડવામાં રોકાયલો હતો. આ વખતે અકબરની ઉમ્મર તેર ચૌદ વર્ષની હતી અને બ્હેરામખાન એનો રક્ષક હતો.

**હેમુની સ્વારી.**—અકબર અને બ્હેરામખાં પંજાબમાં હતા તે વખતે એવા સમાચાર મળ્યા કે **હેમુ** દિલ્હી અને આગ્રા પચાવી પડયો છે અને એક મોટું લશ્કર લઇ પંજાબ તરફ ધસી આવે છે. મુગલ લશ્કર ઘણું નાનું હતું તેથી મુગલ સરદારો ગભરાયા, પણ અકબર અને બ્હેરામખાને લડવાનો નિશ્ચય કીધો. હેમુ **પાણીપત** આગળ હાર્યો ૧૫૫૬, અને કેદ પકડાયો. બ્હેરામે એને મારી નાખવા અકબરને કહ્યું. પણ ઘાયલ થયલાને મારવો અકબરને ઠીક લાગ્યું નહિ, કારણ કે એનામાં સિંહના ગુણ હતા. બ્હેરામમાં એવા સદ્‌ગુણ ન હોવાથી તેણે તેને મારી નાખ્યો. સિકંદરે દિલ્હી અને પંજાબના પાદશાહનું નામ ધારણ કરી સરહિન્દમાં મોટું લશ્કર લઇ ગયો, પણ તે પણ અકબરની સામા ફાવ્યો નહિ. આ વખતે મુગલ રાજ્યની હદ માત્ર સિન્ધુ નદીથી ગંગા ને જમનાના સંગમ સુધી હતી ; દક્ષિણમાં રાજપૂતાના સુધી હતી.



અકબર

**અકબર સ્વતંત્ર થયો.**—અકબર અને બ્હેરામમાં ઉલટા ગુણો હોવાને લીધે તેઓ વચ્ચે બનાવ નહોતો. બ્હેરામે ચાર વર્ષમાં મુગલ રાજ્યને સારા પાયા પર આણ્યું તો ખરૂં, પણ એની કરડી હાકમીથી લોકો કંટાળી ગયા હતા. એ ઉપરાંત તેને ઘણો મદ ચઢી ગયો હતો તેથી કોઇ કોઇ વાર અકબરને લેખવતો નહિ. અકબર આ પરાધીનતાથી મુક્ત થવા લાગ શોધ્યાં કરતો હતો. એણે એક યુક્તિ રચી. પોતાની મા

બિમાર છે એવું બ્હાનું કાઢી તેને મળવા છાવણીમાંથી એ ગયો અને જાહેર કીધું કે આજથી રાજ્યસત્તા મેં ધારણ કીધી છે અને મારા શિવાય કોઇનો હુકમ ચાલશે નહિ, ૧૫૬૦. આ વખતે અકબરની ઉમ્મર ૧૮ વરસની હતી. બ્હેરામ ગભરાયો. એ અકબરની સામો થયો તો ખરો, પણ હારી ગયો ને અકબરે તેનો ગુન્હો માફ કીધો. વજીર શિવાય બીજો કોઇ પણ ઓદ્ધો આપવા અકબરે એને જણાવ્યું, પણ એણે કહ્યું મારે કોઇ બીજો ઓદ્ધો જોઇએ નહિ. આખરે બ્હેરામ મક્કે જવા નીકળ્યો એવામાં એક અફ્ઘાન જેના બાપને બ્હેરામે લડાઇમાં મારી નાખ્યો હતો તેણે એને મારી નાખ્યો. આમ થવાથી અકબર કેવળ સ્વતંત્ર થયો.

આ વખતે રાજ્યની સ્થિતિ ઘણી જોખમમાં હતી. કાબૂલમાં અફ્ઘાનો માંહોમાંહે લડી મરતા હતા; બિહાર અને બંગાલમાં હુલ્લડો થયાં કરતાં હતાં; અકબરના પોતાના અમલદારો એને લેખવતા નહિ. જ્યાં જોઇએ ત્યાં હુલ્લડ ફિસાદો શિવાય બીજું કંઇ હતું નહિ. રાજ્યકારભારની ખરેખરી માહિતી હોય તેનું આ વખતે કામ હતું. અકબરમાં યોદ્ધાના સમ્પૂર્ણ ગુણો હતા તેથી મારફાડ વડે એ હુલ્લડો બેસાડી દેવા સમર્થ હતો. અકબરને લખતાં વાંચતાં આવડતું નહોતું પણ ઇતિહાસનું એને સારૂં જ્ઞાન હતું તેથી એણે એક યુક્તિ શોધી કાઢી. એને લાગ્યું કે રાજપૂતો સાથે જો હું એકસંપી કરીશ તો મને ફાયદો થશે. દિલ્હીના બીજા પાદશાહો તેઓની સાથે લડ્યા હતા, પણ એણે તો તેઓ સાથે દોસ્તી બાંધવાનો ઠરાવ કીધો. એનો વિચાર તેઓનાં રાજ્ય પચાવી પાડવાનો નહોતો, પણ તેઓ ઉપર પોતાની રાજ્યસત્તા બેસાડવાનો હતો.

આ ઉપરથી અકબરે જેપુર, જોધપુર અને ચિતોડના રાજાઓને પોતાની સત્તા સ્વીકારવાનું કહ્યું, તથા ત્રણેની સાથે લગ્નસંબંધ કરવાનો વિચાર જણાવ્યો. રાજપૂત રાજાઓ આ માગણી સ્વીકારી શકે એમ નહોતું, કારણ કે ધર્મસંબંધી તેઓના વિચાર એ સંબંધ જોડવા વિરૂદ્ધ હતા. થોડો સમય તો રાજપૂત રાજાઓ વિરૂદ્ધ રહ્યા પણ આખરે કંઇક દાબથી ને કંઇક દ્રવ્યને જોરે તેઓ દબાયા. જેપુરના બહારમલે પોતાની બેટી અકબર સાથે પરણાવી. આથી સસરાને તથા સાળા ભગવાનદાસને બાદશાહી

લશ્કરમાં મોટા દરજ્જા મળ્યા. એનું જોઇ બીકાનેરના રાજાએ પોતાની બેટી અકબરને આપી. ભારી ઝગડા પછી જોધપુરના રાજા માલદેવે પણ પોતાની બેટી જોધબાઇ અકબર સાથે પરણાવી. આથી એને પાદશાહની જમણી બાજુની બેઠક મળી. મુગલોને બેટીઓ આપવામાં શું નુકસાન છે તે ચિતોડનો રાણો સમજતો હતો તેથી તેણે પોતાની બેટી આપી નહિ તેમજ મુગલોની સત્તા સ્વીકારી નહિ.

**ચિતોડ પર ચઢાઈ.**—ચિતોડનો રાણો શરણ થયો નહિ ત્યારે અકબરે તેનો કિલ્લો લઇ મેવાડનું રાજ્ય તારાજ કરવાનો ઠરાવ કીધો. અકબરને મોટા લશ્કર સાથે ચઢી આવતો જોઇ રાણો ઉદેસિંહ પહાડોમાં નાઠો, પણ એના સેનાપતિ **જયમલે** ચિતોડગઢનું મજબૂત રીતે રક્ષણ કીધું. મુગલોએ કોટમાં એક બાકોરૂં પાડયું તે ચણાવી લેવા **જયમલ** જાતે ઉભો હતો એવામાં અકબરે જાતે એને ગોળી મારી ઠાર કીધો. આથી રાજપૂતો જીવ ઉપર આવી ગયા. સ્ત્રીઓએ જયમલની ચિતામાં બળી પોતાના પ્રાણ આપ્યા, અને મરદો હથિયાર લઇ ઝનુનમાં મુગલો સામે ધસ્યા. આઠ હજાર રાજપૂત વીરોએ પોતાના પ્રાણોની આહુતી આપી. અકબરને લૂટમાં ઘણું દ્રવ્ય મળ્યું. આ પ્રમાણે ચિતોડની પાયમાલી થઇ, ૧૫૬૭.*

**પ્રતાપની બહાદુરી.**—ચિતોડ તો જીતાયું પણ ત્યાંના સિસોદિઆ રાજપૂતો વશ થયા નહિ. રાણા ઉદેસિંહે ઉદેપુર કરીને નવું શેહેર વસાવ્યું, જેમાં આજ સુધી તેના વંશજો રાજ્ય કરે છે. ચિતોડ ખોયા પછી ચાર વરસે ઉદેસિંહ મરણ પામ્યો. એના પછી **પ્રતાપ** ગાદી પર આવ્યો. એણે મુગલો સામે થવાનો નિશ્ચય કીધો. એણે પણ લીધું કે ચિતોડ ન લઉં ત્યાં સુધી મારે પત્રાવળીમાંજ ભોજન કરવું અને ઘાસના

---

*આ બિનાની યાદગીરી હજી જાળવી રાખવામાં આવી છે. રાજપૂતો પાસેથી મળેલાં ઘરેણાં અકબરે તોળાવ્યાં તો સોનાનું વજન સાડી ચુમ્મોતેર મણ થયું. લોકોએ એ આંકડાને શાપિત ગણ્યો. વેપારીઓ પોતાના કાગળની પીઠે ૭૪ાા આંકડો લખે છે તેની મતલબ એવી છે કે આ કાગળ જે કોઇ ફોડી અંદરની વાત જાણી લે તેને માથે ચિતોડમાં જે રાજપૂતો કપાઇ મૂઆ તેનું પાપ.

બિછાના ઉપર સુવું.+ આણી તરફ અકબરને પણ મેવાડ લેવાનો આગ્રહ હતો. એણે પોતાના વડા દીકરા સલીમ તથા જેપુરવાળા માનસિંગને મોટું લશ્કર આપી મોકલ્યા. પ્રતાપ પાસે જુજ લશ્કર હતું તેથી અરવલી પર્વતના હુલ્દીઘાટના મેદાનમાં તે લડવા ઉભો રહ્યો. આ ઠેકાણે જબરૂં યુદ્ધ મચ્યું (૧૫૭૬), પણ ઘણા રાજપૂતો કપાઇ ગયા. પ્રતાપે ત્રણ જખમો સહ્યાં; આખરે માત્ર થોડા સાથીઓ સાથે તે પર્વતોમાં ભટકવા લાગ્યો ને ઘણીજ દુર્દશામાં આવી પડયો. આટલું છતાં પણ પ્રતાપે હિમ્મત છોડી નહિ. એક ફેરીદ નામે મુગલ સરદારે પણ લીધું હતું કે પ્રતાપને પકડું તોજ જીવું; પણ પ્રતાપે તેનું તમામ લશ્કર કાપી નાખ્યું. ઘણા પ્રયત્ન છતાં પ્રતાપ પકડાતો નથી એવું જોઇ મુગલ લોકોએ કંટાળી લડાઇ બંધ કીધી. અકબરે પણ મોટા મનથી વિચાર્યું કે પ્રતાપ જેવા વીર પુરૂષને હવે વધુ હેરાન કરવો નહિ; તેથી પ્રતાપ નિરાંતે રાજ્ય કરી શકયો. એણે ૧૫૯૭માં પોતાની દેહ મૂકી. પ્રતાપનાં પરાક્રમ અને ખંત વિષે ખાનખાનાન લખી ગયો છે કે, "આ દુનિયામાં કોઇ વસ્તુ કાયમી રહેતી નથી; જમીન ને દોલત જતાં રહે છે, પણ મોટા નામની નેકી હમેશાં કાયમ રહે છે. પ્રતાપે દોલત ને જમીન ખોયાં, પણ પોતાનું માથું નીચું નમાવ્યું નથી. ફક્ત એજ રાજાએ પોતાના ખાનદાનની આબરૂ રાખી છે."

**અકબરે જીતેલા પ્રાંતો**—રાજપૂતો અકબરના મિત્ર થયા એટલે એ અફઘાન રાજ્યો જીતવા શક્તિવાન થયો. એણે એક પછી એક તે જીતી લીધાં અને પોતાના રાજ્ય સાથે ભેળી દીધાં :—

**ગુજરાત.**—ઇ. સ. ૧૫૭૨માં અકબર ગુજરાત ઉપર ફરી વળ્યો. એ પ્રાન્ત ૧૫૮૪માં પૂરેપૂરો જીતાયો, અને અમદાવાદને મુખ્ય શેહેર ઠરાવ્યું. ત્યાંના પદભ્રષ્ટ થયલા રાજા મુજફ્ફરને એણે પોતાનો એક દરબારી બનાવ્યો. પાછળથી એણે બંડ જગાવ્યું તેથી એને આપઘાત કરવો પડયો.

**ઓડિઆ.**—એમાં સ્વતંત્ર રાજપૂતોનું રાજ્ય હતું. તેઓ પાસેથી ટોડર મલે એ પ્રાન્ત જીતી લીધો, ૧૫૭૪.

---

+ભોજન કરતી વખતે ઉદેપુરના રાણા હજી પોતાના સોનાના ખુમચા નીચે એક પાંદડું મૂકે છે અને સુતી વખતે ઓસિકા નીચે ઘાસનું તણખલું મૂકે છે.

**બંગાલ, બિહાર અને ઓરિસ્સા.**—આ ત્રણ પ્રાન્તો દાઉદખાન નામના એક અફઘાનના હાથમાં હતા. અકબરે એને હરાવ્યો અને મારી નાખ્યો ૧૫૭૫ થી ૧૫૯૨ સુધીમાં એ પ્રાન્તો મુગલ રાજ્યમાં ભેળાયા.

**કાશ્મીર.**—આ પ્રાન્ત મુગલોના હાથમાં ૧૫૮૬ માં આવ્યો. રાજાને દિલ્લી દરબારમાં એક અમીર તરીકે રાખવામાં આવ્યો.

**સિન્ધ**—આ પ્રાન્ત મુગલોએ ૧૫૯૨ માં જીતી લીધો. સિન્ધના રાજ્યકર્તાને ૫૦૦૦ ઘોડેસ્વાર લશ્કરનો સરદાર બનાવ્યો અને તેને ઠઠ્ઠાની સુબેદારી આપી

**કન્દહાર.**—ઇરાનીઓમાં ફાટફૂટ થવાથી આ શેહેર અકબરના હાથમાં ૧૫૯૪માં આવ્યું.

**દક્ષિણનાં રાજ્યો.**—નર્મદાની ઉત્તરે આવેલા તમામ હિન્દનો ધણી થયા પછી અકબરે દક્ષિણનાં રાજ્યો જીતવા પ્રયત્ન કીધા અહમદનગર, બીજાપુર અને ગોવલકોંડાના મુસલમાન બાદશાહોએ એકસંપ કરી વિજયનગરનું મોટું રાજ્ય તારાજ કીધું હતું તેથી ત્યાં ત્રણ મુસલમાની રાજ્યો હતાં, અને છેક દક્ષિણમાં થોડાંક નાનાં નાનાં હિન્દુ રાજ્યો હતાં. પહેલી લડાઇ અકબરે અહમદનગર સાથે જગાવી. શાહજાદા મુરાદને લશ્કર આપી મોકલ્યો, પણ બહાદુર રાણી **ચાંદબીબી**એ તેને પાછો હઠાવ્યો. આખર સલાહ કરવામાં આવી, પણ પછી તુરતજ **ચાંદબીબી**ને એના એકાદ સોબતીએ મારી નાખી. આ સાંભળી મુગલો ફરીથી આવ્યા અને અહમદનગર લીધું, ૧૫૯૯. સને ૧૬૦૧ માં ખાનદેશ જીતી લીધુ. દાનિયેલ શાહજાદાએ આશીરગઢ જીતી લીધું.

**અકબરના રાજ્યનાં છેલ્લાં વરસો.**—અકબર પોતાનાં આખરનાં વરસોમાં દુઃખી થયો. એના વડા દીકરા સલીમને અફીણ તથા દારૂનું વ્યસન લાગ્યું હતું. અકબર દક્ષિણમાં હતો તેવામાં એણે પ્રયાગ, બિહાર અને અયોધ્યા પ્રાન્તો કબજે કીધા તથા ખજાનામાંથી ત્રીસ લાખ રૂપિયા ઉપાડ્યા. અકબરે આવી એને શિખામણ દીધી અને બંગાલ ને અયોધ્યા એને આપવા ઠરાવ્યા, પણ સલીમેં પોતાનો કપટ ભાવ મૂક્યો નહિ. એણે પોતાના બાપના મિત્ર અને વજીર અબૂલ ફજલને બુંદેલખંડમાં મરાવી નાખ્યો. એ વજીર અકબરને એટલો વહાલો હતો કે તેના ખૂનથી એણે બે દિવસ અન્ન ખાધું નહિ. એવામાં એની મા મરણ પામી.

બન્ને દીકરા—મુરાદ ને દાનિયેલ—દારૂના વ્યસનથી મરણ પામ્યા. આ સંતાપોથી અકબરની તબિયતમાં બિગાડો થયો. મરણનો સમય પાસે આવતો જાણી અકબરે સલીમને કેટલીક શિખામણ દીધી અને સરદારોને બોલાવી કહ્યું કે તમો જેમ મારી સાથે વર્ત્યા તેમ સલીમ સાથે વર્તજો. અકબર ૧૬૦૫ માં મરણ પામ્યો.

**અકબરનાં ગુણલક્ષણ.**—મુસલમાની પાદશાહોમાં અકબર સૌથી મોટો હતો એ નિર્વિવાદ છે. હિન્દમાં અનેક જાતના લોકોની પ્રીતિ મેળવી તેઓને વફાદારીમાં રાખવા અકબરમાં જેટલી બુદ્ધિ હતી તેટલી કોઇ બીજામાં નહોતી. અકબર શરીરે કસરતી, નિર્વ્યસની અને ખુબસુરત હતો. એ અભ્યાસી તથા દરેક કામમાં નિયમસર ચાલનારો હતો. એ ડહાપણવાળો, દૂરદર્શી અને દયાળુ હતો. શિકારનો પણ એને શોખ હતો અને વિદ્વાનોની પણ કદર બૂઝનારો હતો.

**અકબરનો ધર્મ.**—અકબર ચુસ્ત રીતે મુસલમાની ધર્મ પાળતો નહોતો. બ્રાહ્મણો, મુસલમાનો, પારસીઓ, સીખગુરૂઓ, જૈનો અને ખ્રીસ્તી પાદરીઓનો એ મેળાવડો કરતો અને ધર્મ સંબંધી તેઓ જે વાદવિવાદ કરતા તેમાં સારૂં લક્ષ આપતો. એ પુનર્જન્મને માનતો અને સૂર્યને નમસ્કાર કરતો. પોતાની રાજપૂત રાણીઓ પૂજા કરવા જતી ત્યારે તેઓ સાથે એ પણ સામેલ થતો. ખ્રીસ્તી ધર્મ તરફ પણ એનું વલણ હતું અને તેથી તે મરિયમ નામની એક ખ્રીસ્તી સ્ત્રી સાથે પરણ્યો હતો. અબૂલ ફઝલની મદદથી બધા ધર્મોનો સાર કાઢી એણે "**દીન ઇલાહી**" કરીને એક પોતાનો નવો ધર્મ કાઢયો હતો, જે એના મરણ પછી ચાલવા પામ્યો નહિ.

**અકબરના સુધારા.**—એણે ગોવધ અટકાવ્યો અને સોળ વર્ષ પહેલાં છોકરાંઓનાં અને ચૌદ વર્ષ પહેલાં છોકરીઓનાં લગ્ન થતાં બંધ કરવા પ્રયત્નો કીધા. વિધવાઓનો પુનર્વિવાહ કરવા એણે રજા આપી, અને સતિ થવાનો ચાલ બંધ કરવા ઘણી કોશિશ કીધી. હિન્દુ મુસલમાન વચ્ચેનો તફાવત કાઢી નાખવા એણે જજીયા વેરો ( મુસલમાન શિવાયના બીજા બધા પાસે લેવામાં આવતો હતો ) બંધ કીધો.

## અકબરના સમયના પ્રખ્યાત પુરૂષો.

**અબૂલ ફજલ.**—એ ઘણો વિદ્વાન અને રાજકાજમાં ઘણો કુશળ હતો. એણે "**આઈની અકબરી**"—અકબરના કાયદાનું પુસ્તક—લખ્યું. અકબરના સમયના રાજકાર્યોનો સવિસ્તર હેવાલ એમાં આપેલો છે. આ પુરૂષ અકબરનો મિત્ર અને વિશ્વાસુ સલાહકાર હતો એને સલીમે મરાવી નાખ્યો હતો.

**ટોડરમલ.**—અકબરે જમીનની મ્હેસૂલ ઉઘરાવવાની પદ્ધતિ રચવાનું કામ એને સોંપ્યું હતું. આ કામને માટે ટોડરમલે તમામ જમીનની માપણી કરાવી તેની ફળદ્રુપતા પ્રમાણે તેના ત્રણ વર્ગ પાડ્યા. ઉપજની કિમ્મતનો એકતૃતીયાંશ ખેડુતોએ રાજ્યમાં ભરવો એવું એણે ઠરાવ્યું. એ ૧૫૮૦-૮૨ સુધી બંગાળનો સૂબો હતો. એ મહાન યોદ્ધો હતો. એણે અફઘાનો સાથે લડાઇ કરી ઘણી નામના મેળવી. એ હિન્દુ ધર્મ ચુસ્ત રીતે પાળતો હતો. એ મોટો કવિ પણ હતો. એણે શ્રીમદ્ભાગવતનું ફારસીમાં ભાષાન્તર કીધું હતું.

**ફૈજી.**—એ અબૂલ ફઝલનો વડો ભાઇ હતો. એને પણ અકબર સાથે ગાઢી દોસ્તી હતી. એણે હિન્દુ શાસ્ત્રનો અભ્યાસ કરી ઘણા ગ્રન્થોનાં ભાષાન્તર કીધાં.—એ કવિ પણ હતો. એણે મહાભારતનું ફારસીમાં ભાષાન્તર કીધું.

**બીરબલ.**—એ ઘણી વિચક્ષણ બુદ્ધિવાળો અને હાજરજવાબી હતો. એના સવાલ જવાબોનું પુસ્તક હજી પણ લોકોમાં ઉલટથી વંચાય છે. હિન્દના વાયવ્ય કોણમાં યુસફ્જી જાતના જંગલી લોકોએ હુલ્લડ મચાવ્યું હતું. તે બંધ પાડવા એને મોકલ્યો હતો તેમાં એ માર્યો ગયો.

**રાજા માનસિંગ.**--એ જેપુરના રાજા ભગવાનદાસનો છોકરો હતો. અકબરનો એ એક ઘણોજ બહાદૂર સેનાપતિ હતો. સને ૧૫૯૦માં એણે ઓરિસ્સા જીત્યું. એની કાકી અકબર સાથે પરણી હતી, અને એની બેહેન અકબરના છોકરા સલીમ સાથે પરણી હતી, જે પછવાડેથી **જહાંગીર** બાદશાહ થયો. એણે વફાદારીથી અકબરની નોકરી બજાવી. રાજ્યનો એ એક મોટો સ્તંભ ગણાતો હતો.

**તાનસેન.**—એ એક મોટો ગવૈયો હતો. એનાં રચેલાં ગાયનો હજી લોકોમાં ગવાય છે. ગાયનમાં કાબેલ હર કોઇ ઉસ્તાદને **તાનસેનની** ઉપમા અપાય છે.

**ગંગ.**—એ એક મોટો કવિ થઇ ગયો. શીઘ્ર કવિ તરીકે એ જે કવિત્તો બનાવતો તે ઘણુંજ રસીલાં લાગતાં. હજી એના બનાવેલાં કવિત્તો લોકોમાં દષ્ટાંતરૂપે બોલાય છે.

---

## પ્રકરણ ૨૨ મું.

### ૪. જહાંગીર (દુનિયાનો જીતનાર) ૧૬૦૫-૧૬૨૭.

**જહાંગીર.**—સલીમ, જહાંગીર નામ ધારણ કરી અકબરની પછી ગાદીએ આવ્યો. એની મા રાજપૂતાણી હતી. એનામાં એના બાપ જેટલું શૌર્ય કે બુદ્ધિબળ નહોતું. એના વડા છોકરા ખુશરૂએ એની સામું બંડ ઉઠાવ્યું, પણ એ પકડાયો અને એને જન્મસુધી કેદમાં રાખવામાં આવ્યો.



જહાંગીર.

**નૂરજહાં.**—એ ગરીબ પણ ખાનદાન માબાપની છોકરી હતી. એનાં માબાપોએ ઉદરપોષણ માટે હિન્દ આવવા ઇરાન છોડયું. કંદહાર નજીક એનો જન્મ થયો. ગરીબીને લીધે તેઓ એને રસ્તા ઉપર મૂકી ચાલ્યાં ગયાં; પણ એક પૈસાદાર વેપારી તે રસ્તે થઇને જતો હતો તેણે તે છોકરીને ઉપાડી લીધી અને પોતાની છોકરી તરીકે તેને ઉછેરી.

એ વેપારી વગવાળો માણસ હતો તેથી અકબરના જનાનાની સ્ત્રીઓની મુલાકાત લેવા તેની સ્ત્રી જતી ત્યારે નૂરજહાંને પોતાની સાથે તેડી જતી. અહીં સલીમની નજર તેણીના ઉપર પડી અને તેનું મન તેણીની તરફ આકર્ષાયું. આ વાત અકબરને પસંદ નહોતી. તેણે એને શેરખાન નામના ઇરાની સાથે પરણાવી અને તેઓને બંગાલમાં એક જાગીર આપી. પણ જહાંગીર તખ્ત-નશીન થયો એટલે તેણે શેર-ખાનને હુકમ કીધો કે તું એની સાથે છુટાછેડા કર. તેણે એમ કરવાની ના પાડી એટલે જહાંગીરે તેને મરાવી નાખ્યો અને પોતે નૂરજહાં સાથે પરણ્યો. આ વખતથી નૂરજહાંની સત્તા રાજ્યમાં તથા પાદશાહ ઉપર વધી. જહાંગીર એને પુછ્યા વગર કશું કરતો નહિ.



નૂરજહાં

**મલીક અંબર.**—સને ૧૫૯૯ માં અકબરે અહમદનગર લીધું તો ખરૂં, પણ મલીક અંબર નામના એક હબસી અમીરે ખડકીને નવું રાજ-ધાનીનું શેહેર બનાવી અહમદનગરના જુના પાદશાહી કુટુંબના શાહજાદાને નામે રાજ્ય કરવા લાગ્યો. કેટલીક લડાઇઓમાં મરાઠાઓની મદદથી (જેમાં શિવાજીનો બાપ શાહજી પણ હતો) મુગલ સરદારોને એણે હરાવ્યા. પણ ૧૬૧૬ માં શાહજહાંએ એને હરાવ્યો ને બીજે વરસે મુગલોએ અહમદનગર પાછું લીધું. મલીક અંબર ૧૬૨૯ માં મરણ પામ્યો તેથી ફરીથી લડાઇ જાગી નહિ.

**અંગ્રેજોનો પગપેસારો.**—સને ૧૬૧૩ માં જહાંગીરે અંગ્રેજોને વેપારના કેટલાક અગત્યના હકો આપ્યા, અને સુરત, ખંભાત, ગોઘા અને અમદાવાદમાં કોઠીઓ સ્થાપવા દીધી. સને ૧૬૧૫ માં ઈંગ્લંડના પહેલા જેમ્સે સર ટોમસ રો નામના સખસને ઇસ્ટ ઈંડિઆ કંપની માટે વેપારના કેટલાક હકો માગવા એલચી તરીકે મોકલ્યો હતો.

**મેવાડ સાથે લડાઈ.**—પ્રતાપ રાણો મરણ પામવાથી તેનો છોકરો અમરસિંહ મેવાડની ગાદી ઉપર રાજ્ય કરતો હતો. સને ૧૬૧૪ માં જહાંગીરના છોકરા શાહજાહે તે રાણાને હરાવ્યો. એ રાણો તાબે થયો અને બાદશાહે તેને તેનું રાજ્ય પાછું સોંપ્યું એટલુંજ નહિ પણ પોતાના રાજ્યમાં ઘણી ઉંચી પદ્વીના ઉમરાવ તરીકે તેને દાખલ કીધો.

**નૂરજહાંનાં કાવતરાં.**—નૂરજહાંને આગલા ધણીની એક છોકરી હતી તેનું લગ્ન શાહજહાં સાથે કરવાનું એનું મન હતું. શાહજહાંની મરજી વજીર અસફખાનની છોકરી મુમતાજ મહાલ સાથે પરણવાની હતી. આખર નાસિપાસ થઇને નૂરજહાંએ પોતાની છોકરી શાહજાદા શ્હેરીઆર સાથે પરણાવી, ને તેને ગાદીએ આણવા પ્રયત્નો કરવા લાગી. આથી અમીરો ગુસ્સે થયા. શાહજહાંએ બંડ ઉઠાવ્યું. સરદાર મહોબતખાં એની પાછળ લાગ્યો ને એને હરાવ્યો; પણ એણે એક દિવસ જહાંગીરને કહ્યું કે એક સ્ત્રી રાજ્યમાં આટલી બધી હકુમત ભોગવે એ સારૂં નહિ. આ શિખામણની કંઇ અસર ન થવાથી મહોબતખાંએ જહાંગીરને કેદ કીધો. એને છોડવવા નૂરજહાંએ ઘણી કોશિષ કીધી, પણ ફાવી નહિ. આખરે નૂરજહાંએ એવી તજવીજ કીધી કે પોતે પણ જહાંગીર સાથે કેદખાનામાં રહી. ત્યાં એણે કેટલાકને પોતાના પક્ષના કરી લઇ મહોબતખાંની સત્તામાંથી જહાંગીરને છોડવ્યો; પણ ત્યાર પછી જહાંગીર ઝાઝું જીવ્યો નહિ. સને ૧૬૨૭ માં એ મરણ પામ્યો. એને દારૂ પીવાનો એટલો શોખ હતો કે પોતાના સોના મહોરના સિક્કા પર એક બાજુએ પોતાના હાથમાં દારૂની પ્યાલી રાખી મોઢે માંડતો હોય તે પ્રમાણે પોતાની છબી પડાવી હતી. આટલું છતાં હરકોઇ દારૂ પીધેલો સખસ એની હાજરીમાં આવી શકતો નહિ. કિલ્લાના ઉપલા ભાગથી નીચે સુધી તેણે એક સાંકળ લટકાવી હતી, જે ખેંચ્યાથી ઉપર અવાજ થતો. જે કોઇને કંઇ ફરીઆદ કરવી હોય તે આ સાંકળ હલાવતો અને જહાંગીર તેને ન્યાય આપતો.

---

## પ્રકરણ ૨૩ મું.

### ૫. શાહજહાં (૧૬૨૭-૧૬૫૮) સુધી.

**શાહજહાં.**—જહાંગીર મરણ પામ્યો તે વખતે શાહજહાં દક્ષિણમાં હતો. અસફખાં અને મહોબતખાંએ શાહજહાં આવી પહોંચે એટલામાં શેહેરીઆરને આંધળો કરી બંદીખાને નાખ્યો અને નૂરજહાંએ રાજકાજમાંથી પોતાનો હાથ કાઢી લઇ વર્ષાશન લઇ ઉંચી બેઠી. ખુશરૂ અને પર્વીઝ તો મરણ પામ્યા હતા, એટલે વગર હરકતે શાહજહાં (ખુરમ) ગાદીએ બેઠો. એ પણ એના બાપની પેઠે રાજપૂતાણીનો છોકરો હતો. એના મળતાવડા સ્વભાવથી એ સર્વેને પ્રિય થઇ પડયો.



શાહજહાં.

**ખાનજહાન લોદી.**—આ સખસ દક્ષિણનો સૂબો હતો. અહમદનગરના રાજા સાથે કાવત્રાં કરતો એ માલમ પડવાથી એને માળવે મોકલી દીધો; પણ એણે બંડ જગાવ્યું અને અહમદનગરના રાજાને સામેલ થવા સમજાવ્યું. શાહજહાં લશ્કર લઇ જાતે એની સામે ગયો. ખાનજહાં હારી ગયો અને માર્યો ગયો. આ પછી શાહજહાં અહમદનગર ગયો ને તે શેહેર જીતી લીધું, ૧૬૩૭. બીજાપુર જઇ ત્યાંના રાજા પાસે ખંડણી આપવી કબૂલ કરાવી.

**શાહજહાંના છોકરાઓ.**—શાહજહાંને ચાર છોકરા હતા:—સૌથી વડો **દારા** બહાદુર અને ઉદાર હતો, પણ એનામાં અભિમાન અને ઉજ્ઝતાઇ હતાં; **શૂજા** હોંશિયાર હતો, પણ એને દારૂની લત લાગી હતી; **ઔરંગજેબ** સર્વથી બળવાન, બહાદુર, પણ લુચ્ચો હતો, ને ધાર્મિક હોવાનું ડોળ ઘાલતો હતો; **મુરાદ** બહાદુર પણ વિષયી હતો. એ બધા ઉંચા હોદ્દા ઉપર હતા. દારા યુવરાજ તરીકે પોતાના બાપ પાસે રહેતો હતો; શૂજા બંગાલનો સૂબો હતો; ઔરંગજેબ પાસે દક્ષિણનો અધિકાર હતો ને મુરાદ ગુજરાતનો સૂબો હતો.

**ગાદી માટે કજીઓ.**—સને ૧૬૫૭માં શાહજહાં માંદો પડ્યો. ગાદી માટે તકરાર ઉઠી. દારાને રાજ્યરક્ષક નીમ્યો તેથી મુરાદ અને શૂજા એની સામાં ઉઠ્યા; પણ લુચ્ચો ઔરંગજેબ ચુપ બેસી રહ્યો. એણે મુરાદને લખી વાળ્યું કે રાજગાદીની મને ઇચ્છા નથી; મારે તો દુનિયાનો ત્યાગ કરી મક્કે જવું છે. શૂજા અને મુરાદ ગાદી લેવા દિલ્હી તરફ ચાલ્યા. રસ્તામાં **કાશી** આગળ એક યુદ્ધ થયું તેમાં દારાએ શૂજાને હરાવ્યો. ઔરંગજેબને મુરાદનો મેળાપ માળવામાં થયો. તેઓના એકત્ર લશ્કરે **ઉજજન** આગળ દારાને હરાવ્યો, ૧૬૫૮. હવે દારા ઔરંગજેબની સામે ગયો; **આગ્રા** આગળ યુદ્ધ થયું તેમાં ઔરંગજેબ જીત્યો ને દારા દિલ્હી નાઠો. ઔરંગજેબે પછી પોતાના ત્રણે ભાઇઓનું કાસળ કાઢ્યું, ને પોતાના બાપને પદભ્રષ્ટ કરી પોતે ગાદી પચાવી પડ્યો. શાહજહાંને સાત વર્ષ સુધી આગ્રામાં કેદ રાખ્યો, જ્યાં તે ૧૬૬૬ માં મરણ પામ્યો.

**શાહજહાંનાં બાંધકામો.**—એ બાદશાહને ઇમારતોનો ઘણો શોખ હતો. એના દરબારનો ઠાઠ એવો ભપકાદાર વર્ણવેલો છે કે તે માનતાં આપણે ચકિત થઇ જઇએ. એણે છ કરોડ રૂપિયા ખરચી હીરામાણેકથી જડેલું એક મયૂરાસન (મોરના આકારનું તખ્ત) બનાવ્યું હતું. જમનાની નેહેર, જુમ્મા મસજીદ અને નૂરજહાંની કબર બનાવવા પાછળ એણે પોણો કરોડ રૂપિયા ખરચ્યા હતા. આગ્રામાં એણે પોતાની બેગમ **મુમતાજ મહાલ** ઉપર જે કબર ચણાવી હતી તે "**તાજમહાલ**" ને નામે પ્રસિદ્ધ છે. એ કબર દુનિયામાં સૌથી સુંદર ઇમારતોમાંની એક ગણાય છે.

---

# પ્રકરણ ૨૪ મું.

## ૬. ઔરંગજેબ, ૧૬૫૮-૧૭૦૭ સુધી.

**ઔરંગજેબના હરીફો.**—ઔરંગજેબ ગાદીએ બેઠો તો ખરો પણ એની ચોતરફ ભય હતું. દારા ને શૂજા પૂરેપૂરા તાબે થયા નહોતા, તેથી તેઓની સાથે એને લડવાનું હતું. શૂજા લશ્કર લઇ એની સામો આવ્યો પણ **અલાહબાદ** આગળ હારી ગયો તેથી તે બંગાલ ન્હાસી ગયો અને ત્યાંથી તે આરાકાન ગયો ને ત્યાં મરણ પામ્યો. દારા જે કાબૂલ ન્હાસી ગયો હતો તેને એક અફઘાને ઔરંગજેબના હાથમાં ફસાવ્યો ; એને ઔરંગજેબે મારી નાખ્યો. મુરાદને તો એણે અગાઉથીજ કેદ કરી ગ્વાલિયેર મોકલી મારી નાખ્યો હતો. આવા દગા ભરેલાં કૃત્યો કરી ઔરંગજેબે રાજ્યગાદી મેળવી.



ઔરંગજેબ.

**ઔરંગજેબની રાજ્યનીતિ.**—અકબરની રાજ્યનીતિ મુગલો અને રાજપૂતોને એકસંપે રાખવાની હતી. અને આ ડહાપણ ભરેલી નીતિ પ્રમાણે જહાંગીર ને શાહજહાં ચાલ્યા ; પણ ઔરંગજેબ સાંકડા મનનો અને ધર્માન્ધ હતો. એની મુખ્ય નેમ એ હતી કે હિન્દમાં બધે મુસલમાની ધર્મનો પ્રસાર કરવો. આ કામને માટે અકબરે કાઢી નાખેલો **જજીયા** વેરો એણે પાછો દાખલ કીધો. બીજું એ પગલું ભર્યું કે રાજ્યની નોકરીમાં જેટલા હિન્દુઓ હોય તેમણે ઇસ્લામી ધર્મ સ્વીકારવો, ને જે નાકબૂલ કરે

તેઓને નોકરી ઉપરથી બરતરફ કરવા. હિન્દુઓનાં દેહેરાં તોડી નાખ્યાં અને મૂર્ત્તિઓને ભાંગી નાખી. હિન્દુઓના તમામ તેહેવારો ને ઉત્સવો બંધ કીધા. ઔરંગઝેબનાં આવાં કૃત્યોથી હિન્દુઓ ઘણાજ નારાજ થયા ને મુગલાઇ રાજ્યની પડતી દશા આવી.

**રાજપૂતોનું બંડ.**—રાજપૂતો જેઓનો મુગલઇ રાજ્યને મોટો ટેકો હતો તેઓ ઔરંગઝેબની ઉપર જણાવેલી વર્ત્તણુકથી ઘણા નારાજ થયા હતા. વળી જોધપુરનો જસવતસિંહ કાબૂલમાં મરણ પામ્યો (ઔરંગઝેબના હુકમથી તેને ઝેર દેવામાં આવ્યું હતું, કારણ કે તે હયાત હોય ત્યાં સુધી બાદશાહથી જજીયા વેરો મૂકાય તેમ નહોતું) ત્યારે તેની રાણી (મેવાડના રાણાની બેટી) તથા તેનાં બાળકોને કેદ કરવાની ઔરંગઝેબની ધારણા હતી, પણ તેઓ નાઠાં ને પોતાના શેહેરમાં આવી પહોંચ્યાં. આથી ઉદેપુરનો રાણો રાજસિંહ સઘળી હિન્દુ પ્રજા તરફથી તથા જોધપુર તરફથી ઔરંગઝેબની સામો થયો. ઘણી હારજીત થયાં કીધી. આખર બન્ને તરફના કંટાળ્યા તેમજ ઔરંગઝેબ સામા મરેઠા ઉઠયા હતા તેથી સલાહ કરવામાં આવી; એવું ઠર્યું કે અજિતસિંહ મોટો થયે પાદશાહ તેને જોધપુરનું રાજ્ય પાછું આપે, ને ઉદેપુરના રાણાએ શાહજાદા અકબરને પાદશાહ સામે મદદ કરી હતી માટે તે થોડોક મુલક પાછો આપે, ૧૬૮૧.

**ઔરંગઝેબની દક્ષિણ ઉપર ચઢાઇ.**—સને ૧૬૮૩ માં ઔરંગઝેબ મરાઠાઓનું જોર નરમ પાડવા તથા બીજાપુર ને ગોવલકોંડાનાં બે બ્રાહ્મણી રાજ્યો સર કરવા દક્ષિણ તરફ ગયો. બન્ને બ્રાહ્મણી રાજ્યો તો જીતાયાં, પણ મરેઠાઓને એ જેર કરી શક્યો નહિ. એણે મરેઠાઓનાં પુના, સતારા અને બીજાં શેહેરો લીધાં, પણ પહાડી મુલક જેમાંથી તેઓ નિકળીને અચબુચ છાપા મારતા તે એનાથી લેવાયો નહિ. મરાઠા સરદાર શિવાજીને નરમ પાડવા ઔરંગઝેબે શાઇસ્તખાનને મોકલ્યો, પણ તે જરા પણ ફાવ્યો નહિ. આખરે પાદશાહે જેપુરના જયસિંહને તથા દીલીરખાનને એક ઘણું મોટું લશ્કર આપીને મોકલ્યા. આ લશ્કર સામે ટક્કર લેવા જેટલું શિવાજી પાસે બળ નહોતું તેથી પોતાના વીસ કિલ્લા આપી સલાહ કરી. ઔરંગઝેબે એને કેદ કરવાના વિચારથી દિલ્હી બોલાવ્યો, પણ

શિવાજી તજવીજથી નાઠો, ને સ્વતંત્ર રાજા તરીકે પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો. શિવાજીના મરણ પછી બાદશાહે મરેઠાઓને જીતવાને ઘણી તજવીજ કીધી. શિવાજીનો છોકરો શંભાજી પકડાયો, ને તેને મુગલ બાદશાહે મારી નાખ્યો; પણ શંભાજીના ભાઇ રાજારામે તેને ફાવવા દીધો નહિ. આખર કંટાળીને ઔરંગજેબ અહમદનગરે ચાલ્યો ગયો.

**ઔરંગજેબનું મરણ.**—ઔરંગજેબ ૧૭૦૭ માં મરણ પામ્યો. મરતી વખત એના મોઢામાંથી એવા શબ્દો નીકળ્યા કે, "દેશ ને રૈયત માટે મારાથી કંઇ સારૂં બની શક્યું નથી. ખુદા તો મારા જીગરમાં છે, પણ તેનું મહિમાવાળું તેજ હું આંધળો જોવા પામ્યો નહિ. હું આ દુનિયામાં મારી સાથે કશું લેતો આવ્યો નહોતો, પણ જતી વખતે પાપનો ગાંસડો સાથે બાંધી જાઉં છું. હું કેવી શિક્ષાને પાત્ર છું તે હું જાણું છું; બને તે ખરી; મેં તો મારૂં વહાણ સમુદ્રમાં ઝોકાવ્યું છે."

**મુગલ રાજ્યનો વિસ્તાર.**—ઔરંગજેબના વખતમાં મુગલાઇ રાજ્યનો વિસ્તાર સર્વથી મોટો હતો. મરેઠાઓના મુલક શિવાય લગભગ આખું દક્ષિણ અને ઉત્તર હિન્દ બધું એની સત્તા નીચે હતું. એના પછી નબળા પાદશાહો થયા તેથી પચાસ વરસમાં મુગલાઇ રાજ્ય પડી ભાંગ્યું.

**ઔરંગજેબના ગુણ.**—એ ઘણો બહાદુર, ઉદ્યોગી અને સાદો હતો, પણ ઘણો ધર્મન્ધ હતો. એના ધર્માન્ધપણાથી, માણસો ઉપર અવિશ્વાસથી તથા કહેવું કંઇ ને કરવું કંઇ એવી વર્ત્તણુકથી મુગલાઇ રાજ્ય પડતીમાં આવ્યું.*

---

* **ઔરંગજેબ અને અકબરના ગુણોનો મુકાબલો.**—અકબરે મુગલ રાજ્યની ચઢતી કીધી ને ઔરંગજેબે તેની પાયમાલી કીધી; અકબરે રાજ્યના લાભને ખાતર હિન્દુ મુસલમાનોને સરખા ગણ્યા અને ઔરંગજેબ હિન્દુઓ સાથે ક્રૂરતાથી વર્ત્યો; તેઓના ઉપર ભારી કરો નાખ્યા અને જજીયા વેરો પાછો જારી કીધો તેથી રાજ્યની પાયમાલી થઇ; અકબરે રાજપૂતોને પોતાના મિત્રો બનાવ્યા અને ઔરંગજેબે તેઓને પોતાના શત્રુ બનાવ્યા. અકબરે જે જેની નજરમાં આવે તે ધર્મ પાળવાની છૂટ આપી અને ઔરંગજેબે બધાઓને ઇસ્લામી ધર્મમાં આણવાના ઉપાયો યોજ્યા; અકબર નિષ્કપટી અને ખુલ્લા દિલનો હતો ને ઔરંગજેબ કપટી ને હૈયાનો ઉંડો હતો; અકબર પોતાના હિન્દુ અમલદારોનો વિશ્વાસ કરતો, ને ઔરંગજેબને બધાનોજ અણવિશ્વાસ હતો. રણક્ષેત્ર ઉપર બંને બહાદુર હતા; કામ કરવાની શક્તિ બન્નેમાં હતી અને બન્ને મક્કમ વિચારના હતા.

# પ્રકરણ ૨૫ મું.

## ભાગ ૨ જો. મુગલરાજ્ય પડતીમાં, ૧૭૦૭-૧૭૪૮.

**બહાદુરશાહ ( ૧૭૦૭-૧૭૧૨ ).**—ઔરંગઝેબના મરણ પછી તેના છોકરાઓમાં ગાદી માટે લડાઇ ચાલી. સૌથી વડા મોઆઝીમે પોતાના બે ભાઇ કામબક્ષ અને આજમશાહને મારી નાખ્યા ને પોતે બહાદુરશાહ નામ ધારણ કરી ગાદીએ બેઠો. એની સામાં જેપુર અને મારવાડના રાજપૂત રાજાઓએ એકસંપી કીધી તેથી તથા પંજાબમાં **સીખ*** લોકોનું જોર વધ્યું તેથી બહાદુરશાહને તેઓને પૂર્ણ સ્વતંત્ર

---

* **સીખ** ( પંજાબના) લોકો **નાનક** ગુરૂના શિષ્ય હતા. એ નાનક બાબરના રાજ્યમાં થઇ ગયો. કબીરનો દાખલો લઇ નાનકે પણ એવો બોધ કીધો કે ઇશ્વરની નજરમાં હિન્દુ અને મુસલમાનો જૂદા નથી. બધાએ એક ઇશ્વરની બંદગીમાં સાથે સામેલ રહેવું જોઇએ. કુરાન અને વેદ બન્ને ઇશ્વરપ્રેરિત ગ્રન્થો છે. નાનકે ગોવધ કરવાની સખત મનાઇ કીધી. નાનક ૧૫૩૯ માં મરણ પામ્યો. નાનકથી પાંચમા ગુરૂ **અર્જુન**ના સમયમાં નાનકના બોધવાકયોનો એક ગ્રન્થમાં સંગ્રહ કરવામાં આવ્યો, જે **આદિગ્રન્થ**ને નામે પ્રસિદ્ધ છે. અર્જુનની ફતેહના સમાચાર જહાંગીર બાદશાહને કાને ગયા ત્યારે તે ઘણો ગભરાયો ને ગુસ્સે થયો. એણે અર્જુનને પકડી કેદખાનામાં નાખ્યો, જ્યાં તે મરણ પામ્યો. નવમો ગુરૂ **તેગબહાદુર** કરીને હતો. ઔરંગઝેબે એને ક્રૂરતાથી મારી નાખ્યો. દસમો ગુરૂ **ગોવિન્દસિંહ** કરીને હતો. એના બાપ તેગબહાદુર ઉપર જે જુલમ ગુજારવામાં આવ્યો તેથી એણે બીજા પોતાના પાંચ સોબતી સાથે સોગન ખાધા કે આપણે નિમાળા કાપવા નહિ; એક કાંસકી, છરી ને તલવાર લઇ ફરવું; ઘુંટણ સુધીના ચોરણા પહેરવા; અને મુસલમાનો સામે તમામ લોકોને ઉશ્કેરવા. આ પ્રમાણે મુગલોના જુલમે ધર્મની એક ટોળીને લશ્કરી ટોળી બનાવી. ગુરૂ ગોવિંદને ૧૭૦૮ માં એક ખુનીએ મારી નાખ્યો. એના પછી બન્ધુ ગુરૂપદ ઉપર આવ્યો. બહાદુરશાહ જાતે સીખ લોકો સામે લડવા ગયો ને તેઓને પહાડોમાં ન્હસાડયા, પણ બન્ધુ પકડાયો નહિ. ફરૂખશીરના રાજ્યમાં સીખ લોકો ઘણો જુલમ ગુજારવા લાગ્યા. બન્ધુ પોતાના ઘણા સોબતીઓ સાથે પકડાયો. સને ૧૭૧૬ માં કેદ પકડાયલા લોકોને દિલ્હી શેહેરના મ્હોલ્લાઓમાં વિજયની નિશાની તરીકે ફેરવવામાં આવ્યા. તેઓનું અપમાન કરવામાં કશું પણ બાકી રાખવામાં આવ્યું નહિ. તેઓને ઘેટાંનાં ચામડાં ઓરાડયાં ને લાંબી લાંબી ટોપીઓ પહેરાવી. બન્ધુને પાંજરામાં ગોંધી હાથી ઉપર તે પાંજરૂં ચઢાવ્યું. એ પછી રોજ સો સોની કતલ કરાવી. એવી વાત ચાલે છે કે આ કેદીઓમાં એક વિધવાનો એકનો એક છોકરો

કરવાની જરૂર પડી. બહાદુરશાહ ૧૭૧૨ માં મરણ પામ્યો. એના પછી **જહાંદારશાહ** ગાદી ઉપર આવ્યો. એણે પોતાનો તમામ રાજ્યકારભાર વજીરને સોંપ્યો ને પોતે કુછંદમાં પડ્યો. એને એના ભત્રીજા ફરૂખશીરે મારી નાખ્યો, ૧૭૧૩. હુસેનઅલી અને અબદુલ્લાખાન નામના બે સૈયદ ભાઇઓની મદદથી **ફરૂખશીર** ગાદીએ બેઠો. * એ બે ભાઇઓને માલમ પડયું કે આપણી સત્તા પાદશાહ કમી કરવા માગે છે તેથી તેઓએ એને મારી નાખ્યો, ૧૭૧૯. પછી સૈયદ ભાઇઓએ **રફિઉદ્દૌલા** ને **રફિઉદ્દારાજાત**ને વારાફરતી ગાદીએ બેસાડ્યા. તેઓ માત્ર પુતળાં જેવા હતા. તેઓ થોડા માસમાં મરણ પામ્યા. આખરે તેઓએ બહાદુરશાહના એક પૌત્ર **મહુમદશાહ**ને ગાદીએ બેસાડયો. મહમદશાહે સૈયદ ભાઇઓને સત્તાહીન કીધા. એના રાજ્યમાં રાજા અજિતસિંહની સરદારી હેઠળ રાજપૂતો સ્વતંત્ર થયા. નિઝામ-ઉલ-મુલ્ક ૧૭૨૪ માં સ્વતંત્ર થયો ; અને મરેઠાઓ જ્યાં ત્યાં રાજ્ય ઉપર હુમલો કરવા લાગ્યા.

કેદ પકડાયો હતો વજીર પાસે આવી તેની માએ કહ્યું મારો છોકરો કશામાં નથી અને અચાનક પકડાઇ ગયો છે માટે એને મારી નાખશો નહિ ; એ કંઇ સીખ નથી આ વાત સાંભળતાંને વાર છોકરો બોલી ઉઠયો કે "આ બાઇ કોણ છે? હુ ખરો સીખ છું" આ ઉપરથી તેને મારી નાખવામાં આવ્યો. બન્ધુના છોકરાને મારી નાખી તેનું કલેજું એના ઉપર ફેંકવામાં આવ્યુ. પછી તપાવેલા લાલચોળ ચીપીયા વતી એને પાંજરામાંથી કાઢી ઘણી ક્રૂરતાથી મારી નાખવામાં આવ્યો. ઘણા સીખો મરાયા, પણ તેઓની સખ્યા પાછી વધી અને તેઓ એક જબરી લડાયક પ્રજા થઇ પડી. સને ૧૮૪૫-૪૯ સુધી તેઓ અંગ્રેજો સાથે લડ્યા, પણ આખરે તેઓ હારી ગયા અને પંજાબ અંગ્રેજોએ લીધું. હાલ તેઓ અંગ્રેજી રાજ્યના વફાદાર, બહાદુર લડવૈયાઓ છે.

* **ડાકટર હૅમિલ્ટન.**—ફરૂખશીરનું લગ્ન મારવાડના રાજા અજિતસિંહની છોકરી સાથે થવાનું નક્કી થયું હતું. તેની ખુશાલીમાં કલકત્તાની અંગ્રેજી કોઠીના અધિકારીએ બાદશાહને એક માનપત્ર આપવાનું ઠેરવ્યું. એ માનપત્ર લઇ જનારા સખસોમાં **હૅમિલ્ટન** કરીને એક વિદ્વાન ડૉકટર હતો. મંદવાડને લીધે બાદશાહના લગ્ન થવામાં ઢીલ લાગવાથી એ ડૉકટરની મદદ માગવામાં આવી. એણે બાદશાહને જલદીથી આરામ કીધો તેથી તેણે એને ઇનામ માગવાનું કહ્યું ત્યારે એણે કમ્પની સરકારને બંગાળાનાં ૩૭ શેહેરોની જમીદારી આપવાની તથા એ કમ્પનીના તમામ માલ ઉપરની જકાત કાઢી નાખવાની માગણી કીધી, ૧૭૧૬. આથી બ્રિટિશ સત્તાને હિન્દમાં ઘણી પુષ્ટિ મળી. સ્વાર્થ છોડી દેશસેવાનો આ એક ઉત્તમ દાખલો છે.

**નાદિરશાહની હિન્દ ઉપર સ્વારી.**—સને ૧૭૩૮-૩૯માં ઇરાનના **નાદિરશાહે** હિન્દ ઉપર ચઢાઇ કીધી. એણે કર્નાલ આગળ



નાદિરશાહ

મહમદશાહના લશ્કરને હરાવ્યું ને તુરત એ દિલ્હીમાં દાખલ થયો. શેહેરના હજારો માણસને મારી નાખી બાદશાહ તથા અમીરોનું તમામ દ્રવ્ય એણે લૂટી લીધું. થોડા દિવસ પછી મહમદશાહને પાછો ગાદીએ બેસાડી નાદિરશાહ ઇરાન ચાલ્યો ગયો. અહમદશાહ અબદલ્લીએ હિન્દ પર સ્વારી કીધી, પણ તે **સરહિન્દ** આગળ હારી ગયો, ૧૭૪૮. એજ વર્ષમાં મહમદશાહ મરણ પામ્યો.

# પ્રકરણ ૨૬ મું.

## ભાગ ૩ જો. માત્ર નામનાજ મુગલ બાદશાહો. ૧૭૪૮-૧૮૫૭.

મહમદશાહ પછીના પાંચ બાદશાહો માત્ર નામનાજ હતા, કારણ કે ખરૂં જોતાં મુગલાઇ રાજ્ય નાશ પામ્યું હતું. પહેલા બે, વજીરોના હાથમાં માત્ર પુતળાં જેવા હતા, અને બીજા ત્રણને અંગ્રેજોએ વર્ષાશન બાંધી આપ્યું હતું.*

* **મુગલાઇની પડતીનાં કારણો** :—ઔરંગઝેબની હિન્દુઓ તરફ પક્ષપાતી વર્તણુક, સીખ, રોહિલા, અફઘાનો અને મરેઠાઓનો ઉદય; નાદિરશાહની સ્વારી ને દિલ્હીની લૂટ; ઔરંગઝેબ પછીના બાદશાઓની નબળાઇ. મુગલાઇ તૂટી એમાંથી નીચે પ્રમાણેનાં સ્વતંત્ર રાજ્યો સ્થપાયાં:—

(૧) **મરેઠા.**—આ લોકો મુંબઇ ઇલાકામાં પશ્ચિમ ઘાટના રહેવાસી હતા. શરીરે મજબૂત અને દેશાભિમાની હતા. તે સમયમાં સડકો નહોતી, અને દરેક ટેકરીને મથાળે એકેકો કિલ્લો હતો. તેમાં મરેઠા સરદાર રહેતા ને તેના તાબાના માણસો આસપાસની જમીન ખેડી પોતાનું ગુજરાન ચલાવતા. એઓ નામના અહમદનગર કે બીજાપુરના રાજ્યના અધિકાર નીચે હતા, પણ ખરૂં જોતાં સ્વતંત્ર હતા. અત્યાર સુધી તેઓ એકેકથી છૂટા હતા, પણ શિવાજીએ તેઓને એકઠા કીધા. એઓને ઔરંગઝેબ જેર કરી શકયો નહોતો. તેઓ બધાં રાજ્યોને જેર કરી ચોથ લેતા હતા.

(૨) **નિઝામ.**—સને ૧૭૧૬ માં જ્યારે દિલ્હીની ગાદી ઉપર ફરૂખશીર હતો તે વખતે નિઝામને દક્ષિણમાં રાજ્ય કરવા મોકલ્યો હતો. સૈયદ હુસન અને સૈયદ અબદુલ્લાખાન જેઓના હાથમાં તમામ મુગલાઇ સત્તા હતી તેઓએ ફરૂખશીરને મારી નાખ્યો, અને પછી ત્રણ બાદશાહોને ગાદીએ બેસાડ્યા. આ જોઇ નિઝામ તેઓની સામે લડવા ગયો અને સૈયદભાઇઓને શેરપુર આગળ હરાવ્યા. આથી નિઝામ સ્વતંત્ર થયો. એના વંશજો આજ સુધી દક્ષિણ હૈદ્રાબાદમાં રાજ્ય કરે છે.

૩) **અયોધ્યાના નવાબો.**—નિઝામે સૈયદ ભાઇઓ સાથે લડાઇ કરી તે વખતે અયોધ્યાનો નવાબ **સાદતખાં** તેની મદદે હતો. એ પણ મુગલાઇ રાજ્યથી સ્વતંત્ર થયો. એના વંશજો ૧૮૫૬ સુધી અયોધ્યાની ગાદી પર હતા. ત્યાર પછી અંગ્રેજોએ તે રાજ્ય પોતાની સત્તામાં લીધું.

(૪) **બંગાલના નવાબો.**—બંગાલમાં મુર્શીદાબાદના નવાબોની સત્તા થઇ. મુગલ બાદશાહ તરફથી બે અમલદારો બંગાલનું રાજ્ય ચલાવવા નીમાતા.

તેરમો મુગલ બાદશાહ મહમદશાહનો છોકરો **અહમદશાહ** હતો. એ ૧૭૪૮ માં ગાદીએ આવ્યો. એજ વરસમાં અફઘાનીસ્તાનનો સુલતાન અહમદશાહ અબદલ્લી દુરાની લશ્કર લઇ હિન્દ ઉપર ચઢી આવ્યો અને મુગલો પાસેથી પંજાબ લઇ લીધું. થોડા વખત પછી અહમદશાહને પદભ્રષ્ટ કરી એની આંખો ફોડી નાખવામાં આવી, ૧૭૫૪. એના પછી **આલમગીર બીજો** દિલ્હીની ગાદી પર આવ્યો. એના વખતમાં અહમદશાહ દુરાનીએ બીજા બે હુમલા કીધા ને મરેઠાઓએ પંજાબ ઉપર હુમલો કીધો. આલમગીરને એના વજીરે મારી નાખ્યો, ૧૭૫૯. એના પછી **શાહઆલમ બીજો** ગાદીએ બેઠો. એ કેવળ સત્તાહીન હતો. સને ૧૭૬૧ માં મરેઠાઓએ પાણીપત આગળ હાર ખાધા પછી તેઓ પાછા દિલ્હી પર ચઢી આવ્યા ને તે પોતાના કબજામાં લીધું ને શાહઆલમને ૧૮૦૩ સુધી પોતાના કબજામાં રાખ્યો. એજ વરસમાં અંગ્રેજોએ દિલ્હી લીધું. શાહઆલમ ૧૮૦૬ માં મરણ પામ્યો. એના પછી એનો છોકરો **અકબર બીજો** માત્ર નામનો પાદશાહ કહેવાયો. એને અંગ્રેજોએ વર્ષાશનનો બંદોબસ્ત કરી આપ્યો ને સઘળી સત્તા પોતાના હાથમાં લીધી. એ ૧૮૩૭ માં મરણ પામ્યો. એના પછી એનો છોકરો **મહમદ બહાદુર** ગાદી પર બેઠો. એ ૧૮૫૭ ના મોટા બળવામાં સામેલ થયો તેથી અંગ્રેજોએ એને કેદ કરી બ્રહ્મદેશ મોકલાવી દીધો, જ્યાં તે ૧૮૬૦માં મરણ પામ્યો. એના પુત્રપૌત્રોને કેપ્ટન હૉડસને ગોળી મારી ઠાર કીધા. આ પ્રમાણે મુગલાઇનો અંત આવ્યો.

ઔરંગઝેબના મરણ પછી મુરશીદ કુલીખાને તમામ સત્તા પોતાના હાથમાં લીધી અને મુગલાઇ રાજ્યથી સ્વતંત્ર થયો. એના પછી શુજાઉદ્દીન નવાબ થયો; ત્યાર પછી અલીવર્દીખાન, અને ત્યાર પછી સિરાજ-ઉદ-દૌલા થયો. છેલ્લા પાસેથી અંગ્રેજોએ બંગાલ જીતી લીધું.

(૫) **રોહિલાઓ, સીખો અને રાજપૂતો**—કેટલાક અફઘાન સરદારો અયોધ્યા અને હિમાલય પર્વતની વચ્ચેના પ્રદેશમાં આવી વસેલા તેઓએ પોતાનું નામ **રોહિલા** રાખી રોહિલખંડનું સ્વતંત્ર સંસ્થાન કરવા માંડયું હતું. બાદશાહી ફોજે તેઓને ફાવવા દીધા નહોતા, પણ અહમદશાહ આદીએ આવ્યો તે વખતે મુગલોની નબળી હાલત જોઇ તેઓ સ્વતંત્ર થયા. વાયવ્ય દિશા તરફના મુલકનો સીખ લોકે કબજો કીધો, અને રાજપૂતોએ છેક અજમેર સુધી પોતાનો પ્રદેશ વધાર્યો.

# જાણવાજોગ ઐતિહાસિક વરસો.

૧૫૨૬—પાણીપતની લડાઇ જીતી બાબર દિલ્હીની ગાદીએ આવ્યો.
૧૫૨૭—ફતેહપુર સિક્રિ (કનવાહ)નું યુદ્ધ ને રાજપૂતોની હાર.
૧૫૨૮—બાબરે મેદીનીરાયને હરાવી ચંદેરી લીધું.
૧૫૩૦—બાબરનું મરણ. હુમાયું દિલ્હીની ગાદીએ આવ્યો.
૧૫૪૦—ગંગાનું યુદ્ધ. હુમાયું ન્હાસી જાય છે. શેરખાં દિલ્હીની ગાદી ઉપર [ પર આવ્યો.
૧૫૪૦—૫૫-દિલ્હીની ગાદી ઉપર સૂરવંશના પાદશાહો.
૧૫૫૫—સરાહદ આગળ સિકંદર સૂરની હાર. હુમાયું પાછો દિલ્હીની ગાદી
૧૫૫૬—હુમાયુંનું મરણ. અકબર દિલ્હીની ગાદી પર. પાણીપત આગળ હેમુની હાર. ૧૫૬૦—અકબર બ્હેરામખાંથી સ્વતંત્ર થયો.
૧૫૬૭—ચિતોડની પાયમાલી.
૧૫૭૪—૧૬૦૧—અકબરે જુદા જુદા પ્રાન્તો જીત્યા:—૧૫૭૪-બેહિયા; ૧૫૭૫-બંગાલ; ૧૫૮૪-ગુજરાત; ૧૫૮૭-કાશ્મીર; ૧૫૯૦—ઓરિસ્સા; ૧૫૯૨–સિન્ધ; ૧૫૯૪–કંદહાર; ૧૫૯૯-અહમદનગર; ૧૬૦૦-આશીરગઢ; ૧૬૦૧-ખાનદેશ.
૧૬૦૫—અકબરનું મરણ. જહાંગીર દિલ્હીની ગાદી પર આવ્યો
૧૬૧૫—અંગ્રેજ એલચી સર ટોમસ રો જહાંગીરના દરબારમાં આવ્યો.
૧૬૨૭—જહાંગીરનું મરણ. શાહજહાં દિલ્હીની ગાદી પર આવ્યો.
૧૬૫૮—ઔરંગઝેબ દિલ્હીની ગાદી પર આવ્યો
૧૬૮૬—ઔરંગઝેબે બીજાપુર લીધું. ૧૬૮૭—ઔરંગઝેબે ગોવળકોંડા લીધુ.
૧૬૮૯—ઔરંગઝેબે શંભાજીને મારી નાખ્યો. ૧૭૦૭—ઔરંગઝેબનું મરણ.
૧૭૦૭—૧૨—બહાદુરશાહ; ૧૭૧૨-૧૩—જહાંદારશાહ; ૧૭૧૩—૧૯—ફરૂખશીર; ૧૭૧૯-રફિઉદ્દૌલા ને રફિઉદ્દારાજાત, થોડા માસ; ૧૭૧૯-૪૮-મહમ્મદશાહ; ૧૭૪૮–૫૪–અહમદશાહ; ૧૭૫૪-૫૯–આલમગીર બીજો; ૧૭૫૯–૧૮૦૬-શાહઆલમ બીજો; ૧૮૦૬-૧૮૩૭—અકબર બીજો; ૧૮૩૭-૫૭—મહમ્મદ બહાદુર.
૧૭૧૫—સીખ ગુરૂ બંધુને મુગલોએ મારી નાખ્યો.
૧૭૩૯—નાદિરશાહની હિન્દ ઉપર સ્વારી ને દિલ્હીની લૂટ. કર્નાલનું યુદ્ધ.
૧૭૫૭—અહમદશાહ અબદલ્લીએ દિલ્હી લૂટયું.

# પ્રકરણ ૨૭ મું.

# मरेठी राज्य.

**મહારાષ્ટ્ર.**—મહારાષ્ટ્ર અથવા મરેઠા લોકોનો દેશ દક્ષિણ હિન્દની વાયવ્ય દિશાનો ભાગ છે. એનો વિસ્તાર પૂર્વમાં વર્ધા નદીથી પશ્ચિમે દરિઆ સુધી, અને ઉત્તરે સાતપુડા પર્વતની હારથી દક્ષિણમાં ગોવાથી બરોબર પૂર્વે લીટી દોરીએ ત્યાં સુધીનો છે. એમાં થઇને નર્મદા, તાપી, ગોદાવરી, ભીમા, કૃષ્ણા અને તેઓની શાખા વહે છે.

**શિવાજી** (૧૬૬૪–૧૬૮૦).—પ્રાચીન મુસલમાન રાજાઓના વખતમાં ઘણા આબરૂદાર મરેઠા સરદારોને યુદ્ધકળા શિખવવામાં આવતી હતી. તેમાંના એક કુટમ્બનું નામ **ભોંસ્લે** કરીને હતું. એ કુટુમ્બનો એક **માલોજી** ભોંસ્લે મુરતીઝા નિઝામશાહ પહેલાની નોકરીમાં ઘોડેસ્વાર પલટણનો ઉપરી હતો. તેને **શાહજી** કરીને એક છોકરો હતો. તેના ઉપર અહમદનગર દરબારની ઘણી મેહેરબાની હતી. સને ૧૬૩૭ માં જ્યારે અહમદનગરનું રાજ્ય આખરની પડતીમાં આવ્યું ત્યારે શાહજીએ બીજાપુર રાજ્યમાં નોકરી લીધી. એને કર્ણાટક મોકલ્યો, ને ત્યાં એને એક જાગીર આપવામાં આવી. એના પુત્ર **શિવાજી**એ* મરેઠી રાજ્યની સ્થાપના કીધી.

**શિવાજી** સને ૧૬૨૭ માં શેવનેરમાં જન્મ્યો હતો. એની માનું નામ જીજાબાઇ હતું, ને તે દેવગિરિના યાદવકુળની હતી. શિવાજીને દાદાજી કોંડદેવ નામના બ્રાહ્મણને કેળવણી આપવા સોંપ્યો હતો. તેણે એને રાજ્યનીતિ તથા તથા યુદ્ધકળામાં ઘણો પ્રવીણ બનાવ્યો. શિવાજીના ગુરૂનું નામ **રામદાસ સ્વામી** હતું. એ સ્વામિની એને એવી આજ્ઞા હતી કે તારે તમામ મરેઠાઓને એકસંપમાં આણવા, અને હિન્દુ ધર્મનું રક્ષણ

---

* મેવાડના રાણા અજયસિંહને કોઇ મુંજ નામના શત્રુ સાથે લડવું પડયું. રાણાએ તેને હરાવ્યો; પણ પોતાના બે દીકરાને કહ્યું કે તમે મુંજનું માથું લઇ આવો. તેઓ લાવી શકયા નહિ, પણ તેનો ભત્રીજો **હમીર** લઇ આવ્યો, રાણાએ પોતાના બન્ને દીકરાઓને તિરસ્કારી કાઢયા. પછી એક તો મરણ પામ્યો, ને બીજો સુજનસિંહ હતો તે દક્ષિણમાં જતો રહ્યો. એનાથી અગ્યારમી પેઢીએ **શિવાજી** થયો.

ફરી તેનો પ્રસાર કરવો. સમય અનુકુળ હતો. મુસલમાન લોકોના જુલમથી લોકો કંટાળી ગયા હતા. આખા દેશમાં ધર્મ સંબંધી હીલચાલ



શિવાજી.

થઇ રહી હતી. દક્ષિણમાં રામદાસ સ્વામી ને તુકારામે ધર્મનો ઝુંડો ઝાલ્યો હતો. તુકારામ એક કવિ હતો, અને એના શૌર્યવાળા અભંગોથી મરેઠાઓમાં ધર્મની લાગણી થઇ આવી હતી. શિવાજીને નાનપણથી

મુસલમાનો ઉપર તિરસ્કાર હતો તેથી હિન્દુ પ્રજાને તેઓની ઝુસરીમાંથી કાઢવા એણે પ્રયત્નો આરંભ્યા.

પહેલાં તો એણે લૂટનો ધંધો શરૂ કીધો. એણે જોયું કે પશ્ચિમ ઘાટનો મુલક એવો છે કે તેથી કિલ્લાની ગરજ સરે. થોડાં બહાદુર માણસ હોય તો મોટા લશ્કર સામાં ટકાવ કરી શકે. શિવાજીએ પોતાની ઓગણીસ વરસની ઉમ્મરે તોર્નીઆનો પહાડી કિલ્લો જે પૂનાથી વીસ માઇલ છેટે હતો તે લીધો. ત્યાંથી એને કેટલુંક દ્રવ્ય મળ્યું; તે વડે એણે રાયગઢ નામનો નવો કિલ્લો બાંધ્યો. પછી એક ઝપાટે કોંડ ને સૂપા અને પુરંધર કબજે કીધાં. બીજાપુરના રાજાએ આ વાત કાંઇ લક્ષમાં લીધી નહિ. શિવાજીએ ધીમે ધીમે ઘોડેસ્વાર લશ્કર ભેગું કીધું, અને દર વરસ આમ તેમ લૂટ ચલાવવા લાગ્યો. ઔરંગજેબમાં જો ડહાપણ હોત તો બીજાપુર ને ગોવલકોંડાના રાજા સાથે મળી જઇ શિવાજીનો ઉદય થવા દેત નહિ, પણ એ તો તે રાજ્યો સાથે લડતો હતો, તેથી શિવાજીને મજબૂત થવાની સારી ફાવટ આવી.

**અફ્ઝુલખાનનું ખૂન.**—આખરે બીજાપુરના રાજાની ઉંઘ ઉડી. એક મોટું લશ્કર આપી તેણે અફ્ઝુલખાનને શિવાજી સામે મોકલ્યો. શિવાજીએ જાણ્યું કે આવા મોટા લશ્કર સાથે મારાથી લડી શકાશે નહિ, તેથી એણે એક યુક્તિ રચી. પોતાના સાથીઓને આમ તેમ પહાડોમાં સંતાડી દીધા, અને પોતાની શરણ થવાની મરજી છે એવું ડોળ ઘાલી અફ્ઝુલખાનને એવી વિનંતી કીધી કે તમો મને મળો. શિવાજીએ બખ્તર પહેરી તેના ઉપર અંગરખો પહેરી લીધો, ને અંદરથી વાઘનખ ને ત્રણ ફળાં-વાળો જમીઓ સતાડયો. ગભરાઇ ગયો હોય એવી રીતે તે મુસલમાન સરદારને મળવા ગયો. તે એકલો હતો. રીત પ્રમાણે શિવાજી તેને ભેટયો ને તેના શરીરમાં પેલાં છુપાવેલાં હથિયારો ઘોંચી ઘાલી તેને મારી નાખ્યો. એ પ્રમાણે થયું કે તુરત શિવાજીનાં માણસો નીકળી આવ્યાં ને મુસલમાન લશ્કરને કાપી નાખ્યું, ૧૬૫૯. આ પછી બીજાપુર સરકારે શિવાજી સાથે મિત્રાચારી બાંધી.

હવે શિવાજી મુગલાઇ મુલકમાં લૂટ ચલાવવા લાગ્યો તેથી ઔરંગજેબે શાયિસ્તખાન તથા જોધપુરના મહારાજા જસવંતસિંગને એક મોટું લશ્કર

આપી તેની સામાં મોકલ્યા. શિવાજી તેની સામો થયો નહિ, પણ પહાડોમાં ભરાઇ ગયો. મુગલોએ પુના જીતી ત્યાં મુકામ કીધો. એક દિવસ રાત્રે કેટલાક મરેઠાઓ એક લગ્નના રસાલામાં દાખલ થઇ પુનામાં પેઠા; જે ઘરમાં શાયિસ્તખાંએ મુકામ કીધો હતો તેમાં જઇ શાયિસ્તખાન ઉપર હુમલો કીધો. તેની બે આંગળીઓ કપાઇ ગઇ ને તે નાઠો. તેના છોકરાને તથા ચાકરોને કાપી નાખી શિવાજી સિંહગઢ નાસી ગયો, ૧૬૬૩.

સને ૧૬૬૪ માં શિવાજીએ સુરત લૂટયું ને ત્રીસ કરોડની મતા લઇ ગયો. એજ વરસમાં તેણે મહારાજાપદ ધારણ કીધું ને પોતાના નામના સિક્કા પાડયા. સને ૧૬૭૦ માં પાછું સુરત લૂટયું. ત્યાર પછી તેણે એક નૌકાસૈન્ય તૈયાર કીધુ, અને મક્કે જતા જાત્રાળુઓને હેરાન કરવા લાગ્યો. આથી ઔરંગજેબ ઘણો ખીજવાયો ને એને નરમ પાડવા એની સામા રાજા જયસિંહ તથા દિલીરખાનને મોકલ્યા. શિવાજી તાબે થયો, ને પોતાના વીસ કિલ્લા આપી દઇ મુગલ રાજ્યના તાબેદાર તરીકે રહેવાનું વચન આપ્યું. એના બદલામાં બીજાપુરના કેટલાક મુલકની ચોથ (મહેસૂલનો ચોથો ભાગ) તથા સરદેશમુખી (મહેસૂલનો દશાંશ) નો હક શિવાજીને મળ્યો. આ પ્રમાણેની સલાહ થયા પછી ઔરંગજેબે શિવાજીને દિલ્હી બોલાવ્યો. જયસિંહની બાંહેધરીથી એ પોતાના છોકરા સાથે ત્યાં ગયો તો ખરો, પણ એને જોઇતું સન્માન મળ્યું નહિ. શિવાજીએ ઔરંગજેબને ઘણા આકરા શબ્દો કહ્યા તેથી તેણે એને કપટથી કેદ કરી લીધો. શિવાજી પણ એનું માથું ભાંગે એવો હતો. પોતે માંદો પડયો હોય તેમ ઢોંગ કરી સાધુ સંતોને મિઠાઇ વ્હેચવા લાગ્યો ને એક દિવસ લાગ જોઇ બાપ દીકરા બન્ને ટોપલામાં બેસી ન્હાસી ગયા. રાયગઢમાં પાછા આવ્યા પછી શિવાજીએ વધારે જોરમાં લૂટનું કામ શરૂ કીધું. આ ઉપરથી ત્રીજીવાર ઔરંગજેબે એના સામો શાહજાદા મુઆજીમને મોકલ્યો. એણે શિવાજી સાથે કરાર કરી તેને રાજા તરીકે કબૂલ રાખ્યો. છોકરાને ૫૦૦૦ ઘોડેસ્વાર પલટણનો સરદાર બનાવ્યો અને અહમદનગરના રાજ્યના મુલકમાં ચોથ સંબંધી બંદોબસ્ત કરતાં વરાડ પ્રાન્તમાં એને જાગીર આપવામાં આવી.

સને ૧૬૬૯ માં બીજાપુરના સુલતાનને દર વરસ ત્રણ લાખ અને ગોવલકોંડાના સુલતાને પાંચ લાખ રૂપીઆ ખંડણી તરીકે આપવા કબૂલ કીધા. ખાનદેશ અને વરાડના મુગલાઇ મુલકને તથા દક્ષિણમાં બેદનુરના રાજાને પણ ખંડણી આપતા કીધા. આ પ્રમાણે ચોતરફ વિજય મેળવી શિવાજીએ રીતસરનો પોતાનો રાજ્યાભિષેક રાયગઢમાં કરાવ્યો, ૧૬૭૪, ને સોનાથી પોતાની તુલા કરાવી તેનું દાન કરી દીધું. એ વરસ પછી કર્ણાટક ઉપર હુમલો કરી જીંજી, વેલોર તથા બીજાં શેહેરો એણે લીધાં. એ ૧૬૮૦ માં મરણ પામ્યો. એ લડાઇમાં શૂરો અને ચતુર હતો. કામ કાઢી લેવામાં કપટ ને ક્રૂરતા વાપરતો, પણ કામ કાઢી લીધા પછી દયા વાપરતો તેથી એનો જાતી સ્વભાવ દયાળુ હતો. રાજ્યવ્યવસ્થા માટે એણે અષ્ટ પ્રધાનોની* એક રાજ્યસભા સ્થાપી હતી, અને મુખ્ય પ્રધાનને **પેશ્વા** નામ આપ્યું હતું.

**શંભાજી, ૧૬૮૦-૧૬૮૯).**—શિવાજીની ગાદીએ એનો છોકરો શંભાજી આવ્યો. એનામાં એના બાપ જેટલું શૌર્ય હતું, પણ એ ઘાતકી અને દુર્ગુણી હતો. પોતાના બાપના વખતના ડાહ્યા કારભારીઓને કાઢી મૂકી **કલુશા** નામના એક નાલાયક માણસના હાથમાં રાજ્યકારભાર સોંપ્યો. આથી રાજ્યમાં અવ્યવસ્થા થઇ. એક વખત તે પોતાના રક્ષક માણસો વગર એકલો ફરતો હતો તેવામાં મુગલ પાદશાહના માણસોએ એને કેદ પકડી લીધો. પાદશાહે એને મુસલમાન થવાનું કહ્યું ત્યારે એણે તેને સામો જવાબ આપ્યો કે તારી શાહજાદી મારી સાથે પરણાવે તો હું થાઉં. આથી ખીજવાઇને પાદશાહે એને મારી નાખ્યો. શંભાજી સાથે એની સ્ત્રી ને છોકરો પણ પકડાયાં હતાં. તેને પાદશાહે કેદમાં રાખ્યાં. સને ૧૬૮૯ થી ૧૭૦૦ સુધી મરેઠી રાજ્યનો કારભાર શંભાજીના ભાઇ રાજારામે ચલાવ્યો. સતારાને રાજ્યધાની કરવામાં આવી. એણે

* (૧) **પેશ્વા**-મુખ્ય પ્રધાન; (૨) **પંત અમાત્ય**-જમાવસૂલનો કામદાર; (૩) **પંતસચીવ**-દફતર રાખનાર તથા ચિટણિસ; (૪) **મંત્રી**-રાજગૃહનાં રાજકાજનો ઉપરી તથા રાજકાજમાં ખાસ મસલહતી; (૫) **સેનાપતિ**-લશ્કરનો ઉપરી; (૬) **સુમન્ત**-મુલકી કામદાર; (૭) **ન્યાયાધીશ**-ઇન્સાફનો અમલદાર; (૮) **પંડિતરાજ**-ધર્મશાસ્ત્રના મત આપનારો.

પણ મુગલ લોકોને તોબા તોબા પોકરાવી. એના મરણ પછી એની સ્ત્રી તારાબાઇ કારભાર કરવા લાગી. એણે પણ બહાદુરી ને ચપળતાથી લડાઇનું કામ આગળ ચલાવી મુગલોને કાયર કીધા.

**શાહુ** (૧૭૦૮-૧૭૪૮).--ઔરંગજેબના મરણ સુધી શંભાજીનો છોકરો શાહુ કેદમાં હતો. પાદશાહે તેને ભણાવ્યો તથા પરણાવ્યો હતો; પણ તેના મરણ પછી આજમશાહે તેને છોડયો ને સતારે રાજગાદી લેવા મોકલી દીધો. કેટલાક મરેઠા સરદારો એના પક્ષના થયા, પણ તારાબાઇએ એને કબૂલ કીધો નહિ. તારાબાઇની ફાવટ ન આવવાથી તે કોલ્હાપુર ગઇ ને ત્યાં પોતાની જૂદી રાજગાદી સ્થાપી.

શાહુ મુગલાઇ દરબારમાં ઉછેરાયો હતો તેથી તે મોજમઝામાં પડયો. સઘળો રાજ્યકારભાર પ્રધાનના હાથમાં હતો. પણ સારે નસીબે બાલાજી વિશ્વનાથના હાથમાં મુખ્ય સત્તા હોવાથી મરેઠી રાજ્ય ચઢતીમાં આવતું ગયું. શાહુ ૧૭૪૮ માં અપુત્ર મરણ પામ્યો. એણે પોતાના વસિયતનામામાં પેશ્વા બાલાજી વિશ્વનાથને વંશપરંપરા મરેઠી રાજ્યનો કારભાર ચલાવવાની સનદ કરી આપી હતી. શાહુ પછીના રાજાઓ છેક નિર્માલ્ય નિવડયા તેથી મરેઠી રાજ્યની ખરેખરી સત્તા પેશ્વાના હાથમાં ગઇ. પેશ્વાએ રાજારામના પૌત્ર રામરાજાને ગાદીએ બેસાડયો. એણે પેશ્વાથી સ્વતંત્ર થવા ઘણા પ્રયત્નો કીધા પણ ફાવ્યો નહિ. એ રામરાજા પણ અપુત્ર મરણ પામવાથી ભોંસલે કુળના શાહુ નામે એક છોકરાને **શાહુ બીજાના** નામથી ગાદીએ બેસાડયો. એણે પણ પેશ્વાથી સ્વતંત્ર થવા કોશિષ કીધી પણ પેશ્વાએ એને તથા એના બે દીકરાને કેદ કીધા. શાહુ કેદમાંજ મરણ પામ્યો. જ્યારે ૧૮૧૮ માં પેશ્વાઇ ગઇ ત્યારે અંગ્રેજોએ શાહુના દીકરા બાળા સાહેબ ઉર્ફે પ્રતાપસિંગને ગાદીએ બેસાડયો. એના ઉપર ફિતુર કીધાનું તોહોમત આવ્યું તેથી એને પદભ્રષ્ટ કરી એની જગોએ એના ભાઇ આપા સાહેબને બેસાડયો. એ અપુત્ર મરણ પામવાથી એનું રાજ્ય અંગ્રેજોએ ખાલસા કીધું, ૧૮૪૯. આ પ્રમાણે સતારાની ગાદીનો અંત આવ્યો. તારાબાઇ જેણે કોલ્હાપુરમાં મરેઠી ગાદી સ્થાપી હતી તે અદ્યાપી સુધી કાયમ છે.

# પ્રકરણ ૨૮ મું.

## પેશ્વાઓ, ૧૭૧૪—૧૮૧૮.

**બાલાજી વિશ્વનાથ,** પહેલો પેશ્વા, ૧૭૧૪-૧૭૨૦.—એ ડહાપણવાળો, નિષ્પક્ષપાતી ને હોંશિયાર બ્રાહ્મણ હતો. સને ૧૭૧૨ માં એ શાહુની નોકરીમાં દાખલ થયો. એ પ્રથમ તળાટીનું કામ કરતો ને ત્યાંથી વધતાં વધતાં પોતાની કાબેલીયતથી પેશ્વા થયો. પશ્ચિમ કિનારે **આંગ્રે** નામનો ચાંચિયાઓનો સરદાર જે ઘણો જુલમ ગુજારતો હતો તેને નરમ પાડવા બાલાજીને મોકલવામાં આવ્યો. એણે તેનું જોર નરમ પાડયું ને તેની પાસે કરાર કરાવી લીધો. પોતાની સત્તા મજબૂત કરવાને તેણે ઘણા બ્રાહ્મણોને નોકરીમાં દાખલ કીધા. પછી એણે મરેઠી રાજ્ય વધારવાના ઉપાયો યોજવા માંડ્યા. દિલ્હીનો પાદશાહ ફરૂખશીર નિર્માલ્ય હોવાથી સરદારોમાં ફાટફૂટ ચાલતી હતી તેથી તેને પદભ્રષ્ટ કરવા સૈયદ હુસેને પેશ્વાની મદદ માગી. દસ હજાર ફોજ સાથે તે તેની મદદે ગયો. તેના બદલામાં પેશ્વાને દક્ષિણની ચોથ અને સરદેશમુખી મળ્યાં ને પુના ને સતારાની આસપાસના મુલકની સ્વરાજી મળી. આથી દિલ્હી સરકારે પેશ્વાનો રાજ્યહક સ્વીકાર્યો. એ પછી પેશ્વાએ જૂદા જૂદા સરકારો—બ્રાહ્મણો ને મરેઠાઓ—જે મરેઠી રાજ્યનાં અંગ હતાં તેઓમાં રાજ્યની મેહેસુલની વહેચણી કેવી રીતે કરવી તેને લગતી યોજના ઘડી કાઢી. એના વખતમાં લશ્કરનો સૈનાપતિ ખંડેરાવ દાભાડે હતો ને તેનાથી ઉતરતા દરજ્જાનો દામાજી ગાયકવાડ હતો જેને સમશેર બહાદુરનો ઇલ્કાબ આપવામાં આવ્યો હતો. બાલાજી ૧૭૨૦ માં મરણ પામ્યો. એના પછી એનો છોકરો બાજીરાવ પેશ્વા થયો.

**બાજીરાવ,** બીજો પેશ્વા, ૧૭૨૦-૧૭૪૦.—આ પેશ્વા બધા પેશ્વા કરતાં હોંશિયાર ને લડાઇમાં શૂરાતનવાળો હતો. એનો વિચાર ઉત્તર હિન્દમાં મરેઠી રાજ્યનો વિસ્તાર કરવાનો હતો. શાહુ સાથે એક વખત વાત કરતાં એણે કહ્યું કે "હિન્દમાંથી પરદેશીઓને કાઢી મૂકી આર્ય રાજ્ય સ્થાપી અમર કીર્ત્તી મેળવવાનો હવે સમય આવ્યો છે. સડી ગયલા ઝાડના થડમાં (મુગલાઇ રાજ્ય) ઘા કરીશું એટલે શાખાઓ આપોઆપ ગગડી

પડશે.” આવાં વચન સાંભળી રાજાએ તેને શાબાશી આપી, પણ એ પગલું લીધા પહેલાં નિઝામને નરમ પાડવાની જરૂર હતી. કોલ્હાપુર અને સતારા વચ્ચે કજીઓ ઉભો થાય એવી તે તજવીજ કર્યા કરતો હતો ને તેમાં ફાવ્યો નહિ એટલે બ્રાહ્મણો અને મરેઠાઓ વચ્ચે જે અદેખાઇ ચાલતી હતી તેનો લાભ લેવા એણે તજવીજ કીધી. કપટમાં ફાવટ ન આવવાથી એણે લડાઇની તજવીજ કીધી પણ બાજીરાવે એને ઘેરી લીધો ને પોતાની મરજી માફકના કરાર એની પાસે કરાવી લીધા.

મુગલ સુબાઓમાં ફાટફૂટ ચાલતી હતી તેનો લાભ લઇ મરેઠાઓ ગુજરાતમાં ધસ્યા. તે મુલક તરફ ત્રિંબકરાવ દાભાડે જે સેનાપતિ હતો તે પેશ્વાની અદેખાઇ કર્યા કરતો હતો, ને ગુજરાતની ઉપજ પોતાની માનતો હતો. સને ૧૭૩૧ માં પેશ્વાએ વડોદરા નજીક તેને હરાવી મારી નાખ્યો. આ પ્રમાણે ગુજરાતમાં બંદોબસ્ત કરી બાજીરાવે માળવા તરફ લશ્કર દોર્યું. મુગલ પાદશાહે નિઝામની મદદ માગી. ભોપાળ આગળ એક લડાઇ થઇ તેમાં નિઝામ હાર્યો, ૧૭૩૬. આથી માળવા, નર્મદા ને ચંબલ વચ્ચેનો મુલક અને પચાસ લાખ રૂપીઆ બાદશાહ પાસે અપાવવાને નિઝામે કબૂલ કીધું. સને ૧૭૩૯ માં પેશ્વાના ભાઇ ચીમણાજી આપાએ ફિરંગીઓ પાસેથી વસઇ, સાષ્ટી વિગેરે જીતી લીધાં, ને આખા કોંકણ પ્રાન્તમાં મરેઠી સત્તા સ્થાપી. બીજે વરસે બાજીરાવ મરણ પામ્યો. એને બે છોકરા હતા,–બાલાજી ને રાઘોબા. એણે લાયક પુરૂષોને ઉંચે હોદ્દે ચઢાવ્યા.

સને ૧૭૨૪ ના અરસામાં કેટલાક મરેઠા અમલદારો જેઓએ પાછળથી પોતપોતાની ગાદીઓ સ્થાપી તેઓ પ્રખ્યાતીમાં આવ્યા. એ સરદારોને જાગીરો આપવામાં આવી હતી, અને તેના બદલામાં તેઓ પોતપોતાનાં સૈન્ય લઇ પેશ્વાની મદદે આવતા. તેઓમાં મુખ્ય છ હતા:—

(૧) **મલ્હારરાવ હોલ્કરને** ઇન્દોરની જાગીર આપવામાં આવી હતી, ૧૭૩૩. એ શૂદ્ર હતો ને ઘોડેસ્વાર પલટણનો ઉપરી હતો.

(૨) **રાણોજી સિન્ધીઆ.**—એક વખત પેશ્વાના પગમાં જોડા પહેરાવનાર-એને ગ્વાલીયરમાં જાગીર આપી હતી.

(૩) **ઉદાજી પવાર.**—એ માળવામાં મોટો સાહસિક યોદ્ધો હતો.

(૪) **પીલાજી ગાયકવાડ.**—(દામાજીનો પુત્ર). એ પોતાના શૌર્ય અને કળબળથી ગુજરાતમાં કેટલાક મુલકનો (વડોદરા) અધિકારી બન્યો.

(૫) **ફતેસિંહ ભોંસ્લે.**—અકલકોટમાં રાજ્ય કરતો હતો.

(૬) **પરસોજી ભોંસ્લે.**—વરાડમાં—મુખ્ય શેહેર નાગપુર.

આ ઉપરાંત સતારા ને કોલ્હાપુરના રાજાઓ હતા; એ સર્વેનો ઉપરી **પેશ્વા** હતો.

**બાલાજી બાજીરાવ,** ત્રીજો પેશ્વા, ૧૭૪૦–૧૭૬૧.—એ બાજીરાવનો વડો પુત્ર હતો તેથી એને પેશ્વાઇ મળી. બાલાજી પેશ્વા થયો કે તરતજ રઘુજી ભોંસ્લેએ બંગાલ ઉપર ચઢાઇ કરી. દિલ્હીના પાદશાહ મહમદશાએ બાલાજીની મદદ માગી. આ ઉપરથી બાલાજી ત્યાં ગયો, ને ભોંસ્લેને ન્હસાડયો. એના બદલામાં પાદશાહે પેશ્વાને માળવાનો સુબેદાર બનાવ્યો. પોતાની મતલબ કાઢી લઇ પેશ્વા પોતાને મુકામે આવ્યો, ને રઘુજીની બાબતમાં વધુ પડયો નહિ. શાહુના મરણ પછી મરેઠાઓ બ્રાહ્મણોની સત્તા સામે થયા. મરેઠાઓ તરફથી રઘુજી આગેવાન હતો; પણ બાલાજીએ એને અલિવર્દીખાન પાસે બંગાળાની ચોથ બદલ વરસે દસ લાખ રૂપીયા લેવા દીધા અને તેણે ઓરિસ્સા આપી દીધું, તેથી રઘુજી પેશ્વાના પક્ષનો થયો; કટક પ્રાન્તમાં પણ રઘુજીની સત્તા સ્થપાઇ. આ પ્રમાણે પોતાનો પક્ષ મજબૂત કરી બાલાજીએ પોતાની સ્વતંત્ર ગાદી **પુનામાં** કીધી, ૧૭૫૧.

હવે અંગ્રેજો પેશ્વા સાથે ઘાડા સંબંધમાં આવ્યા. પશ્ચિમ કીનારા તરફ જંજીરાના સીધીનાં વહાણો તથા તુલાજી આંગ્રિઆ ઘણી લૂટફાટ કરતા હતા. પેશ્વા અને અંગ્રેજોએ મળી તેઓનું જોર નરમ પાડયું, ને સુરતનું રક્ષણ કીધું.

સને ૧૭૫૭માં પેશ્વાએ જાતે કર્ણાટક ઉપર સ્વારી કરી અને મ્હેસૂરના રાજાને તથા આર્કટના નવાબને ખંડણી આપતા કીધા. દામાજી ગાયકવાડે અમદાવાદ જીતી ગુજરાતનો સંપૂર્ણ કબજો લીધો.

**ઉદ્‌ગીરની લડાઈ, ૧૭૬૦.**—પેશ્વાએ અહમદનગરનો કબજો લીધો હતો. તે શેહેર લઇ લેવા સલાબતજંગ અને નિઝામ મોટું લશ્કર

લઇ પેશ્વા સામે ગયા. ઉદ્ગીર આગળ એક યુદ્ધ થયું તેમાં સદાશિવરાવ જે પેશ્વાના લશ્કરનો સેનાપતિ હતો તેણે તેઓને હરાવ્યા. બન્ને વચ્ચે કરાર થયા તેમાં મરેઠાઓને દોલતાબાદ, આશીરગઢ, બીજાપુર અને ઔરંગાબાદનો પ્રાન્ત મળ્યાં. આથી મુસલમાની રાજ્યની હદ દક્ષિણમાં ઘણી કમી થઇ ગઇ.

**પાણિપતની લડાઇ, ૧૭૬૧.**—દક્ષિણમાં વિજય મેળવી મરેઠાઓ સંતોષ પામ્યા નહિ. પેશ્વાનો ભાઇ રઘુનાથરાવ ઠેઠ પંજાબમાં લશ્કર લઇ ગયો અને લાહોરમાં પોતાનું થાણું કીધું. આ ફતેહનું પરિણામ ઘણું માઠું નિપજ્યું. અફઘાનિસ્તાનનો સુલતાન શાહ અબદલ્લી ઘણો ખીજવાયો અને મોટું લશ્કર લઇ હિન્દ પર ચઢી આવ્યો. મરેઠાઓ પાણિપતના મેદાનમાં તેની સામે ગયા. અયોધ્યાના નવાબે તથા રોહિલાઓએ અબદલ્લીને મદદ આપી. મલ્હારરાવ હોલ્કરે મરેઠા સરદાર વિશ્વાસરાવ અને સદાશિવરાવને ઘણું સમજાવ્યું કે રણક્ષેત્ર ઉપર લડાઇ ન કરતાં આપણી અસલી રીત પ્રમાણે જ્યાંત્યાં છાપા મારવા ને તેઓને ઘેરી ભૂખ અને થાકથી હેરાન કરવા; પણ તેઓએ એવું માન્યું નહિ. મરેઠાઓએ પહેલો જબરો ધસારો કીધો; પણ પછીથી તેઓએ પાછા હઠવા માંડયું. હોલ્કર ને ગાયકવાડ તો શરૂઆતથીજ રણક્ષેત્ર ઉપરથી ચાલ્યા ગયા હતા. મરેઠાઓ ચોતરફથી ઘેરાઇ ગયા, ને ખોરાક આવતો બંધ થઇ ગયો. તેઓનાં અસંખ્ય માણસો કપાઇ ગયાં. વિશ્વાસરાવ તથા સદાશિવરાવ પણ રણક્ષેત્ર ઉપર પડ્યા. આ હારથી આખું દક્ષિણ શોકમાં ગરક થઇ ગયું. મરેઠાઓએ એવી હાર ખાધી કે તેઓ ફરીને ઉઠવા પામ્યા નહિ. હિન્દમાં સર્વોપરી સત્તા મેળવવાની તેઓની આશા માત્ર આ એક લડાઇથી હવામાં ઉડી ગઇ. પેશ્વાના કલેજામાં પણ એવો કારી ઘા લાગ્યો કે તે થોડા માસમાં મરણ પામ્યો.

**માધવરાવ,** ચોથો પેશ્વા, ૧૭૬૧–૧૭૭૨.—બાલાજીના મરણ પછી એનો બીજો છોકરો પેશ્વા થયો, પણ બધો રાજ્યકારભાર એના કાકા રઘુનાથરાવ ( રાઘોબા )ના હાથમાં હતો. માધવરાવ બુદ્ધિમાન પણ ક્રોધી હતો. એના કાકાની સત્તાથી એ કંટાળ્યો. રાઘોબાએ મરડાટમાં રાજીનામું આપ્યું ને ઔરંગાબાદ જઇ નિઝામ સાથે ખાનગી મસલત ચલાવીને લશ્કર

લઇ પેશ્વા સામે ગયો. માધવરાવે જાણ્યું કે આથી મરેઠા રાજ્યને નુકસાન થશે તેથી તેને મેળવી લઇ પાછો પ્રધાન બનાવ્યો. પણ અમલદારોની નિમણુકમાં એણે પક્ષપાત વાપરવા માંડયો અને દુશ્મનોને વૈરભાવથી શિક્ષા કરવા લાગ્યો તેથી બન્ને વચ્ચે પાછો કચવાટ થયો. આખરે માધવરાવે રાઘોબાને કેદમાં નાખ્યો. મરેઠી રાજ્યમાં કુસંપ જોઇ નિઝામે પોતાનો કેટલોક મુલક લઇ લીધો.

**હૈદર સાથે વિગ્રહ.**—સને ૧૭૬૨ થી ૧૭૬૪ સુધીમાં હૈદરે પોતાના રાજ્યનો વિસ્તાર કરી મરેઠી રાજ્યમાં પગપેસારો કીધો. આથી માધવરાવ તેની સામો ગયો ને તેને હરાવ્યો. આખરે સલાહ થઇ તેમાં મરેઠાઓને ૩૨ લાખ રૂપિયા મળ્યા ને હૈદરે જીતેલા પ્રાન્ત પાછા આપી દીધા, ૧૭૬૪. છ વરસ રહી હૈદર પાછો મરેઠા સામો થયો. આ જોઇ માધવરાવ આખું મ્હેસુર લઇ લેવાનો ઠરાવ કરી હૈદર સામો ગયો, પણ એની નાદુરસ્ત તબિયતને લીધે એને પાછું આવવું પડયું. આખરે ૧૭૭૨ માં ત્રિંબકમામાએ **ચેરકુલી** આગળ હૈદરને હરાવ્યો. હૈદરે મરેઠાઓને નુકસાની બદલ ૩૬ લાખ રૂપિયા આપ્યા અને વાર્ષિક ચૌદ લાખની ખંડણી આપવાનું કબૂલ કર્યું.

**અહલ્યાબાઇ.**—સને ૧૭૬૬ માં મલ્હારરાવ હોલકર મરણ પામ્યો. એનો છોકરો ખંડેરાવ મરણ પામવાથી તેની સ્ત્રી અહલ્યાબાઇ ઇન્દોરનો રાજ્યકારભાર ચલાવવા લાગી. એ અસાધારણ બુદ્ધિની રાણી હતી. એણે પેશ્વાની મંજૂરીથી તુકાજી હોલ્કરને દત્તક લીધો, જે લશ્કરનો કારભાર ચલાવવા લાગ્યો. આ બાઇ ઘણીજ ભક્તિવાળી ને દયાળુ હતી. એના ડહાપણ ભરેલા કારભારથી ઇન્દોર એક ગામડું મટી મોટું સમૃદ્ધિવાન શેહેર થયું. એ કેવળ નિષ્કલંક બાઇ હતી. હજી માળવામાં તે દેવીના અવતાર તરીકે પૂજાય છે.

સને ૧૭૬૯ માં પેશ્વાઇ લશ્કરે ચંબલ નદી ઓળગી રાજપૂતોને તથા જાટ લોકોને હરાવ્યા. બન્નેએ ખંડણી આપવી કબૂલ કીધી.

૧૭૭૧ માં મરેઠાઓ રોહિલખંડ ઉપર ફરી વળ્યા. મહાદાજી સિંધિયાએ દિલ્હી લીધું, અને અયોધ્યાના નવાબ સાથે મળી જઇ શાહઆલમ બીજાને અંગ્રેજના રક્ષણમાંથી કઢાવી પોતાના રક્ષણ નીચે લીધો.

માધવરાવ ક્ષય રોગથી ૧૭૭૨ માં મરણ પામ્યો. એને કંઇ સંતાન નહોતું. એના ગુરૂનું નામ **રામશાસ્ત્રી** હતું. તે ઘણો વિદ્વાન અને પ્રમાણિકપણાનો અને ડહાપણનો નમુનો હતો. એણે રાજ્યની વ્યવસ્થા ઘણા ઉત્તમ પ્રકારની કીધી.

**નારાયણરાવ,** ૫ મો પેશ્વા, ડિસેમ્બર ૧૭૭૨ થી ઑગસ્ટ ૧૭૭૩ સુધી.—માધવરાવ પછી એનો નાનો ભાઇ નારાયણરાવ પેશ્વા થયો. રાઘોબા જેને માધવરાવે પોતાના મરતાં પહેલાં છોડયો હતો તે એનો રક્ષક હતો. સખારામ બાપુ મુખ્ય પ્રધાન હતો અને નાના ફડનવીસ પ્રખ્યાતિમાં આવવા માંડયો હતો. આઠ વરસ પેશ્વાઇ ભોગવ્યા પછી રાઘોબાની દુષ્ટ સ્ત્રી આનંદીબાઇએ નારાયણરાવને દગાથી મારી નંખાવ્યો.

હવે રાઘોબાએ પેશ્વાની ગાદી લીધી અને નિઝામ અને હૈદર સાથે લડાઇ ચલાવવા લાગ્યો; પણ પુનામાં રાજ્યમાં ઉથલપાથલ થઇ ગઇ. રાઘોબાની સામાં સખારામ બાપુ, નાના ફડનવીસ અને હરિપંત ફડકેએ એક સંપ કીધો. બન્ને વચ્ચે લડાઇ થઇ તેમાં રાઘોબા જીત્યો, પણ નારાયણરાવની સ્ત્રી જે સગર્ભા હતી તેને પુત્ર થવાથી સખારામ બાપુ વિગેરેએ તેને ચાળીસમે દિવસે ગાદી ઉપર બેસાડી દીધો. આ પુત્રનું નામ માધવરાવ નારાયણ હતું.

**માધવરાવ નારાયણ,** ૬ ઠો પેશ્વા, ૧૭૭૪-૧૭૯૫.—આ છોકરાને પેશ્વાની ગાદી ઉપર બેસાડયો એટલે રાઘોબા તુકાજી હોલ્કર અને માધોજી સિંધિયાની મદદ લેવા ઈંદોર તરફ ગયો; પણ નાના ફડનવીસે તેઓને પોતાના પક્ષના કરી લીધા તેથી રાઘોબાને ગુજરાત નાસી જવું પડયું.

**પહેલો મરેઠી વિગ્રહ, ૧૭૭૫-૧૭૮૨.**—રાઘોબા પેશ્વા થવામાં નિષ્ફળ થયો એટલે તે સુરત આવ્યો ને ત્યાંથી મુંબઇ સરકાર સાથે કરાર કીધા.

**સુરતના કરાર,** ૧૬૭૫.—એ કરારની શરતો એવી હતી કે અંગ્રેજોએ રાઘોબાને પેશ્વાની ગાદી મેળવી આપવા મદદ કરવી ને તે બદલ રાઘોબા અંગ્રેજોને સાષ્ટી, વસાઇ, અને કેટલાક મુલકની મેહેસૂલ આપે.

**જાણવાજોગ હકીકત.**—મુંબઇ સરકારે કર્નલ કીટીંગને, ૧૫૦૦ માણસનું લશ્કર આપી રાઘોબાને પુને તેડી જઇ પેશ્વાની ગાદીએ બેસાડવાને, સુરત મોકલ્યો. નાના ફડનવીસવાળું લશ્કર તેને **આરાસ** આગળ મળ્યું. અંગ્રેજોની ટુકડી ફતેહ પામી. પણ સુરતના કરાર મુંબઇ સરકારે બંગાળા સરકાર (જેની નવા રેગ્યુલીટીંગ આક્ટની રૂએ સર્વોપરી સત્તા હતી) ને પૂછ્યા વગર કીધા હતા તે ગવર્નર-જેનરલ વોર્ન હેસ્ટિંગ્સે "રાજનીતિથી ઉલટા, ભયભરેલા, જોખમકારક અને વગર સત્તાના" ઠેરવી પુનાના રાજ્યમંડળ સાથે પુરંધર આગળ બીજા કરાર કર્યા.

**પુરંધરના કરાર,** ૧૭૭૬.—(એક તરફ છઠ્ઠા પેશ્વા તરફથી પુનાનું રાજ્યમંડળ અને બીજી તરફથી બંગાલ સરકાર)—આથી એવું ઠર્યું કે સુરતના કરાર રદ કરવા, રાઘોબાનો પક્ષ છોડી દેવો, પણ સાષ્ટી બેટ અંગ્રેજોએ રહેવા દેવો.

આટલું છતાં મુંબઇ સરકાર રાઘોબાના પક્ષને વળગી રહી. આખર પુના રાજ્યમંડળ ફ્રેન્ચ લોકો સાથે મસલત કરે છે એમ સાંભળી તથા બોર્ડ ઑવ ડિરેક્ટર્સનો ઈંગ્લંડથી હુકમ આવ્યો તેથી હેસ્ટિંગ્સને રાઘોબાનો પક્ષ કરવામાં મુંબઇ સરકાર સાથે એકમત થવાની જરૂર પડી, ૧૭૭૭. હેસ્ટિંગ્સે કર્નલ ઇગર્ટનની સરદારી હેઠળ એક લશ્કર મોકલ્યું. પુનેથી અરાઢ માઇલ છેટે તાલેગામ આગળ તે પહોંચ્યું એટલે મરેઠાઓ ધસી આવ્યા. આથી વારગામ સુધી ઇંગ્રેજી લશ્કર પાછું હઠ્યું, પણ તે દુશ્મનોથી ઘેરાઇ ગયું. આવી ફસાવટમાં અંગ્રેજ સરદારને વારગામ આગળ કરાર કરવા પડ્યા. તેમાં એવી શરત હતી કે અંગ્રેજો ભરૂચ, સાષ્ટી બેટ, ને



નાના ફડનવીસ.

બીજો કેટલોક નવો જીતેલો મુલક પેશ્વાને આપે અને લશ્કરને સહિસલામત મુંબઇ લઇ જવા દેવું. આ કરાર કોર્ટ ઑવ ડિરેક્ટર્સે નામંજૂર કીધા અને લશ્કરી અમલદારો-ઇગર્ટન તથા કૉકબર્ન-ને બરતરફ કીધા. કર્નલ ગૉડર્ડ બંગાળેથી લશ્કર લઇ આવ્યો. એને પણ પુને જતાં રસ્તામાં આગલા લશ્કર જેટલીજ મુસીબત પડી. એવામાં એવા સમાચાર મળ્યા કે નિઝામ, હૈદર અને મરેઠાઓએ એક સંપ કીધો છે તેથી અંગ્રેજ લોકોને સિંધિયા મારફત સાલબાઇ આગળ કરાર કરવા પડ્યા.

**સાલબાઈના કરાર,** ૧૭૮૨—આ કરારની શરતો એ હતી કે, (૧) અંગ્રેજોએ મરેઠાઓને તેઓનો મુલક પાછો આપવો, પણ સાષ્ટી બેટ રહેવા દેવો; (૨) પુના દરબારે અંગ્રેજ શિવાય બીજી કોઇ પણ યૂરોપી પ્રજા સાથે સંબંધ રાખવો નહિ અને અંગ્રેજ તથા ફિરંગીઓ શિવાય મરેઠી હદમાં બીજી કોઇ પ્રજાને વ્યાપાર કરવા દેવો નહિ; (૩) પુના સરકારે ફતેહસિંગને વડોદરાનો ગાયકવાડ કબૂલ કરવો ને તેની પાસે ચઢેલી ખંડણી લેવી નહિ; (૪) રાઘોબાને ત્રણ લાખનું વર્ષાશન આપવું; (૫) ભરૂચ પરગણું સિંધિઆને આપવું, કારણ કે તેણે વચ્ચે પડી સમાધાન કરાવ્યું.

ઉપલી હકીકત પછી સિંધિયા છેક સ્વતંત્ર જેવો થયો. સને ૧૭૯૫માં મરેઠાનાં સઘળાં અગો એકઠાં થયાં (છેલ્લીજ વાર) ને નિઝામને **કુર્દલા** આગળ હરાવ્યો; નિઝામે ચઢેલી ચોથ તથા લડાઇના ખરચ બદલ ત્રણ કરોડ રૂપિયા આપ્યા. નાગપુરના રાજાને પણ કેટલોક મુલક ને ચઢેલી ખંડણીના ૨૯ લાખ રૂપિયા આપ્યા. પેશ્વાને અત્યાર સુધી નાના ફડનવીસે કેદી તરીકે રાખ્યો હતો. પોતાની આવી સ્થિતિથી એક દિવસ તેણે અકળામણમાં મેહેલની અગાસી ઉપરથી નીચે ઝંપલાવી આપઘાત કીધો, ૧૭૯૫.

**બાજીરાવ બીજો,** ૭ મો પેશ્વા, ૧૭૯૫-૧૮૧૮.—આ વખતે નાના ફડનવીસ પોતાની પૂર્ણ ચઢતીમાં હતો; પણ તેણે રાઘોબાના બે છોકરાને કેદ કીધા તેથી એની ઘણી અપકીર્ત્તિ થઇ. નાનાની મરજી મર્હૂમ પેશ્વાની વિધવા પાસે દત્તક લેવડાવી તેને પેશ્વાઇ અપાવવાની હતી, પણ આખરે દોલતરાવ સિંધિયા ને ફડનવીસ એક વિચારના થયા ને રાઘોબાના છોકરા બાજીરાવને પેશ્વા બનાવ્યો, ૧૭૯૬.

હવે આ પેશ્વાની મરજી સિંધિયાને ફડનવીસ બન્નેથી છુટા થવાની થઇ. સિંધિયાની મદદથી એણે નાનાને પકડી કેદમાં નાખ્યો ને તેને અહમદનગર મોકલાવી દીધો, ને સિંધિયાના સસરા સર્જીરાવ ઘાટગેને પ્રધાનપદ આપ્યું. આ સખસે લોકો પાસે પૈસા કઢાવવા તેઓ ઉપર ઘણીજ ક્રૂરતા વાપરી. આથી બાજીરાવ અકળાયો ને કેદખાનામાં જઇ નાનાને પગે પડયો ને તેને છોડી પાછો પ્રધાન બનાવ્યો. પણ મરેઠી રાજ્યના દુર્ભાગ્યે આ ચતુર માણસ મરણ પામ્યો, ૧૮૦૦. એના મરણથી મરેઠી રાજ્યનું શાણપણ અને મર્યાદા પણ મરણ પામ્યાં.



બાજીરાવ બીજો.

ઇન્દોરમાં તુકાજી હોલ્કર સને ૧૭૯૫ માં મરણ પામ્યો. એના પછી એનો છોકરો જસવંતરાવ હોલ્કર ગાદીએ આવ્યો. એને સિંધિયા સાથે લડાઇ થઇ તેમાં એ હાર્યો ને સિંધિયાએ ઇન્દોર લૂટયું, પણ સને ૧૮૦૧ ના અક્ટોબરમાં એ એકદમ ઓચિંતો પુને આવ્યો ને પેશ્વા તથા સિંધિયાને હરાવ્યા. પેશ્વા સિંહગઢ નાઠો ને ત્યાંથી રખડતો રઝળતો વસઇ આવ્યો. અહીં એણે અંગ્રેજ સરકાર સાથે કરાર કર્યો.

**વસાઈના કરાર,** ૧૮૦૨—( બાજીરાવ ૨ જો ને અંગ્રેજ વચ્ચે ). આ કરારથી એવું ઠર્યું કે ( ૧ ) પેશ્વાએ પોતાના રક્ષણ માટે પોતાના રાજ્યમાં અંગ્રેજી લશ્કર રાખવું ને તેના ખરચને પેટે ૨૬ લાખ રૂપીઆ દર વરસે આપવા ; ( ૨ ) અંગ્રેજ સાથે દુશ્મનાઇ રાખનારી કોઇ પણ યૂરોપી પ્રજાને પોતાની નોકરીમાં રાખવા નહિ ; ( ૩ ) સુરત ઉપરના પોતાના તમામ હકો ઉપરથી પેશ્વાએ હાથ ઉઠાવવો ને નિઝામને ગાયકવાડ સાથે પેશ્વાને કંઇ પણ વાંધો પડે તો તેનો નિવેડો અંગ્રેજ આણે ; ( ૪ ) અંગ્રેજના નિષ્કપટ મિત્ર રહેવું.

આ પ્રમાણે બીજા બાજીરાવે પેશ્વાઇના નામને એબ લગાડી એટલુંજ નહિ પણ પોતે ખરાબ થયો ને મરેઠી રાજ્યની ખરાબી કીધી. એ કરારથી મરેઠી રાજ્યની સ્વતંત્રતાનો સૂર્ય અસ્ત પામ્યો. એનો દોષ એકલા પેશ્વાને માથે નથી, પણ મરેઠી રાજ્યનાં અંગોમાં એક બીજાથી ચઢતા થવાને કુસંપે જે જડ ઘાલી હતી તેનું આ પરિણામ છે.*

**બીજો મરેઠી વિગ્રહ, ૧૮૦૩,—કારણ**—દોલતરાવ સિંધિયા ને રઘુજી ભોંસલે બન્ને વસાઇના કરારની વિરૂદ્ધ હતા ને તેઓ લડાઇની તૈયારી કરતા હતા. વેલ્સલેએ સિંધિયાને માળવે ને રઘુજીને વરાડ ચાલ્યો જવાનું કહ્યું. પણ તેમ કરવાની તેઓએ ના પાડી તેથી લડાઇ શરૂ થઇ.

**જાણવાજોગ હકીકત.**—જેનરેલ વેલ્સલે એકદમ પુને ગયો ને પેશ્વાને ગાદીએ બેસાડયો. હોલ્કર માળવે ચાલ્યો ગયો. આ વખતે ગવર્નર જેનરલે જબરી તૈયારી કીધી ને દુશ્મનો ઉપર દરેક જગોએથી હુમલો કરવાની તજવીજ કીધી. ( ૧ ) વેલ્સલેએ અહમદનગર આગળ પોતાની છાવણી નાખી ; ( ૨ ) સ્ટીવન્સને ગોદાવરી આગળ મુકામ કીધો ; ( ૩ ) જેનરલ સ્ટયૂઅર્ટે કૃષ્ણા અને તુંગભદ્રાની વચ્ચેના મુલકમાં લશ્કર રાખ્યું ; ( ૪ ) ગુજરાતમાં જેનરલ મરે તૈયાર હતો ; ( ૫ ) ઉત્તર હિન્દમાં જેનરલ લેઇક પાસે દસ હજાર લશ્કર હતું ; ( ૬ ) બુંદેલખંડ ઉપર ચઢાઇ લાવવા જેનરલ પાવેલ પાસે અલહાબાદમાં લશ્કર હતું ; ( ૭ ) ભોંસલેના છેક પૂર્વ તરફના રાજ્ય ( કટક ) ઉપર હુમલો કરવા કર્નલ હાર્કુટની સરદારી હેઠળ પાંચ હજાર માણસો હતાં. આ પ્રમાણે મરેઠી રાજ્યોની ચોતરફ અંગ્રેજોએ જાળ બિછાવી દીધી હતી.

---

* **મરેઠી રાજ્યની પડતીનાં કારણોઃ**—( ૧ ) સિંધિયા પોતાની સત્તા વધારતો ગયો તે એટલે સુધી કે તે પેશ્વાથી કેવળ સ્વતંત્ર થયો ; ( ૧ ) નારાયણરાવના ખુનને લીધે જે કજિયો કંકાસ થયો તેથી મરેઠા સરદારોમાં જે એકસંપી હતી તે તદન તુટી ગઇ, ( ૩ ) રાઘોબા, નાના ફડનવીસ, બાજીરાવ ૨ જો, જસવંતરાવ હોલ્કર અને દોલતરાવ સિંધિયા વચ્ચે એક બીજાથી ચઢિયાતા થવાને હરિફાઇ અને લડાઇ ; ( ૪ ) પેશ્વા ને તેના સલાહકાર બ્રાહ્મણ હતા, સિંધિયા ને હોલ્કર શુદ્ર હતા, ને રઘુજી ભોંસલે રાજપુત કુળનો હતો ; ( ૫ ) વસાઇના કરારથી મરેઠી રાજ્યની સ્વતંત્રતાનો નાશ ; (૬) અંગ્રેજોની દિલ્હી આગળ ફતેહ થઇ તેથી સને ૧૮૦૩ માં બીજો શાહઆલમ અને તેનું કુટુંબ તેઓના કબજામાં આવ્યું.

શરૂઆતમાંજ જેનરલ વેલ્સ્લેએ અહમદનગરનો મજબૂત કિલ્લો જેમાં સિંધિયાનું તોપખાનું રહેતું હતું તે કબજે કીધું ને સ્ટીવનસને જાલના લીધું. **અસાઈ** આગળ એક જબરૂં યુદ્ધ થયું તેમાં વેલ્સ્લેએ સિંધિયા ને ભોંસ્લેને હરાવ્યા. સ્ટીવનસને તુરતજ બહાનપુર ને આશીરગઢ લીધાં. ગુજરાતમાં ભરૂચ, પાવાગઢ ને ચાંપાનેર અંગ્રેજોના કબજામાં આવ્યાં. ઉત્તરમાં લેઇકે સિંધિયાનો અલિગઢનો મજબૂત કિલ્લો લીધો ને દિલ્હી કબજે કરી શાહઆલમ બીજાને તથા તેના કુટુંબને પોતાના કબજામાં લીધાં. તે પછી લેઇકે આગ્રાને ઘેરો ઘાલી તે લીધું. એમાંથી અંગ્રેજોને ઘણુંજ દ્રવ્ય મળ્યું. પછી લેઇક સિંધિઆના લશ્કરની પાછળ લાગ્યો ને **લાસ્વારી** આગળ તેને પકડી પાડયો. અહિં મોટી લડાઇ થઇ, તેમાં સિંધિયા હારી ગયો.

દક્ષિણમાં હાર્કુટે કટક લીધું ને વેલ્સ્લેએ **આર્ગામ** આગળ સિંધિયા ને રઘુજી ભોંસ્લેના લશ્કરને હરાવ્યું. આણી તરફ સ્ટીવનસને વરાડના રાજાનો ગાવિલગઢનો કિલ્લો લઇ લીધો. તા. ૧૭ મી ડિસેમ્બરે છેક નાસિપાસ થઇ રઘુજી ભોંસ્લેએ **દેવગામ** આગળ કરાર કીધા.

**દેવગામના કરાર**, ૧૮૦૩—(રઘુજી ભોંસ્લે ને અંગ્રેજ વચ્ચે)—આથી રઘુજી ભોંસ્લેએ અંગ્રેજોને (૧) કટક ને બાલાસોર આપ્યાં; (૨) વર્ધા નદીની પશ્ચિમે આવેલા સઘળા પ્રાન્તો ઉપરથી પોતાનો હાથ ઉઠાવ્યો; (૩) પોતાની, નિઝામની, અને પેશ્વાની વચ્ચે જે કંઇ વાંધા ઉઠે તેનો નિવેડો અંગ્રેજો લાવે; (૪) પોતાની નોકરીમાં અંગ્રેજોના જે પરદેશી શત્રુ હોય તેમને દાખલ કરવા નહિ.

ડિસેમ્બર (૧૮૦૩) ની ૩૦ મી તારીખે દોલતરાવ સિંધિયાએ પણ કંટાળી સર્જી અંજે ગાંવ આગળ કરાર કીધા.

**સર્જી અંજે ગાંવના કરાર**, ૧૮૦૩—(દોલતરાવ સિંધિયા ને અંગ્રેજો વચ્ચે).—આથી સિંધિયાએ અંગ્રેજોને જમના અને ગંગા નદીની વચ્ચેનો સઘળો પ્રદેશ; જેપુર, જોધપુર ને ગોહદનો સઘળો ઉત્તર ભાગ; અહમદનગર ને ભરૂચના કિલ્લા ને તેને લગતાં પરગણાં; તથા અજંતા ઘાટ અને ગોદાવરી વચ્ચેનો તમામ મુલક અંગ્રેજોને આપ્યો.

**ત્રીજો મરેઠી વિગ્રહ ૧૮૦૪-૫.—કારણ.**—જસવંતરાવ હોલ્કર બીજા મરેઠી વિગ્રહમાં સામેલ ન થતાં તેના પરિણામની રાહ જોયા કરતો

હતો. એ અજમેર લૂટવા લાગ્યો અને બ્રિટિશ રક્ષણ તળેના જેપુરના રાજાને એણે ધમકી આપવા માંડી. એ ઉપરાંત દોઆબમાંનો કેટલોક મુલક પોતાના બાપદાદાની માલીકીનો જણાવી તેની માગણી કીધી ને કહ્યું કે જો તે મને નહિ આપવામાં આવે તો હું તેમાં લૂટ ચલાવી તેને બાળી મુકીશ. આ ધમકીની દરકાર ન રાખતાં લૉર્ડ વેલ્સ્લેએ લડાઇ જાહેર કરી.

**જાણવાજોગ હકીકત.**—કર્નલ મૉન્સને ટોંક રામપુરનો કિલ્લો લીધો ને કર્નલ **મરે**એ ઇન્દોર લીધું; પણ મૉન્સનને હોલ્કરે દિલ્હી સુધી ન્હસાડયો ને તેની તોપો વિગેરે લઇ લીધું. આ ફતેહથી હિમ્મત પકડી હોલ્કરે દિલ્હી ઉપર હુમલો કીધો, પણ કર્નલ ઓક્ટરલોનીએ તેને ફાવવા દીધો નહિ. આખર **ડીગ** આગળ એક યુદ્ધ થયું તેમાં ફ્રેઝર ને મૉન્સને હોલ્કરને હરાવ્યો ને તેની ૮૭ તોપો લઇ લીધી. થોડા દિવસ પછી લેઇકે હોલ્કરને **ફરક્કાબાદ** આગળ હરાવ્યો ને ડીગને ઘેરો ઘાલી તે લઇ લીધું. સને ૧૮૦૫ ની શરૂઆતમાં લેઇકે ભરતપુરને ઘેરો ઘાલ્યો, પણ તેના મટોડીના ઘણા ઉંચા મજબૂત કોટે અંગ્રેજોની તોપોના મારાને પત કીધા નહિ ને તેઓને ઘણા નુકસાન સાથે ન્હાસી જવું પડયું. પણ ભરતપુરના રાજાએ જોયું કે આગળ જતાં હોલ્કરની ફાવટ આવશે નહિ તેથી તેણે વીસ લાખ રૂપીઆ આપી અંગ્રેજો સાથે સલાહ કીધી. સિંધિયા ખાનગી રીતે હોલ્કરના પક્ષનો હતો તેથી તેને અંગ્રેજોએ ગોહદ અને ગ્વાલિયેર આપી સંતોષ્યો. ગ્વાલિયેરનો ભપકાદાર કિલ્લો હજી સિંધિયાના વંશજોને તાબે છે. હોલ્કર એકલો પડી ગયો તેને લેઇકે પંજાબમાં ન્હસાડયો પણ ત્યાં તેને સિખ લોકોની મદદ મળી નહિ તેથી તેણે સલાહની માગણી કીધી. સારે નસીબે દેશી રાજ્યોની બાબતમાં વચ્ચે પડવું નહિ એવી રાજ્યનીતિ રાખવાનો હુકમ સર જ્યોર્જ બાર્લોને મળ્યો હતો તેથી સેહેલજમાં તેની માગણી કબૂલ રાખવામાં આવી.

**ચોથો મરેઠી વિગ્રહ ૧૮૧૭-૧૮.—કારણો.**—બાજીરાવને પોતાની પરાધીનતાથી ચેન વળતું નહોતું. ત્રિમ્બકજી ડેંગ્લિઆ કરીને એક જાસુસથી ચઢતો ચઢતો બાજીરાવનો માનીતો થઇ પડયો હતો, તેને યૂરોપી લોકો ઉપર ઘણો તિરસ્કાર હતો અને વારંવાર બાજીરાવને ભંભેર્યાં કરતો

હતો કે મરેઠી રાજ્યને હું પાછું અસલ સ્થિતિમાં આણીશ. વળી બાજીરાવે જોયું કે અંગ્રેજો નેપાળની ગડબડમાં ગુંથાયા છે અને પીંઢારાઓ તેઓને હેરાન કરે છે તેથી તેઓની ઝુંસરી તળેથી નીકળી જવાનો આ સારો લાગ છે. એણે સિંધીયા, હોલ્કર અને ભોંસ્લે સાથે એ બાબે પત્ર વ્યવહાર ચલાવ્યો. વળી ગાયકવાડ જે પેશ્વાને ખંડણી આપતો હતો તે બાબત બન્ને વચ્ચે લાંબો વખત થયા વાંધો ચાલ્યાં કરતો હતો. એ વાંધો પતાવવા ગાયકવાડે અંગ્રેજની બાંહેધરીથી પોતાની તરફથી ગંગાધર શાસ્ત્રીને પુને મોકલ્યો. પંઢરપુરના દેવસ્થાનથી પાછો આવતાં એનું ખૂન થયું. એ ક્રૂર કામ ત્રિમ્બકજીનું છે એમ સમજી અંગ્રેજોએ પેશ્વાને લખ્યું કે તમોએ એ માણસને અમારે સ્વાધીન કરવો. બાજીરાવે ઘણી નાખુશીથી તેને મોકલી આપ્યો. અંગ્રેજોએ તેને થાણામાં કેદ કીધો, પણ તે ત્યાંથી નાઠો. બાજીરાવ તેને છુપી રીતે હુલ્લડ મચાવવા પૈસા મોકલ્યાં કરતો હતો. આ વાતની ગવર્નર જેનરલને ખબર પડતાં તેણે એક નવું કરારનામું કીધું ને બાજીરાવને કહ્યું કે આ તમો કબુલ રાખો. એમાં એવી શરતો હતી કે મરેઠી રાજ્યોના અંગોનું ઉપરીપણું તથા બીજા રાજ્યો ઉપરના તમામ હકો પેશ્વાએ છોડી દેવા. અહમદનગર ને બીજો કેટલોક મુલક અંગ્રેજોને આપી દેવો. પોતાના રાજ્યમાં અંગ્રેજનું લશ્કર વધારવું ને ત્રિંબકજી સાથનો તમામ વ્યવહાર છોડી દેવો. જો આ કરાર કબૂલ હોય તો એને એના રાજ્યમાં સ્વતંત્ર રાજા તરીકે કાયમ રાખવો. આને **પુનાના કરાર** કહે છે, જ્યૂન ૧૮૧૭. બાજીરાવે આ કરાર ઉપર સહી કરી તો ખરી, પણ તે છુપી રીતે લડાઇની તૈયારી કરવા લાગ્યો.

**જાણવા જોગ બિના.**—પહેલી લડાઇ **ખડકી** આગળ થઇ, પણ તેમાં એલ્ફિન્સ્ટને પેશ્વાને હરાવ્યો, ૧૮૧૭. સ્મિથ લાગલો પુને ગયો. બાજીરાવ નાઠો ને પુના અંગ્રેજોએ કબજે કીધું. બીજું યુદ્ધ **કોરગાંવ** આગળ થયું તેમાં પણ કેપટન સ્ટૉનટને બાજીરાવને હરાવ્યો, ૧૮૧૮. તુરતજ અંગ્રેજોએ સતારા લીધું ને એવો ઢઢેરો કાઢયો કે બાજીરાવ તથા તેના કુટુંબને રાજ્યના સઘળા હકમાંથી બાતલ કીધા છે; પેશ્વાનું રાજ્ય ગવર્નર જેનરલે પોતાના હાથમાં લીધું છે ને સતારાની આસપાસનો કેટલોક મુલક રાજાના ગુજરાન સારૂ રાખવામાં આવ્યો છે. છેલ્લું યુદ્ધ બાજીરાવના

બહાદૂર સેનાપતિ બાપુ ગોખલેએ આષ્ટી આગળ કીધું તેમાં તે હાર્યો ને માર્યો ગયો. બાજીરાવને આઠ લાખ રૂપીઆનું વર્ષાશન બાંધી આપ્યું ને તેને કાનપુર પાસે બીથૂરમાં રહેવાની પરવાનગી આપવામાં આવી. ત્યાં એ ૧૮૫૩ માં મરણ પામ્યો. બાજીરાવને કંઇ સંતાન નહોતું. એણે ધોંડુપંત જે **નાના સાહેબ**ને નામે ઓળખાય છે તેને દત્તક લીધો, પણ અંગ્રેજોએ તેને કાબૂલ રાખ્યો નહિ. એ નાના સાહેબે ૧૮૫૭ ના બળવામાં ભાગ લીધો હતો. આખરે તે નાઠો ને નેપાળના જંગલમાં મરણ પામ્યો એવું ધારવામાં આવે છે. આ રીતે બાલાજી વિશ્વનાથના વંશનો અંત આવ્યો.

**નાગપુરના આપાસાહેબ સાથે લડાઇ, ૧૮૧૭.**—નાગપુરનો રાજા બીજો રઘુજી ભોંસલે ૧૮૧૬ માં મરણ પામ્યો. એના પછી એનો છોકરો ગાદીએ બેઠો. તે નબળો હોવાથી આપાસાહેબ (ભોંસલેનો ભત્રીજો) રાજ્યકારભાર ચલાવતો હતો. આપાસાહેબના લશ્કરે **સીતાબાલ્દી** જ્યાં રેસિડંટ રહેતો હતો તેના લશ્કર ઉપર હુમલો કીધો, પણ તેનું ફાવ્યું નહિ. આપા પોતાને નિર્દોષ જણાવી તાબે થયો, પણ નાગપુરનો કિલ્લો હજી આરબ ભાડુતી સીપાઇઓના હાથમાં હતો તેના ઉપર અંગ્રેજોએ હુમલો કીધો ને તેઓને હરાવ્યા. આપાની સાથે સખત શરતો કરી તેને પાછી ગાદી આપી. પણ એણે પાછાં કાવત્રાં કરવા માંડ્યાં. આ વાતની ખબર પડવાથી અંગ્રેજોએ એને અલાહબાદમાં કેદ કીધો; પણ તે ત્યાંથી નાઠો ને પીંઢારા સરદાર ચિતુ સાથે સામેલ થયો. આખરે એણે જોધપુરમાં આશ્રય લીધો ને ત્યાં મરણ પામ્યો, ૧૮૪૦. નાગપુરની ગાદી ઉપર મર્હૂમ રઘુજી ભોંસલેના પૌત્રને બેસાડયો. એ ૧૮૫૩ માં સંતાન વગર મરણ પામવાથી અંગ્રેજોએ નાગપુર પોતાના રાજ્ય સાથે સંયોજી દીધું.

**હોલ્કરના સરદારોનું બંડ, ૧૮૧૭.**—જસવંતરાવ હોલ્કર પંજાબથી પોતાના રાજ્યમાં પાછો આવ્યો ત્યાર પછી તુરતજ હોલેદિલ થઇ ગયો તેથી રાજ્યકારભાર એની ઉપપત્નિ તુળસીબાઇના હાથમાં આવ્યો. હોલ્કર ૧૮૧૧ માં મરણ પામ્યો. જસવંતરાવનો છોકરો મલ્હારરાવ સગીર હોવાથી તે રાજ્યરક્ષક તરીકે કાયમ રહી. રાજ્યમાં એની વિરૂદ્ધ મજબૂત પક્ષ હતો. એ બાઇની મરજી અંગ્રેજ સાથે

મિત્રાચારી રાખવાની હતી, પણ સરદારો લડાઇ કરવા તરફ હતા. જ્યારે સર જૉન માલ્કમ લશ્કર લઇને આવ્યો ત્યારે તુળસી બાઇ સલાહ કરવા નીકળી પણ સરદારોએ ક્ષિપ્રા નદી આગળ એને લઇ જઇ એનો શિરચ્છેદ કરી એનું મુડદું પાણીમાં નાખી દીધું. **માહિદપુર** આગળ લડાઇ થઇ તેમાં હોલ્કરનું લશ્કર હારી ગયું, ૧૮૧૭. મંદેશ્વર આગળ કરાર થયા.

**મંદેશ્વરના કરાર, ૧૮૧૮.**—હોલ્કરનો ઘણો મુલક અંગ્રેજોએ લઇ લીધો; તેમાંથી કેટલોક મિત્રાચારી રાખનારા રાજપૂત રાજાઓને આપ્યો ને બાકીનો પોતે રાખ્યો. રાજપૂત રાજાઓ ઉપરની તમામ સત્તા લઇ લેવામાં આવી ને રાજ્ય-કારોબાર માટે એક સભા સ્થાપી.

આ પ્રમાણે ચોથા મરેઠી વિગ્રહનો અંત આવ્યો. પેશ્વાઇ પહેલી નાબુદ થઇ ને મરેઠી રાજ્યનાં બીજાં તમામ અંગો બ્રિટિશ સત્તા નીચે આવ્યાં. તે એવી રીતે કે દેશી રાજા નામનું રાજ્યપદ ધારણ કરે; તેના રાજ્યમાં અંગ્રેજોનું લશ્કર રહે, કે જેથી રાજ્યમાં કંઇ ટંટો ફિસાદ થવા પામે નહિ. આ કામની તજવીજ માટે ત્યાં એક **રેસિડંટ** અથવા **પોલિટિકલ એજંટ** રહે, જેની મારફત સરકાર સાથે પત્રવ્યવહાર વિગેરે ચાલે.

મરેઠાઓ સાથની લડાઇથી દક્ષિણનો મોટો ભાગ અને વરાડ પ્રાન્ત મુંબઇ ઇલાકામાં ઉમેરાયા, અને એની વ્યવસ્થા માઉન્ટ સ્ટયૂઅર્ટ એલ્ફિન્સ્ટનને સોંપવામાં આવી. એણે ખેતીની જમીનની સંભાળથી અને ન્યાયથી ગણોત ઠેરવી; અને તે ગામના પટેલ મારફત દરેક માણસ પાસે વસુલ કરવાની ગોઠવણ કીધી. કેળવણીને ઉત્તેજન આપવામાં આવ્યું અને દેશી ભાષામાં ન્યૂસપેપરો લખાતાં થયાં. નવા રસ્તાઓ, પુલો, અને નેહેરો બાંધવામાં આવી, ને જુનીને મરામત કરવામાં આવી. આ પ્રમાણે મધ્ય હિન્દમાં શાન્તિ સ્થપાઇ.

---

## જાણવાજોગ ઐતિહાસિક વર્ષો.

૧૬૨૭--શિવાજીનો જન્મ. ૧૬૫૯—શિવાજીએ અફઝુલખાનને મારી નાખ્યો.
૧૬૬૪—શિવાજીએ સુરત લૂટયું. ૧૬૭૧—શિવાજીએ બીજીવાર સુરત લૂટયું.
૧૬૭૪—શિવાજીનો રાજ્યાભિષેક. ૧૬૭૬—શિવાજીએ જીંજી ને વેલોર લીધાં.
૧૬૮૦—શિવાજીનું મરણ ને શંભાજીનો રાજ્યાભિષેક.
૧૬૮૯—શંભાજીને ઔરંગજેબે મારી નાખ્યો.
૧૭૦૮—૪૮-શાહુ રાજા સતારાની ગાદી ઉપર.
૧૭૧૪—૨૦-બાલાજી વિશ્વનાથ પહેલો પેશ્વા.
૧૭૨૦—૪૦-બાજીરાવ બીજો પેશ્વા. ૧૭૩૯—મરેઠાઓએ વસાઇ લીધું.
૧૭૪૦—૬૧-બાલાજી બાજીરાવ ત્રીજો પેશ્વા. ૧૭૬૦—પેશ્વાએ અહમદનગર લીધું ; ઉદ્‌ગીરનું યુદ્ધ ને સલાબતજંગ ને નિઝામની હાર.
૧૭૬૧—**પાણીપત**નું યુદ્ધ. અહમદશાહ દુરાનીએ મરેઠાઓને હરાવ્યા.
૧૭૬૧—૭૨-માધવરાવ ચોથો પેશ્વા. ૧૭૭૨-૭૩-નારાયણરાવ પાંચમો પેશ્વા.
૧૭૭૩—નારાયણરાવનું ખૂન. ૧૭૭૪-૯૫-માધવરાવ નારાયણ છઠ્ઠો પેશ્વા.
૧૭૭૫—૮૨-**પહેલો મરેઠી વિગ્રહ.** ૧૭૭૫-–સુરતના કરાર ને આરાસનું યુદ્ધ ; ૧૭૭૬-પુરંધરના કરાર; ૧૭૭૯-વારગામના કાચા કરાર; ૧૭૮૨-સાલબાઇના કરાર,
૧૭૯૫—૧૮૧૮—બાજીરાવ, સાતમો પેશ્વા. ૧૮૦૦-નાનાફડનવિસનું મરણ.
૧૮૦૧—ઉજ્જન ને પુનાનાં યુદ્ધ. ૧૮૦૨—વસાઇના કરાર.
૧૮૦૩—**બીજો મરેઠી વિગ્રહ.** અસાઇ, દિલ્હી, આગ્રા, લાસવારી, ને આર્ગામનાં યુદ્ધો. દેવગામ ને સર્જીઅંજેગાંવના કરાર.
૧૮૦૪-૫—**ત્રીજો મરેઠી વિગ્રહ.** (જસવંતરાવ હોલ્કર સાથે). ૧૮૦૪—ડીગનું ને ફરક્કાબાદનું યુદ્ધ ; ૧૮૦૫-ભરતપુરનો ઘેરો. ૧૯૦૫—હોલ્કર સાથે કરાર.
૧૮૧૭—૧૮-**ચોથો મરેઠી વિગ્રહ.** ૧૮૧૫-ગંગાધર શાસ્ત્રીનું ખૂન ; ૧૮૧૭-ખડકીનું યુદ્ધ ; પુના અંગ્રેજોએ લીધું સિતાબાલ્દી, માહિદપુર ને નાગપુરનાં યુદ્ધ.
૧૮૧૮-કોરગાંવનું યુદ્ધ ; આષ્ટિનું યુદ્ધ ; **પેશ્વાઈનો અંત.**

# ભાગ ૩ જો.

## યૂરોપી પ્રજા અને હિન્દ.

## પ્રકરણ ૨૯ મું.

### ખંડક ૧ લું. દરિયાઇ સત્તા--હિન્દ સાથે વ્યાપાર.

**ફિરંગીઓનું આવવું.**—અગાઉના વખતમાં આખી દુનિયામાં હિન્દ પોતાની દોલત, હુન્નર અને ઉત્તમ કારીગિરિને માટે પ્રખ્યાત હતું. રૂ, ગળી, તેજાના, ખાંડ, અફીમ, બારીક મલમલ અને રેશમી કાપડ વિગેરે એ દેશમાં બનતાં અને ઇરાન ને એશ્યા માઇનરને જમીનને રસ્તે અથવા અરબ્બી અને રાતા સમુદ્રમાં થઇ મિસર દેશ મારફત તેઓ યૂરોપ મોકલવામાં આવતાં. એ માલ ખરીદ કરવાને જીનોઆ અને વેનિસના વ્યાપારીઓ એશ્યા માઇનર કે મિસરમાં આવતા ને તેઓને પુષ્કળ નફો મળતો. આ જોઇ પશ્ચિમ યૂરોપી પ્રજાને હિન્દ સાથે સીધો વ્યાપાર કરવાનું મન થયું; પણ જો તેઓ ભૂમધ્ય સમુદ્રને ચાલુ માર્ગે આવે તો એશ્યા માઇનર કે મિસરને કિનારે વહાણ થોભાવવાં પડે; કારણ કે સૂએઝની સંયોગીભૂમિ હોવાને લીધે તેઓથી રાતા સમુદ્ર માર્ગે હિન્દમાં આવી શકાય એમ નહોતું; તેથી કોઇ પણ નવો જળમાર્ગ શોધી કાઢવાની જરૂર હતી કે જ્યાંથી તેઓ હિન્દને પશ્ચિમ કિનારે કંઇ પણ જમીનના નડાવ વગર આવી શકે. એ માર્ગ ફિરંગી લોકે પહેલો શોધી કાઢયો.

સને ૧૪૮૭ માં પોર્ટુગલના રાજાએ બાર્થોલોમ્યુ ડાયાઝ નામના એક વહાણવટીને વહાણનો એક કાફલો આપી આફ્રિકાની દક્ષિણે થઇ હિન્દમાં જવાનો હુકમ કીધો. આફ્રિકાની છેક દક્ષિણે તેને એક જબરૂં તોફાન નડયું તે ઉપરથી તે સ્થળનું નામ તેણે "તોફાની ભૂશિર" પાડયું ને તે પાછો પોર્ટુગલ ગયો. પોર્ટુગલના રાજાએ તેનું તે નામ બદલી "કેપ ઑવ ગુડ હોપ" (સારી આશાનો ભૂશિર) પાડયું. દસ વરસ પછી વાસ્કો ડી ગામા આ ભૂશિર પસાર કરી હિન્દી મહાસાગરને માર્ગે મલબાર કિનારે આવેલા કાલિકટ બંદરે આવી પહોંચ્યો. ત્યાંના ઝામોરિને

(મૂળ શબ્દ સમુદ્રરાય તેનું ટુંકું રૂપ સમુરિન-ને તેના ઉપરથી અપભ્રંશ ઝામોરીન) તેને આવકાર દીધો ને બન્ને વચ્ચે વ્યાપારનો સંબંધ વધારવા વાતચિત કરવામાં આવી. પણ મુર લોકો જેઓના હાથમાં દરિયાઇ વેપાર હતો તેઓ પરદેશીની ઘુસણીથી ખીજવાયા. તેઓએ બન્ને વચ્ચે કજિયો કરાવ્યો તેથી ગામા જ્યારે યૂરોપથી પાછો આવ્યો ત્યારે તે ઝામોરિનના દુશ્મન કોચિનના રાજાની ઓથનાં ભરાયો. પછી સને ૧૫૦૦માં **કાબ્રાલ** આવ્યો. એના પછી આલ્બુકર્ક આવ્યો (૧૫૦૪); એણે ૧૫૧૦માં ગોવા લીધું અને સિંહલદ્વીપ આગળથી વહાણો હંકારી મલાક્કા કબજે કરી સીયામ અને મસાલાના બેટો સાથે વ્યાપાર જારી કીધો. પશ્ચિમ તરફ પાછા આવતાં ઇરાની અખાતમાં ઑરમઝ બંદર જે તે વખતે ઘણુંજ મોટું ગણાતું હતું તે લીધું. ત્યાર બાદ ફિરંગી લોકોએ બંગાલમાં **હુગ્લિ** બંદરમાં અને પશ્ચિમે **દીવ**માં કોઠીઓ સ્થાપી. કેપ ઑવ ગુડ હોપથી ચીન સુધીના તમામ અગત્યનાં બંદરો—મોઝમ્બીક, ઑર્મેઝ ગોવા, દીવ, કોચીન, મદ્રાસ, મછલીપટ્ટણ, હૂગ્લિ, મલાક્કા અને મસાલાના બેટો—ફિરંગીઓના તાબામાં આવ્યા. પણ સ્પેઇને પોર્ટુગલ જીતી લીધું અને ડચ લોકો સ્પેઇનથી સ્વતંત્ર થયા ત્યારે પૂર્વ તરફનો વ્યાપાર અને મુલક ફિરંગીઓના હાથમાંથી ડચ લોકોના હાથમાં ગયો. હાલ માત્ર ગોવા, દમ્મણ ને દીવ ફિરંગીઓને તાબે છે.

**ડચ લોકો** (વલંદા—હૉલંડના).—સને ૧૬૦૨ માં વલંદા લોકોની તમામ ખાનગી વ્યાપારી કંપનીઓ પોતાના રાજાના આશ્રય નીચે એકઠી થઇ. તેઓએ હિન્દને કિનારે આવેલાં ફિરંગીઓનાં સંસ્થાનો જીતી લીધાં ને ૧૬૫૮ માં તેઓને સિંહલદ્વિપમાંથી કાઢયા. સને ૧૬૦૦ થી ૧૭૦૦ સુધી પૂર્વ તરફનો વ્યાપાર તેઓના એકલાના હાથમાં રહ્યો. પશ્ચિમ કિનારે સુરત અને કોચિનમાં, પૂર્વ કિનારે ટયુટિકોરિન, પુલિકટ ને મછલીપટ્ટણમાં, અને કલકત્તા પાસે ચિન્સુરામાં તેઓની કિલ્લેબંધ કોઠીઓ હતી. ધીમે ધીમે એ બધાં અંગ્રેજોના હાથમાં આવ્યાં.

**ડેન લોકો** (ડેનમાર્કના).—એ લોકો પાસે હિન્દમાં બેજ સંસ્થાનો હતાં,—ત્રાંક્વેબાર, અને હૂગ્લિ ઉપર સિરામપુર. આ બન્ને અંગ્રેજોએ ૧૮૪૪માં ખરીદી લીધાં.

**અંગ્રેજ લોકો.**—હિન્દ સાથે જળ માર્ગે વેપાર કરવાને કેટલાક અંગ્રેજ વેપારીઓએ સને ૧૬૦૦ માં "બ્રિટિશ ઇસ્ટ ઇન્ડિઆ" નામની એક કંપની સ્થાપી, (બીજી કંપની ૧૬૯૮ માં સ્થપાઇ તે ૧૭૦૮ માં એની સાથે જોડાઇ ગઇ). પહેલી કોઠી તેઓએ **સુરત**માં ૧૬૦૮ માં, ને પછી મછલીપટ્ટણમાં ૧૬૧૧ માં ઘાલી. આ નવા હરીફોને ન ફાવવા દેવા ફિરંગી તથા ડચ કંપનીઓએ પોતાથી બન્યું તેટલું કીધું. સુરત પાસે મોરા સુંવાળી ગામ આગળ ફિરંગીઓ ને અંગ્રેજ વચ્ચે એક દરિઆઇ લડાઇ થઇ તેમાં અંગ્રેજો જીત્યા. આ ફતેહથી ૧૬૧૨–૧૩ માં મુગલ બાદશાહે તેઓને વેપારની સનદ આપી. ત્રણ વરસ પછી ઇંગ્લાંડના પહેલા જેમ્સે સર ટૉમસ રોને જહાંગીર બાદશાહ પાસે એલચી તરીકે મોકલ્યો. સને ૧૬૩૮ માં બાઉટન નામે એક અંગ્રેજ દાક્તરે શાહજહાંની છોકરીને આરામ કીધો તેથી તેના બદલામાં તેણે પોતાના દેશને લાભ કરે એવા કેટલાક વેપારના હકો માગી લીધા. સને ૧૬૩૯ માં ચંદ્રગિરિના રાજાએ વાર્ષિક ભાડે અંગ્રેજોને કેટલીક જમીન આપી. અહિં તેઓએ **મદ્રાસ** વસાવ્યું. સને ૧૬૪૨ માં બાલાસોરમાં, ને ૧૬૫૦ માં હુગ્લિમાં તેઓએ વખારો સ્થાપી. સને ૧૬૯૬ માં અંગ્રેજોએ મુગલ પાદશાહ પાસેથી **કલકત્તા** ને ગોવિંદપુર લીધાં. **મુંબઇ** બેટ, જે ફિરંગીઓના તાબામાં હતો તે પોર્ટુગલના રાજાએ પોતાની કુંવરી કેથરિનના લગ્ન અંગ્રેજ રાજા બીજા ચાર્લ્સ સાથે કીધાં તેની પહેરામણીમાં તેને આપ્યો. એ બેટ ૧૬૬૮ માં ચાર્લ્સે ઇસ્ટ ઇન્ડિઆ કંપનીને વાર્ષિક માત્ર દસ ? પાઉન્ડ ગણોતે આપ્યો. અલબેલી મુંબઇ! એક વખત તારા ઉપર જુજ માછીઓનાં ઝુંપડાં ક્યાં, ને આજની તારી શોભા ક્યાં! તારી વ્યાપારની સમૃદ્ધિ, તારા બંદરનો ભવ્ય દેખાવ, તારી ગગનભેદી ઇમારતોની શોભા, તારા અનેક જાતના લોકોના વૈભવનો ઠાઠ, તારી દરરોજની દેશ પરદેશના હજારો લોકોની આવજા, ખરે, જોનારને ચકિત કરી નાખે એમાં શું આશ્ચર્ય! ભાગ્યહીન સુરત! તું જે ૧૫૭૩–૧૭૧૯ સુધી સુનાની મૂરત કહેવાતી હતી તે વખતની તારી જાહોજલાલી તારી નાની બેહેન મુંબઇએ પોતાના આજ કાલના અધિક પ્રકાશથી છેક ઝાંખી પાડી નાખી છે. કાળની બલિહારી!

**ફ્રેન્ચ લોકો.**—સને ૧૫૬૪માં ફ્રેન્ચોએ ઇસ્ટ ઇન્ડિયા કંપની સ્થાપી તેઓએ પણ પોતાનું થાણું સુરતમાં કીધું, ૧૬૬૮. સને ૧૬૭૪માં બીજાપુરના રાજા પાસેથી પોન્ડિચરી વેચાતું લઇ તેમાં કોટ કિલ્લા બાંધ્યા. સને ૧૬૮૮ માં ચંદ્રનગરમાં, ૧૭૨૫ માં માહીમાં, ને ૧૭૩૯ માં કેરિકલમાં તેઓએ કોઠીઓ સ્થાપી.

---

## પ્રકરણ ૩૦ મું.

### ખંડક ૨ જું. અંગ્રેજ અને ફ્રેન્ચ વચ્ચે હિન્દમાં રાજ્યસત્તા માટે હરીફાઈ.

**કર્ણાટકમાં ભાંજઘડ.**—બ્રિટિશ ઇસ્ટ ઇન્ડિયા કંપની ૧૫૦ વરસ લગી માત્ર વેપારમાંજ રોકાયલી હતી. દેશી રાજાઓના ઝઘડાઓમાં વચ્ચે પડવાની તેની જરા પણ ઇચ્છા નહોતી, પણ સને ૧૭૪૮ માં પોતાના રક્ષણ માટે હથિયાર લેવાં પડ્યાં. આ સમયે દક્ષિણમાં હૈદ્રાબાદમાં નિઝામ રાજ્ય કરતો હતો; પુનામાં ત્રીજો પેશ્વા બાલાજી બાજીરાવ રાજ્ય કરતો હતો, અને કર્ણાટકમાં નિઝામનો નિમેલો નવાબ અન્વરૂદ્દીન રાજ્ય કરતો હતો. અંગ્રેજોના હાથમાં મદ્રાસ હતું, અને ફ્રેન્ચો પાસે પોન્ડિચરી હતું, જે, ગવર્નર ડુમાસના અધિકાર નીચે ઘણું આબાદ થયું. ડુમાસને આર્કટના નવાબ દોસ્ત અલી સાથે મિત્રાચારી હતી તે ઉપરથી સને ૧૭૩૬ માં ફ્રેન્ચોને સિક્કા પાડવાનું ફરમાન મળ્યું.

દોસ્ત અલીને સફદર અલી કરીને એક છોકરો હતો અને ચંદા સાહેબ કરીને જમાઇ હતો. સને ૧૭૩૬ માં જ્યારે ત્રિચિનોપલીની ગાદી ખાલી પડી ત્યારે વિધવા રાણીએ ચંદા સાહેબને પોતાની મદદે બોલાવ્યો. આ રાજ્યલોભી માણસે જતાં વારનેજ રાણીને કેદમાં નાખી તેનું રાજ્ય પોતે પચાવી પડયો.

દોસ્ત અલી મરેઠાઓ સાથે લડતાં અંબૂર આગળ હાર્યો ને માર્યો ગયો. સફદર અલી વેલોર નાઠો ને ચંદા સાહેબ ત્રિચિનોપલી નાઠો. ત્યાંથી મરેઠાઓએ તેને પકડી સતારામાં કેદ કીધો. આથી દોસ્ત અલીની વિધવા

ને ચંદા સાહેબની બેગમ પોતાનું ઝવેરાત લઇ પોન્ડિચરીમાં ફ્રેન્ચના આશ્રય નીચે ભરાયાં. રઘુજી ભોંસલેએ ડુમાસને કહ્યું કે તમો એ બન્નેને અમારા સ્વાધીનમાં આપો. ડુમાસે તેઓને આપવા ના પાડી. એ ઉપરથી નિઝામે તેને માન આપવા પોશાક મોકલ્યો અને દિલ્હીના બાદશાહે ૪૫૦૦ ઘોડેસ્વારનો મનસબદાર બનાવ્યો ને તેને નવાબનો ખેતાબ આપ્યો. ત્યાર પછી ડુમાસની જગોએ ડૂપ્લે ગવર્નર થયો.

સફ્દર અલીને તેના સાળા મુર્તઝ અલીએ મારી નાખ્યો, ૧૭૪૨, ને થોડો વખત રાજ્ય કીધું. તેનાથી ટકાયું નહિ તેથી તે નાઠો ને સફ્દર અલીના એક નાના છોકરાને નિઝામે જાતે જઇ નવાબની ગાદીએ બેસાડયો ને પોતાના એક અમીર અન્વરૂદ્દીનને રાજ્યરક્ષક નીમ્યો; પણ એ છોકરાને તુરતજ મારી નાખવામાં આવ્યો તેથી તેની જગોએ અન્વરૂદ્દીન નવાબ થયો.


ડૂપ્લે.

**કર્ણાટકમાં પહેલો વિગ્રહ ૧૭૪૬–૪૮.**— સને ૧૭૪૦ માં યૂરોપમાં અંગ્રેજ ને ફ્રેન્ચ વચ્ચે લડાઇ જાગી તેના છાંટા હિન્દમાં પણ લાગ્યા. ફ્રેન્ચનૌકાના સેનાપતિ લાબોર્ડોનેઇએ મદ્રાસને ઘેરો ઘાલી તે લઇ લીધું. શરત પ્રમાણે તુરતજ અન્વરૂદ્દીને મદ્રાસ પોતાના કબજામાં આપવાનું કહ્યું, પણ ડૂપ્લેએ તે વાતની ના પાડી. અન્વરૂદ્દીને પોતાના છોકરા મહમદ અલીને લશ્કર આપી મોકલ્યો પણ તેની ફાવટ આવી નહિ.

સને ૧૭૪૮ માં અંગ્રેજનું લશ્કર વિલાયતથી આવી પહોચ્યું. તેણે આવતાં વારને પોન્ડિચરીને ઘેરો ઘાલ્યો, પણ ડૂપ્લેની હોંશિયારીથી તેનું કંઇ

ચાલ્યું નહિ. બીજે વરસે યૂરોપમાં અંગ્રેજો અને ફ્રેન્ચો વચ્ચે સલાહ થઇ તેથી મદ્રાસ પાછું અંગ્રેજોના હાથમાં આવ્યું.

**કર્ણાટકમાં બીજો વિગ્રહ**, ૧૭૪૮—૫૪.—સને ૧૭૪૮ માં હૈદ્રાબાદનો ઘરડો નિઝામ ૧૦૪ વરસની વયે મરણ પામ્યો. આથી ગાદીને માટે એના પૌત્ર મુજફ્ફર જંગ અને બીજા પુત્ર નાસીર જંગ વચ્ચે વાંધો ઉઠયો. નાસિર જંગે લશ્કર પોતાના હાથપર કરી લીધું ને પોતે ગાદીએ બેઠો. મુજફ્ફર જંગ, ચંદા સાહેબ જે સતારે કેદમાં હતો તેની સાથે પત્રવ્યવહાર ચલાવવા લાગ્યો. ગોઠવણ એવી હતી કે ચદા સાહેબ આર્કટનો નવાબ થાય ને મુજફ્ફર જંગ નાસિર જંગને ઉઠાડી હૈદ્રાબાદની ગાદીએ બેસે. આ કાવત્રામાં ડૂપ્લે સામેલ થયો. મરેઠાઓને નાણું આપી ચદા સાહેબને છોડવ્યો. લાગલા તેઓ કર્ણાટકમાં ગયા. અંબૂર આગળ લડાઇ થઇ તેમાં અન્વરૂદીન હાર્યો ને માર્યો ગયો. આ લડાઇમાં ફ્રેન્ચ સરદાર બૂસીએ ઘણી બહાદુરી બતલાવી. આ જીતથી ચંદા સાહેબ આર્કટનો નવાબ થયો. આ પ્રમાણે અડધું કામ પાર પડયું. અન્વરૂદીનનો છોકરો મહમદ અલી જે ત્રિચિનો-પલીમાં ભરાયો હતો તેણે અગ્રેજની મદદ માગી. હવે બે પક્ષ બંધાયા,—એક તરફ નાસિર જંગ, મહમદ અલી ને અગ્રેજ; ને બીજી તરફ મુજફ્ફર જંગ, ચંદા સાહેબ ને ફ્રેન્ચ. એટલામાં નાસિર જંગને એના એક સરદારે મારી નાખ્યો. આ હકીકતથી મુજફ્ફરજંગ હૈદ્રાબાદ ગયો એટલે એને પણ મારી નાખવામાં આવ્યો; તેથી નિઝામનો ત્રીજો છોકરો સલાબત જંગ દક્ષિણનો સૂબેદાર થયો. જ્યાં નાસિર જંગ કપાઇ ગયો હતો ત્યાં ડૂપ્લેએ એક જયસ્તંભ ઉભો કીધો ને ત્યાં એક શેહેર વસાવ્યું ને તેનું નામ **ડૂપ્લે-ફતેહ-આબાદ** પાડયું.

**ત્રિચિનાપલીનો ઘેરો.**—સને ૧૭૫૧ માં ચંદા સાહેબે ત્રિચિનાપલી જેમાં મહમદ અલી ભરાઇ બેઠો હતો તેને ઘેરો ઘાલ્યો. એ ઉપરથી અંગ્રેજોએ મહમદ અલીની મદદે ક્લાઇવને મોકલ્યો. ક્લાઇવે છાતી ચલાવી એવો વિચાર આપ્યો કે ચદા સાહેબ ત્રિચિનાપલીમાં રોકાયો છે, એ દરમ્યાન આપણે આર્કટને ઘેરો ઘાલવો. ગવર્નર મિ. સૉન્ડર્સે આ વિચાર પસંદ કીધો. ક્લાઇવ લાગલોજ આર્કટ ગયો ને તેને ઘેરો ઘાલ્યો.

આ વાતની જાણ ચંદા સાહેબને થતાં તેણે પોતાના છોકરા રાજા સાહેબને થોડું લશ્કર આપી આર્કટ મોકલ્યો. ઘણું નુકશાન વેઠયા પછી રાજા સાહેબે ઘેરો ઉઠાવ્યો. એ અને એના ફ્રેન્ચ સોબતીઓ બે લડાઇ–આર્ની, ૧૭૫૧, ને કોવેરપાક, ૧૭૫૨–માં હારી ગયા. વિજયી ક્લાઇવે જયસ્તંભ ને ડુપ્લે-ફતેહ-આબાદ શહેરનો નાશ કીધો.



કલાઇવ

આ પ્રમાણે ફતેહ મેળવી ક્લાઇવ ને લોરેન્સ ત્રિચિનોપલી જેમાં મહમદ અલી ઘેરાઇ રહ્યો હતો તેનો ઘેરો ઉઠાવવા ગયા. ઘણી ઝપાઝપી થયા પછી ચંદા સાહેબ માર્યો ગયો ને ફ્રેન્ચ લશ્કર શ્રીરંગમ આગળ અંગ્રેજોને તાબે થયું, ૧૭૫૨. એજ વર્ષમાં **બાહુર** આગળ એક બીજું યુદ્ધ થયું તેમાં લોરેન્સે ફ્રેન્ચોને હરાવ્યા. ક્લાઇવે કૉવેલાંગ ને ચિંગલપટ લઇ લીધાં. સને ૧૭૫૪ માં ડુપ્લેને ફ્રાન્સ બોલાવી લીધો અને અંગ્રેજ ને ફ્રેન્ચો વચ્ચે કરાર થયા જેથી બન્નેએ એક બીજાના લીધેલા મુલકો પાછા આપી દીધા ને અંગ્રેજના મળતિયા મહમદ અલીને ફ્રેન્ચોને કર્ણાટકનો નવાબ કબૂલ કીધો.

**કર્ણાટકમાં ત્રીજી લડાઇ, ૧૭૫૭–૧૭૬૧**—સને ૧૭૫૪ માં અંગ્રેજ અને ફ્રેન્ચ વચ્ચે થયલી સલાહ ઝાઝી વાર ટકી નહિ. છેલ્લી રસાકસી ૧૭૫૭ માં શરૂ થઇ. ફ્રેન્ચ સરકારે કર્ણાટકમાં અંગ્રેજ સામે લડવાને **કાઉન્ટ ડી લાલીને** મોકલ્યો. એણે મદ્રાસને ઘેરો ઘાલ્યો, પણ

પોન્ડિચરી પાછા જવું પડયું, ૧૭૫૮. ક્લાઇવની મદ્રાસના ગવર્નર તરીકે નિમણુક થઇ હતી, પણ બંગાળામાં બખેડા થયા તેથી તેને ત્યાં જવું પડયું. હવે અંગ્રેજી લશ્કરનો સરદાર સર આયર કૂટ થયો. લાલી અને બૂસીએ વાન્ડિવાશ ઉપર હુમલો કીધો. કૂટ લાગલો સામો ગયો ને ફ્રેન્ચોને હરાવી બૂસીને કેદ કીધો, ૧૭૬૦. એક પછી એક લગભગ બધાં ફ્રેન્ચના તાબાનાં શેહેરો કૂટે કબજે કરી લીધાં અને બીજે વરસે પોન્ડિચરી પણ અંગ્રેજોના હાથમાં આવ્યું, પણ તે ૧૭૬૩ માં પાછું ફ્રેન્ચોને આપી દેવું પડયું. લાલીને કેદ કરી મદ્રાસ મોકલી દીધો. સને ૧૭૬૬ માં ફ્રેન્ચ સરકારે તેને પારિસમાં ગર્દન માર્યો. આ પ્રમાણે સને ૧૭૬૯ માં ફ્રેન્ચ ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીની હિન્દમાં રાજ્યસત્તા મેળવવાની મુરાદ હવામાં ઉડી ગઇ. હાલ હિન્દમાં ફ્રેન્ચોને તાબે પાંચ શેહેરો છે,—પોન્ડિચરી, યેનાન, કેરીકલ, માહી ને ચંદ્રનગર.

---

## પ્રકરણ ૩૧ મું.

### ખંડક ૩જું. બંગાળામાં બ્રિટિશ રાજ્યની સ્થાપના.

**બ્લૅક હોલ કારાગૃહ.**—સને ૧૭૫૬ માં બંગાળા, બહાર ને ઓરિસ્સાનો નવાબ અલીવર્દીખાન મરણ પામ્યો, ને એની પછી એનો પૌત્ર સિરાજ-ઉદ-દૌલા નવાબ થયો. એ ઘણો ક્રૂર ને વિષયી હતો. એણે ઢાકાના ગવર્નર રાજવલ્લભની તમામ દોલત લૂટી લેવાનો વિચાર કીધો. એ હકીકત તેના છોકરા કૃષ્ણદાસના જાણવામાં આવી એટલે તે કેટલીક માલમતા લઇ કલકત્તે નાઠો. સિરાજ-ઉદ-દૌલાએ અંગ્રેજને કહાવી મોકલ્યું કે એ સખસને અમને સ્વાધીન કરો ને કલકત્તાનો નવો બાંધેલો કોટ તોડી પાડો. અંગ્રેજના ગવર્નર મિ. ડ્રેઇકે આ વાત ઉપર લક્ષ આપ્યું નહિ તેથી નવાબે કાસિમબજાર આગળની અંગ્રેજની કોઠી લૂટી ને સઘળા અમલદારોને કેદ કરી કલકત્તા ઉપર લશ્કર લઇ ગયો. અંગ્રેજોએ પોતાનાં બૈરાં છોકરાંને વહાણ ઉપર ચઢાવી દીધાં ને ડ્રેઇક પણ તેઓની સાથે નાઠો. હોલ્વેલ સામો તો થયો પણ ૧૪૬ કિલ્લેદારો કેદ પકડાયા. તે બધાને એક નાની કોટડીમાં ગોંધ્યા. બીજે દિવસે તેમાંથી

માત્ર ૨૩ અધમૂઆ નીકળ્યા. આ હકીકતના સમાચાર મદ્રાસ પહોંચતાં ક્લાઇવ તથા વૉટ્સન લશ્કર લઇને આવ્યા. સિરાજ-ઉદ-દૌલાને હરાવી કલકત્તા લીધું ને ત્રણ દિવસ પછી હૂગ્લિ લીધું. આથી નવાબે કરાર કીધા તેમાં એવું ઠર્યું કે કલકત્તામાંથી નવાબે જે લૂટ મેળવી હોય તે પાછી આપે. પણ યૂરોપમાં અંગ્રેજ ને ફ્રેન્ચ વચ્ચે લડાઇ જાગી તેનો લાભ લઇ નવાબે ફ્રેન્ચ સરદાર બૂસીને પોતાની મદદે આવવા કહ્યું. એ ઉપરથી ક્લાઇવે ફ્રન્ચોનું ચંદ્રનગર લઇ દીધું, ૧૭૫૭.

**કલાઇવનું કાવત્રું.**--કલકત્તામાં ફરી નવાબ બખેડા ન કરે માટે ક્લાઇવે તેને પૂરેપૂરી શિકસ્ત આપવાનો વિચાર કીધો. એણે જાણ્યું કે નવાબ પોતાના અમલદારોમાં તથા પ્રજામાં અપ્રિય થઇ પડ્યો છે તેથી એને ગાદી ઉપરથી ઉઠાડી કોઇ બીજાને ઓછી સત્તાથી નવાબની ગાદી આપવી કે જેના ઉપર અગ્રેજોનો દાબ રહી શકે. એવામાં એવી હકીકત બની કે નવાબના બક્ષી મીર જાફર, ખજાનચી રાયદુર્લભ, અને જગતશેઠ કરીને એક ઘણાજ મોટા સરાફે મળી ઠરાવ કીધો કે સિરાજ-ઉદ-દૌલાને ગાદી ઉપરથી ઉઠાડી મૂકવો; પણ જગત શેઠે કહ્યું કે જ્યાં સુધી આપણે ક્લાઇવની મદદ લઇશું નહિ ત્યાં સુધી ફાવીશું નહિ. આ વાત બન્નેને પસંદ પડી–ક્લાઇવને તો ભાવતુંજ હતું. આખર એવો ઠરાવ થયો કે અંગ્રેજો સિરાજ-ઉદ–દૌલાને ગાદી ઉપરથી ઉઠાડી મીર જાફરને ગાદીએ બેસાડે ને તેના બદલામાં તેઓને પોણા બે કરોડ રૂપીયા ને નુકસાનનો બદલો મીર જાફર આપે. બધું પાકીને તૈયાર થયું એવામાં અમીચંદ નામનો એક સરાફ જે અગ્રેજ ને નવાબ વચ્ચે કારભાર કરતો હતો અને જે આ કાવત્રામાં સામેલ હતો તેણે કહ્યું કે તમે મને ત્રીસ લાખ રોકડા ને જે રકમ વહેંચી આપવામાં આવે તે ઉપર સેંકડે પાંચ ટકા દલાલી આપવાનું દસ્તાવેજમાં દાખલ નહિ કરશો તો આ કાવત્રાની વાત હું સિરાજ-ઉદ-દૌલા આગળ ફોડી દઇશ. આવી માગણી સાંભળીને ક્લાઇવે એક યુક્તિ કીધી. બે દસ્તાવેજો તૈયાર કીધા–એક સફેદ કાગળ ઉપર તે ખરો–ને બીજો રાતા કાગળ ઉપર–તે ખોટો. સફેદ કાગળમાં અમીચંદની માગણી વિષે લખ્યું ને રાતામાં તે વાત લખી નહિ. વૉટ્સને ખોટા દસ્તાવેજ ઉપર સહી કરવાની ના કહી ત્યારે ક્લાઇવે તેના નામની ખોટી સહી કીધી!

**પ્લાસીનું યુદ્ધ, ૧૭૫૭.**—ક્લાઇવે મોટું લશ્કર તૈયાર કરી સિરાજ-ઉદ-દૌલાને કાગળ લખ્યો કે અમને જે જે નુકસાન થયું છે, તેનો બદલો આપો. નવાબે પોતાના લશ્કરને તૈયાર કીધું. બન્ને લશ્કર **પ્લાસી**ના રણક્ષેત્ર ઉપર એકઠાં થયાં. અહિં નવાબ હારી ગયો ને તેના ઘણાં માણસો કપાઇ ગયાં. અંગ્રેજોનાં માત્ર **૨૨** મુઆં ને ૫૦ ઘાયલ થયાં. સિરાજ-ઉદ-દૌલા સાંઢણી પર બેસી નાઠો, પણ મીર જાફરના છોકરા મીરાને તેને પકડી મારી નાખ્યો. મીર જાફર અંગ્રેજોની ફતેહ જોઇ ક્લાઇવ સાથે જોડાઇ ગયો, ને ક્લાઇવે તેને બંગાળા, બહાર ને ઓરિસ્સાનો નવાબ બનાવ્યો. તેણે કરાર પ્રમાણે અંગ્રેજોને પૈસા આપ્યા ને આસપાસના બધા સારી પેઠે સંતોખાયા. અમીચંદે પોતાના પૈસાની માગણી કીધી તે વખતે ક્લાઇવે પેલા રાતા કાગળ ઉપરનો દસ્તાવેજ બતાવી કહ્યું કે તમારે માટે દસ્તાવેજમાં કંઇ પણ લખેલું નથી. આ સાંભળતાંને વાર અમીચંદના હાંજા ગગડી ગયાં ને તે ઘેલા જેવો બની ગયો. કલકત્તાની આસપાસનો કેટલોક ભાગ જે હાલ **૨૪ પરગણાં**ને નામે ઓળખાય છે તેની ઉપજ લેવાનો અધિકાર કંપની સરકારને આપ્યો.

**બંગાળામાં બીજો વિગ્રહ.**—પ્લાસીના યુદ્ધથી હિન્દમાં બ્રિટિશ રાજ્યનો પાયો નંખાયો. રાજ્યવહિવટ ચલાવવા સારૂ એક સભા સ્થાપવામાં આવી ને ક્લાઇવને ગવર્નર બનાવવામાં આવ્યો, ૧૭૫૮; પણ બીજે વરસે દિલ્હીના બાદશાહનો શાહજાદો શાહ આલમ અયોધ્યાના નવાબ શૂજા-ઉદ-દૌલાની મદદ લઇ મીર જાફરને પદભ્રષ્ટ કરવા ગયો. તેઓએ પટનાને ઘેરો ઘાલ્યો. રામ નારાયણ નામના એક હિન્દુ સુબેદારે તેનો બહાદુરીથી બચાવ કીધો. ક્લાઇવને આ વાતની ખબર પડતાં તેણે કર્નલ કાલિયડને મોકલ્યો. તેણે બન્નેને હરાવી મીર જાફરને બચાવ્યો, ૧૭૬૦. ક્લાઇવે શાહઆલમને કેટલુંક નાણું આપી બહારમાંથી વિદાય કીધો. મીર જાફરે આના બદલામાં કલકત્તાની આસપાસનાં ગામડાંનું ભાડું જે કંપની આપતી હતી–વાર્ષિક બે લાખ રૂપીયા–તે ક્લાઇવને ખાનગી જાગીર તરીકે આપ્યું.

**ચિન્સૂરાની લડાઇ.**—બંગાલામાં અંગ્રેજોની વધતી જતી સત્તા જોઇ ડચ લોકો ગભરાયા. તેઓએ જાણ્યું કે આગળ જતાં આપણા

વેપારને ધોકો પહોંચશે. તે ઉપરથી તેઓએ મીર જાફર સાથે પત્ર વ્યવહાર ચલાવ્યો. મીર જાફર આ વખતે અંગ્રેજ લોકોની માગણીથી તથા તેઓના દાબથી છેક અકળાઇ ગયો હતો તેથી તેણે મદદ આપવાનું કહ્યું. ચિન્સૂરા આગળ લડાઇ થઇ તેમાં કર્નલ ફ્રૉર્ડે તેઓને હરાવ્યા, ૧૭૫૦, ને ચિન્સૂરા કબજે કીધું.

આ પછી ક્લાઇવ પોતાની નાદુરસ્ત તબીયતને લીધે ઈંગ્લંડ ગયો ને એની જગોએ વાન્સિટાર્ટ બંગાલાનો ગવર્નર થયો. હવે મીર જાફરનો છોકરો મીરાન વિજળી પડવાથી મરણ પામ્યો તેથી નવાબના જમાઇ મીર કાસમે બ્રિટિશ કાઉન્સિલને પુષ્કળ પૈસો આપી મીર જાફરને પદભ્રષ્ટ કરાવી પોતે નવાબ થયો. એથી અગ્રેજોને બર્દવાન, મિદનાપુર ને ચિતાગાંગ મળ્યાં. મીર જાફર જે હવે ઘણો ઘરડો થઇ ગયો હતો તે મૂર્શીદાબાદ છોડી કલકત્તાની પાસે શાન્તિમાં રહ્યો.

**પટનામાં કતલ.**—મીર કાસમ હોંશિયાર હતો. એણે પોતાની રાજધાની મોંગીરમાં કીધી, લશ્કરનો બદોબસ્ત કીધો, અને પોતાના રાજ્યમાં સુલેહશાન્તિ કરવાની તજવીજ કરવા લાગ્યો. અત્યાર સુધી કંપનીનો માલ વગર જકાતે આવતો હતો. આમ હોવાથી કંપનીના નોકરો પોતાનો ખાનગી માલ પણ વગર જકાતે લાવલઇજા કરતા. આ અંધેર અટકાવવા મીર કાસમે અગ્રેજોને લખાણ કીધું. આખર મીર કાસમે બધાને વગર જકાતે માલ લઇ જવાની પરવાનગી આપી. આથી અગ્રેજો ખીજવાયા. તેઓએ એક લશ્કર મોકલી પટના લીધું, પણ પછીથી તેઓ હાર્યા, ને ૧૪૮ કેદ પકડાયા. એ કેદીઓને મીર કાસમના હુકમથી કતલ કરવામાં આવ્યા. મેજર ઍડમ્સ લાગલો ગયો ને મીર કાસમને કટવા ને ઘેરીઆ આગળ હરાવ્યો, ૧૭૬૩. મીર કાસમ અયોધ્યાના નવાબ વજીર શૂજા-ઉદ-દૌલાની પાસે મદદ માગવા ગયો. બક્સર આગળ એક યુદ્ધ થયું તેમાં સર હેક્ટર મન્રોએ તેઓને હરાવ્યા, ૧૭૬૪.

સને ૧૭૬૫ માં ક્લાઇવ પાછો આવ્યો. એણે જોયું કે બંગાળાની કાઉન્સિલમાં ઘણો બગાડો પેઠો છે. તેઓ લાંચ લઇ રાજાઓને ગાદી પરથી ઉઠાડી મુકે છે ને નવાને બેસાડે છે, ને અવ્યવસ્થિત રાજ્યને લીધે

રૈયતના ઉપર ઘણો જુલમ ગુજરે છે તેથી એણે રાજ્યમાં સુધારો કરવાની તજવીજ કીધી. આ કામ માટે એ અલાહબાદ ગયો ને શાહ આલમ ને અયોધ્યાના નવાબ સાથે નવેસરથી કરારો કીધા. શાહ આલમ જે હવડે દિલ્હીનો પાદશાહ થયો હતો તેણે કંપનીને બંગાલ, બહાર ને ઓરિસ્સાની દિવાની (મ્હેસૂલનો કારભાર) આપી ને તે બદલ કંપની તેને ૨૬ લાખ રૂપીઆ દર વરસ આપે એવું ઠર્યું. અયોધ્યા નવાબ વજીરના કબજામાં રાખ્યું ને તેણે ચઢેલી ખંડણીના બદલામાં શાહ આલમને અલાહબાદ ને કોરા પ્રાન્તો આપ્યા, ને અંગ્રેજને લડાઇના ખરચ બદલ ૫૦ લાખ રૂપીઆ આપ્યા. ક્લાઇવે મરેઠાઓ સાથે પણ સંપ કીધો. બંગાળાનો નવાબ મીર કાસમ જે ન્હાસી ગયો હતો તેની જગોએ મીર જાફરને પાછો નવાબ કીધો. એ ૧૭૬૫ માં મરણ પામ્યો. એના વંશમાં ૧૭૯૩ સુધી નામની ગાદી રહી, પણ તમામ સત્તા અંગ્રેજોના હથમાં હતી.

**કલાઈવના સુધારા.**—આ પ્રમાણે બંદોબસ્ત કરી ક્લાઇવે પોતાનાજ દેશીઓ જે ખોટે માર્ગે પૈસા ભેગા કરતા હતા તેનો તથા દિવાની તથા લશ્કરી અમલદારો જેઓ નજરાણાં લેતા હતા તેને અટકાવવા તેઓ પાસે લેખી કરાર કરાવી લીધા. લશ્કરી અમલદારોને જે બેવડું ભત્થું મળતું હતું તે બંધ કીધું. તેઓ સામા તો થયા, પણ ક્લાઇવે પોતાની યુક્તિ ને બહાદુરીથી તેઓને સમજાવી શાન્ત કીધા. સને ૧૭૬૭ માં ક્લાઇવ ઈંગ્લંડ ગયો. પહેલાં તો એને યોગ્ય માન મળ્યુ, પણ એના દુશ્મનો એની પાછળ લાગ્યા. આખર કંટાળી એણે આપઘાત કર્યો, ૧૭૭૪.

---

## પ્રકરણ ૩૨ મું.

## મ્હેસૂરની હકીકત.

**હૈદરઅલી.**—મ્હેસૂર અસલ એક નાનું સરખું રાજ્ય હતું, ને તેમાં એક હિન્દુ રાજા રાજ્ય કરતો હતો. સને ૧૭૪૯ માં હૈદર અલી કરીને એક બહાદુર ને સહાસિક પુરૂષ એ રાજ્યમાં લશ્કરી નોકરીમાં રહ્યો. એ પંજાબના એક ફકીરનો પૌત્ર હતો. એને ડિંડિગલ જીલ્લામાં લશ્કરનો

ઉપરી બનાવવામાં આવ્યો. ત્યાં એણે લૂટફાટથી ઘણો પૈસો ને મોટું લશ્કર ભેગું કીધું. સને ૧૭૬૧ માં મ્હેસૂરના ખરા હકદાર રાજાને તથા



હૈદર.

તેના પ્રધાન નંદિરાજને કહાડી મૂકી પોતે તે રાજ્યનો સુલતાન થયો. સને ૧૭૬૩ માં એણે બેડનૂર ઉપર ચઢાઇ કરી તે લૂટયું. અહીં તેને અથાગ દ્રવ્ય મળ્યું તેથી તે પોતાની સત્તા વધારતો ચાલ્યો. આથી માધવરાવ પેશ્વાને અદેખાઇ આવી. તે મોટું લશ્કર લઇ એની સામો આવ્યો ને એને હરાવી એની પાસે ૩૨ લાખ રૂપીઆ કઢાવ્યા, ૧૭૬૫. બીજે વરસે હૈદરે મલબાર ઉપર હુમલો કરી કાલિકટ બંદર લીધું, ને ત્યાંનો રાજા કેદ પકડાવાની બીકે પોતાના મેહેલમાં બળી મૂઓ.

**પહેલો મ્હૈસૂર વિગ્રહ** (૧૭૬૬-૬૯).—**કારણ**—હૈદરનું બળ વધતું જતું જોઇ દક્ષિણ હિન્દના સઘળા રાજાઓ ગભરાયા. એને નરમ પાડવા મરેઠા અને નિઝામે એકસંપ કીધો. એ સંપમાં કમનસીબે મદ્રાસ સરકારને નિઝામ સાથેના પોતાના કરારની રૂએ સામેલ થવું પડયું.

**જાણવાજોગ હકીકત.**—માધવરાવ પેશ્વા પોતાના મળતિયાઓની રાહ ન જોતાં કૃષ્ણા નદી ઓળંગી લૂટફાટ કરવા લાગ્યો, પણ હૈદરે તેને લાંચ આપી તેનું મન મનાવ્યું. એણે નિઝામને પણ લાંચ આપી તેને અંગ્રેજોથી છૂટો પાડયો એટલુંજ નહિ પણ અંગ્રેજો પર હુમલો કરવા પોતાની સાથે સામેલ કીધો. આ પ્રમાણે અંગ્રેજોને એકલા પાડી હૈદરે તેમની સાથે લડાઇ કરી, પણ **ત્રિનોમાલી** આગળ કર્નલ સ્મિથે તેને હરાવ્યો. એવામાં બંગાળેથી લશ્કર આવ્યું. તેણે નિઝામના મુલક ઉપર હુમલો કીધો તેથી નિઝામે ગભરાઇને અંગ્રેજો સાથે સલાહ કીધી; પણ હૈદરે તેથી ન ગભરાતાં લડાઇ જારી રાખી; પણ સ્મિથે **ચંગામ** આગળ પાછો એને હરાવ્યો. હવે હૈદર ગભરાયો કે અંગ્રેજો બંગલૂર લેશે તેથી

તેણે સલાહની માગણી કીધી, પણ મદ્રાસ સરકારમાં કુનેહ ન હોવાથી તે માગણી સ્વીકારી નહિ. આથી બાજી ઉલટાઇ ગઇ. હૈદર એકદમ મદ્રાસ ઉપર ચઢાઇ લઇ ગયો. મદ્રાસ સરકારે ગભરાઇને સલાહ કીધી.

**મદ્રાસના કરાર, ૧૭૬૯.**—(હૈદર ને અંગ્રેજ વચ્ચે) આથી દરેક પક્ષે એવું કબૂલ કીધું કે લડાઇ દરમ્યાન જેણે એક બીજાના જે જે મુલક લીધા હોય તે દરેકે પાછા આપી દેવા; ને બેમાંથી કોઇની ઉપર કોઇ દુશ્મન ચઢી આવે તો બીજાએ તેને મદદ આપવી.

**ચેરકુલીનું યુદ્ધ.**—હવે હૈદરે ત્રિંબક મામાની સરદારી હેઠળના મરેઠાઓને હઠાવવાનો ઠરાવ કીધો; પણ પોતેજ **ચેરકુલી** આગળ હારી ગયો ને શ્રીરંગપટ્ટણમાં ઘેરાઇ ગયો. આ વખતે એણે મદ્રાસના કરારની રૂએ અંગ્રેજોની મદદ માગી, પણ તેઓએ એની દાદ સાંભળી નહિ; તેથી એણે મરેઠાઓને ૩૬ લાખ રૂપીયા આપ્યા, ૧૪ લાખ ખંડણી તરીકે આપવા કબૂલ કીધું, ને પોતાનો ઉત્તર તરફનો કેટલોક મુલક આપી દીધો, ૧૭૭૨.

એવામાં માધવરાવના મરણના સમાચાર સાંભળી હૈદરે પોતાનો ગયલો મુલક પાછો મેળવવા તજવીજ કીધી. પેહેલી ચઢાઇ એણે કુર્ગ ઉપર કીધી, ને ત્યાં એવો કેર વર્ત્તાવ્યો કે જે કોઇ કુર્ગવાસીનું ડોકું કાપી લાવે તેને દર માથાદીઠ પાંચ રૂપીયા આપવા. આથી ૭૦૦ ડોકાંનો ઢગલો હૈદર આગળ વળ્યો! મરેઠી રાજ્યમાં અંધેર ને કુસંપનો લાભ લઇ સને ૧૭૭૬ ની આખર પહેલાં એણે પોતાનો બધો ગએલો મુલક પાછો મેળવ્યો.

---

## પ્રકરણ ૩૩ મું.

### વોરન હેસ્ટિંગ્સ-ગવર્નર તરીકે, ૧૭૭૨—૧૭૭૪.

**બંગાલમાં બેવડી સત્તાનું રાજ્ય રદ કરવામાં આવ્યું.**—ક્લાઇવના ગયા પછી વેરેલ્સ્ટ ને કાર્ટિઅર અનુક્રમે બંગાલના ગવર્નરો થયા; એ દરમ્યાન બંગાલમાં બેવડી રાજ્યસત્તા હતી. નવાબના દેશી અમલદારો પાસે ન્યાયસત્તા હતી, અને અંગ્રેજો પાસે મ્હેસૂલ ઉઘરાવવાની તથા લશ્કરનો નિભાવ કરવાની સત્તા હતી. આમ હોવાથી રાજ્યમાં પુષ્કળ

અંધેર ને લાંચ રૂશવત ચાલતી. એ અટકાવવાને ડિરેક્ટરોએ સને ૧૭૭૨ માં ઠરાવ કીધો કે ચાલુ બેવડી સત્તા કાઢી નાખવી ને વોરન હેસ્ટિંગ્સને ગવર્નર નીમી તેને એવો હુકમ કીધો કે તમામ રાજ્યસત્તા અંગ્રેજોએ પોતાના હાથમાં લેવી.

**મરેઠાઓ સામે પગલાં.**—સને ૧૭૬૫ માં ક્લાઇવે શાહ આલમ બાદશાહને અલાહબાદ ને કોરા આપ્યાં હતાં તે એવી આશાથી કે તે મરેઠાઓનો પગપેસારો અટકાવે, પણ સને ૧૭૭૦ ની આખરે મહાદાજી સિંધિયા દિલ્હીનો કબજો કરી બેઠો. એણે શાહ આલમને સમજાવ્યો કે તું અલાહબાદ છોડી દિલ્હીમાં આવીને રહે. આ પ્રમાણે પાદશાહ મરેઠાઓની સત્તા નીચે આવ્યો. આ ઉપરથી હેસ્ટિંગ્સે ૨૬ લાખની ખંડણી પાદશાહને આપવી બંધ કીધી, ને તે પ્રાન્તો મરેઠાના હાથમાં જતા અટકાવવાને અયોધ્યાના નવાબ વજીરને ૫૦ લાખ રૂપીયે વેચી નાખ્યા, ને મરેઠાઓ જો અયોધ્યા ઉપર ચઢી આવે તો લશ્કરની મદદ આપવા કબૂલ કીધું. આ કરારને **બનારસના કરાર** કહે છે.

**રોહિલાઓ સાથે લડાઇ, ૧૭૭૪.**—રોહિલાઓ મૂળ અફ્ઘાન જાતના હતા, ને તેઓ કાબૂલ કંદહારથી હિન્દમાં આવી વસ્યા હતા. તેઓએ મુગલોની સારી નોકરી બજાવી તેથી તેઓને રામગંગા આગળનો પ્રદેશ રહેવાને આપ્યો ને તેનું નામ રોહિલખંડ પાડયું. એ પ્રાન્ત ઘણો ફળદ્રુપ હોવાથી મરેઠાઓની તેમજ અયોધ્યાના નવાબની એના ઉપર દાઢ હતી. જો એ પ્રાન્ત મરેઠાઓના હાથમાં આવે તો તેઓ રોહિલાઓની મદદથી આગળ વધી અયોધ્યા ને બંગાલ ઉપર હુમલો કરે. એ ધાસ્તીથી રોહિલખંડ જીતી લેવા જ્યારે અયોધ્યાના નવાબે ઠરાવ કીધો ત્યારે હેસ્ટિંગ્સે તેને ૪૦ લાખ લઇ લશ્કરી મદદ આપી. નવાબે એ પ્રાન્ત જીતી લઇ પોતાના રાજ્ય સાથે ભેળી દીધો. ઘણા રોહિલાઓ પોતાનો પ્રાન્ત છોડી ચાલ્યા ગયા, પણ એક સરદાર પોતાની જાગીર રામપુર રાખીને રહ્યો. તેના વંશજોના હાથમાં હાલ સુધી તે જાગીર કાયમ છે.

**કંપનીના કારભારમાં પાર્લ્યમેન્ટનું વચ્ચે પડવું.**—કંપનીના ભાગીદારો તથા ડિરેક્ટરોને વેપાર સાથે લેવાદેવી હતી; તેઓની દાનત

પોતે રોકેલાં નાણાંનું સારૂં વ્યાજ મળે એ ઉપરજ હતી. હિન્દમાં અગ્રેજોની રાજ્યસત્તા વધે એ સાથે તેઓને કશી નિસ્બત નહોતી. કંપનીના નોકરો જુઠી જુઠી ખરચની યાદીઓ લાવી નાણું ઉચાપત કરી જતા ને ત્રીજોરી ખાલી રહેતી એટલુંજ નહિ પણ કંપનીને માથે દેવું હતું. ડિરેક્ટરો ઈંગ્લંડની બૅંક પાસે નાણું ઉછીનું લેતા તે બૅંકે પણ હવે નાણું ધીરવા ના પાડી. આખર અંધેરથી અકળાઇ ઈંગ્લંડના પ્રધાન લૉર્ડ નૉર્થે જીતેલા મુલક ઉપર ઈંગ્લંડના રાજાની સત્તાનો હક કીધો. કંપની સામી થઇ. આખરે પાર્લ્યમેન્ટ ને કમ્પની વચ્ચે સમાધાની થઇ; કમ્પનીનો પટો ફરી કરવામાં આવ્યો, ને તેમાં કેટલાક ઘણા અગત્યના રાજદ્વારી ફેરફારો કીધા; ને હિન્દમાં જે અંધેર ચાલતું હતું તે અટકાવવા પાર્લ્યમેન્ટે પોતાના હાથમાં રાજ્યકારભાર લીધો, ને **રેગ્યુલેટિંગ આકટ** પસાર કીધો.

**રેગ્યુલેટિંગ આકટ, ૧૭૭૩.**—એની કલમો એ હતી કે, (૧) દર વરસ કમ્પની ઈંગ્લડની સરકારની ત્રીજોરીમાં ચાર લાખ પાઉન્ડ ભરે, (૨) હિન્દુસ્તાનના બીજા ઇલાકાઓને બંગાળા ઇલાકાના તાબાના ગણવા; (૩) એ ઇલાકાના ઉપરીને **ગવર્નર-જેનરલ** નામ આપવું, ને તેને ૨૫,૦૦૦ પાઉન્ડનું વાર્ષિક લવાજમ આપવું; (૪) તેને ચાર કાઉન્સિલરો મદદ કરે; (૫) એક મુખ્ય ન્યાયાધીશ અને બીજા ત્રણ ન્યાયાધીશોની એક વરિષ્ઠ કોર્ટ કલકત્તામાં સ્થાપવી, ને તેના ઉપર ગવર્નર જેનરલનો અધિકાર નહિ.

**બ્રિટિશ ઇસ્ટ ઇન્ડિઆ** કંપનીને પાર્લ્યમેન્ટે રાજ્યાધિકાર આપ્યો તેમાં આ આકટ પહેલોજ હતો; પણ તેમાં મોટી ખામી એ હતી કે ગવર્નર-જેનરલની સભાના ચારો કાઉન્સિલરોને સભામાં ગવર્નર-જેનરલ જેટલોજ અધિકાર હતો. એથી ખરૂં જોતાં ગવર્નર-જેનરલ માત્ર કમીટીના પ્રમુખ તરીકેજ થયો.

આ આકટની રૂએ **વૉરન હેસ્ટિંગ્સ** સને ૧૭૭૪ના ઓક્ટોબર માસમાં પહેલો ગવર્નર-જેનરલ થયો.

## જાણવાજોગ ઐતિહાસિક વર્ષો.

૧૪૮૭-બાર્થોલોમ્યુ ડાયાઝે કેપ ઑાવ ગુડ હોપનો રસ્તો શોધી કાઢયો.
૧૪૯૮-ફિરંગી વહાણવટી વાસ્કો ડી ગામા કાલિકટ બંદરે ઉતર્યો.
૧૫૯૪-ડચ ઇસ્ટ ઇન્ડિયા કંપની વેપાર માટે હિન્દમાં આવી.
૧૬૦૦-બ્રિટિશ ઇસ્ટ ઇન્ડિયા કંપની સ્થપાઇ.
૧૬૦૮-બ્રિ. ઇ. ઇ. કંપનીએ સુરતમાં કોઠી ઘાલી.
૧૬૧૩-બ્રિ. ઇ. ઇ. કંપનીને સુરતમાં વેપાર કરવાનો પરવાનો મળ્યો.
૧૬૧૫-સર ટોમસ રો જહાંગીરની દરબારમાં એલચી તરીકે આવ્યો.
૧૬૧૬-માં ડેન લોકો (ડેનમાર્કના) વેપાર માટે હિન્દમાં આવ્યા.
૧૬૩૯-મદ્રાસ અથવા ફોર્ટ સેન્ટ જ્યોર્જ સ્થાપવામાં આવ્યું.
૧૬૬૪-ફ્રેન્ચ ઇસ્ટ ઇન્ડિયા કંપની સ્થપાઇ.
૧૬૬૮-મુંબઇ બેટ જે ઇંગ્લાંડના બીજા ચાર્લસને પોર્ટુગાલના રાજા પાસેથી પહેરામણીમાં મળ્યો હતો તે તેણે કંપનીને ગણોતે આપ્યો.
૧૬૭૪-ફ્રેન્ચ કંપનીએ બીજાપુરના રાજા પાસેથી પોન્ડિચરી ખરીદ્યું.
૧૬૮૮-ફ્રેન્ચોએ ચદ્રનગરમાં કોઠી ઘાલી.
૧૬૯૬-કલકત્તા ને ગોવિંદપુર કંપનીએ મુગલ પાદશાહ પાસેથી ખરીદ્યાં.
૧૭૪૮-નિઝામ-ઉલ-મુલ્કનું મરણ. નાસિરજંગ દક્ષિણનો સૂબેદાર.
૧૭૫૦-અંબૂરનું યુદ્ધ. ૧૭૫૧-આર્નીનું યુદ્ધ.
૧૭૫૨-કોવેરીપાક ને બાહૂરનાં યુદ્ધ.
૧૭૫૬-સિરાજ-ઉદ-દૌલા બંગાળાનો નવાબ. બ્લાક હોલ કારાગૃહ.
૧૭૫૭-પ્લાસીનું યુદ્ધ. મીર જાફર નવાબ. ૧૭૫૯-ચિન્સુરાનું યુદ્ધ.
૧૭૬૦-વાન્ડિવાશનું યુદ્ધ. ૧૭૬૧-પટનાનું યુદ્ધ.
૧૭૬૪-બકસરનું યુદ્ધ. ૧૭૬૫-કંપનીને બંગાલની દીવાની મળી.
૧૭૬૧-હૈદર મ્હેસૂરનો સુલતાન થયો.
૧૭૬૩-હૈદરે બેદનૂર ઉપર ચઢાઇ કરી તે લૂટયું.
૧૭૬૭-૬૯-**પહેલો મ્હૈસૂર વિગ્રહ.** ૧૭૬૭-ચંગામ ને ત્રિનોમાલીનાં યુદ્ધ.
૧૭૬૯-મદ્રાસના કરાર. ૧૭૭૨-ચેરકુલીનું યુદ્ધ ને હૈદરની હાર.
૧૭૭૨-૭૪-વોરન હેસ્ટિંગ્સ બંગાલના ગવર્નર તરીકે. ૧૭૭૩ રેગ્યુલેટિંગ આકટ
૧૭૭૪-રોહિલાઓ સાથે લડાઇ.

# પ્રકરણ ૩૪ મું.

## વોરન હેસ્ટિંગ્સ-પહેલો-ગવર્નર-જેનરલ-૧૭૭૪-૧૭૮૫.

રેગ્યુલેટિંગ આકટની રૂએ હેસ્ટિંગ્સ પહેલો ગવર્નર જેનરલ થયો ને એની મદદે કર્નલ મોન્સન, જેનરલ ક્લેવરિંગ, મિ. ફ્રાન્સિસ ને મિ.



વોરન હેસ્ટિંગ્સ.

બાર્વેલ કાઉન્સિલરો નીમાયા. પહેલા ત્રણને હેસ્ટિંગ્સ સાથે અણબનાવ હતો અને મત આપવાનો બધાને સરખો હક હતો તેથી તેઓ કોઇ બાબતમાં હેસ્ટિંગ્સનું ફાવવા દેતા નહિ. હેસ્ટિંગ્સને સત્તાહીન જોઇને એના ઉપર ઘણાં તહોમતો મૂકવામાં આવ્યાં; તેમાં રાજા **નંદકુમારે** જે મૂક્યું ને ઘણું **ભારી હતું.** તે એ હતું કે હેસ્ટિંગ્સે સાડા ત્રણ લાખ મીર જાફરની

વિધવા પાસે લાંચ તરીકે લીધા છે. આ ખટપટ ચાલતી હતી તેવામાં કોઇ મોહનપ્રસાદે નંદકુમાર ઉપર ખોટો દસ્તાવેજ કીધાનું તહોમત મુકી તેને પકડાવ્યો. એના ઉપર કામ ચાલ્યું; એ ગુન્હેગાર ઠર્યો ને એને અંગ્રેજી કાયદા પ્રમાણે ફાંસીની શિક્ષા થઇ, ૧૭૭૫. આમ થવામાં હેસ્ટિંગ્સનો હાથ હોવો જોઇએ એવો વહેમ લોકોને આવ્યો, પણ તેમ હોવાની કંઇ પણ સાબીતી મળી નહિ.

મરેઠાઓ ને અંગ્રેજ સરકાર વચ્ચે જે ખટપટ ચાલી તેને લગતી બિના માટે વિદ્યાર્થીએ મરેઠાઓના ઇતિહાસમાં જોવું. (પાને ૧૦૦ મે પહેલા મરેઠી વિગ્રહથી સાલબાઇના કરાર સુધી).

**બીજો મ્હૈસૂર વિગ્રહ, (૧૭૮૦-૮૪).**—કારણ—સને ૧૭૭૨ માં જ્યારે મરેઠાઓએ હૈદર ઉપર ચઢાઇ કીધી ત્યારે એણે મદ્રાસના કરારની શરત પ્રમાણે અગ્રેજોની મદદ માગી, પણ તેઓએ તે આપી નહિ. એ ઉપરાંત સને ૧૭૭૯ માં અંગ્રેજોએ એના રક્ષણ તળેનું માહી બંદર લીધું. આ અપમાનોથી હૈદરને ઘણો ગુસ્સો આવ્યો, ને તેણે અંગ્રેજ સામા હથિયાર ઉંચક્યાં.



ટીપુ.

**જાણવાજોગ હકીકત.**— ગાયકવાડ શિવાય બધા મરેઠાઓએ, હૈદરે અને નિઝામે એકસંપી કરી અંગ્રેજોને

હિન્દમાંથી કાઢી મુકવાનો ઠરાવ કીધો. સને ૧૭૮૦ માં હૈદરે કર્ણાટક ઉપર ચઢાઇ કરી અંગ્રેજોના ઘણા કિલ્લા લીધા. પોલીલોર આગળ એક યુદ્ધ થયું તેમાં કર્નલ **બેલીને** હૈદરે હરાવી કેદ પકડયો. સર હેક્ટર મન્રો જે બેલીની સાથે સામેલ થવાનો હતો તે હવે મદ્રાસ તરફ પાછો ફર્યો, ને હેસ્ટિંગ્સે લાગલોજ સર આયર કૂટને દરિયાઇ માર્ગે મદ્રાસ મોકલ્યો. તેણે ત્રણ લડાઇ—પોર્ટો નોવો, પોલીલોર અને શોલિંગઢ-માં હૈદરને હરાવ્યો, ૧૭૮૧. બીજે વરસે હૈદરના દીકરા **ટીપુએ કોલેરૂન** નદીના કિનારા ઉપર કર્નલ બ્રાથવેઇટને હરાવ્યો. સને ૧૭૮૩ માં હૈદર ૮૨ વરસની ઉમ્મરે મરણ પામ્યો. એના પછી એનો છોકરો **ટીપુ** સુલતાન થયો. એણે મદ્રાસ સરકાર સામે એક વરસ કરતાં વધુ મુદત સુધી લડાઇ ચલાવી, પણ કર્નલ ફુલાર્ટન એક લશ્કર લઇ છેક મ્હૈસૂરમાં પેઠો તેથી હૈદરને મંગલૂર આગળ સલાહ કરવી પડી.

**મંગલૂરના કરાર, ૧૭૮૪.**—(અંગ્રેજ ને ટીપુ વચ્ચે). આ કરારની રૂએ અંગ્રેજના જે કેદીઓ જીવતા રહ્યા હતા તેઓને હૈદરે છોડી મુક્યા, ને દરેક પક્ષે જે જે મુલકો લીધા હતા તે એકબીજાને પાછા આપ્યા.

**બનારસમાં બખેડો, ૧૭૮૧.**—મરેઠા અને હૈદર સાથેની લડાઇથી અંગ્રેજો ઘણી નાણાભીડમાં આવી પડયા હતા; તેથી તેઓએ પોતાના એક જાગીરદાર બનારસના ચૈતસિંગ પાસે લશ્કરી ખરચ માટે વાર્ષિક ખંડણી ઉપરાંત પાંચ લાખ રૂપીઆ માગ્યા. આ રકમ તેણે કચવાઇને આપી. બીજાં બે વરસમાં એની પાસે જે માગણી થઇ તેમાં એણે કેટલાક રૂપીઆ આપ્યા. હવે તેને પુરેપુરો ઠેકાણે લાવવા હેસ્ટિંગ્સે ૫૦ લાખ રૂપીઆ દંડ કીધો ને તે વસુલ કરવા પોતે જાતે બનારસ ગયો. ચૈતસિંગને પકડયો. આથી તેના લશ્કરે અંગ્રેજના લશ્કરી સિપાઇઓને મારી નાખ્યા ને હેસ્ટિંગ્સને ચુનાર નાસી જવું પડયું. રાજાએ એકદમ લશ્કર તૈયાર કીધું, પણ હેસ્ટિંગ્સે તેને હરાવ્યો, ને તેને પદભ્રષ્ટ કરી તેના ભત્રીજાને ગાદી આપી. વાર્ષિક ખંડણી જે સાડી બાવીસ લાખ હતી તે વધારીને ચાળીસ લાખ કીધી.

**અયોધ્યાની બેગમો.**—સને ૧૭૭૫ માં શૂજા-ઉદ્-દૌલા મરણ પામ્યો. એની જગોએ અસફ-ઉદ્-દૌલા નવાબ થયો. બ્રિટિશ સરકારે નવાબને જે સહાયકારી લશ્કર પુરૂં પાડયું હતું તે બદલ તે દેવામાં હતો.

હેસ્ટિંગ્સે નાણાની માગણી કીધી; પણ નવાબ તે આપવા શક્તિમાન નહોતો તેથી બેગમો ઉપર લશ્કર મોકલી તેઓના પાસેથી પોણો કરોડ રૂપીયા જબરદસ્તીથી કઢાવવામાં આવ્યા.

**હેસ્ટિંગ્સનું રાજીનામું.**—ઉપલાં બન્ને કામ ડિરેક્ટરોએ નાપસંદ કીધાં તેથી હેસ્ટિંગ્સે રાજીનામું આપ્યું, ૧૭૮૫. ઈંગ્લંડમાં એના ઉપર કામ ચાલ્યું, પણ સાત વરસે અમીરોની સભાએ તેને બિનગુનેગાર ઠેરવ્યો. એ ૧૮૧૮ માં મરણ પામ્યો.

---

## પ્રકરણ ૩૫ મું.

### લોર્ડ કોર્નવોલિસ, બીજો ગવર્નર-જેનરલ, (૧૭૮૬-૯૩).

લોર્ડ કોર્નવોલિસના આવતા સુધી મિ. મેકફરસને ગવર્નર-જેનરલનું કામ કીધું. એક ખાસ કાયદો પસાર કરવામાં આવ્યો જેથી કેટલાક કામમાં ગવર્નર-જેનરલનો અધિકાર કાઉન્સિલ ઉપર થયો.



લોર્ડ કોર્નવોલિસ

**પિટનો કાયદો, ૧૭૮૪.**—એમાં એવું હતું કે ઈંગ્લંડના રાજાએ નીમેલા પ્રધાન અને "બોર્ડ ઑવ કંટ્રોલ" નામની એક સભાના હાથમા બધી રાજ્યસત્તા રહે; તે ગવર્નર-જેનરલની નિમણુક કરે; ગવર્નર-જેનરલથી સ્વરક્ષણના વખત શિવાય લડાઇ કે સલાહ થાય નહિ; ગવર્નર-જેનરલની સભાના સભાસદો ચારના ત્રણ કીધા અને તેમાંનો એક હિન્દના લશ્કરનો સેનાપતિ હોવો જોઇએ.

લોર્ડ કોર્નવોલિસે સને ૧૭૮૬ના સપ્ટેમ્બરમાં કલકત્તે આવી રાજ્ય-વહીવટ પોતાના હાથમાં લીધો. પહેલું કામ એણે એ કીધુ કે લાંચરૂશવત અટકાવવાને કંપનીના નોકરોના પગારમાં વધારો કીધો.

**મ્હૈસૂર સાથે ત્રીજો વિગ્રહ, ૧૭૯૦-૯૨.—કારણ**—સને ૧૭૮૯ માં ટીપુએ ત્રાવણકોરના રાજ્ય ઉપર હુમલો કીધો, ને ત્યાં ઘણો કેર વર્તાવ્યો. રાજા અંગ્રેજના રક્ષણ નીચે હતો તેથી તેણે કંપનીની મદદ માગી. કોર્નવોલિસે મરેઠાઓ તથા નિઝામ સાથે એકસંપી કરી લડાઇ જાહેર કીધી.

**જાણવા જોગ હકીકત.**—મદ્રાસની કાઉન્સિલ લડાઇના કામમાં મંદ છે એમ જાણી કોર્નવોલિસ જાતે દક્ષિણમાં આવ્યો ને તમામ લશ્કરી કામ પોતાના સ્વાધીનમાં લીધું. સને ૧૭૯૧ માં એણે બંગલૂર લીધું ને છેક શ્રીરંગપટ્ટણ સુધી જઇ પહોંચ્યો. **અરીકેરા** આગળ એક યુદ્ધ થયું તેમાં ટીપુ હારી ગયો, ૧૭૯૧. શ્રીરંગપટ્ટણ તુરતજ અંગ્રેજોના હાથમાં આવત, પણ અંગ્રેજના તથા નિઝામના લશ્કરને ખોરાકીની તાણ પડી તેથી કોર્નવોલિસને મદ્રાસ પાછા ફરવું પડયું. હવે **હરિપંત**ની સરદારી હેઠળ મરેઠાઓ આવી પહોંચ્યા. કોર્નવોલિસે પાછા આવી કેટલાક ટીપુના કિલ્લાઓ જીતી લીધા ને શ્રીરંગપટ્ટણને ઘેરો ઘાલ્યો. આખરે ટીપુએ પોતાના અમલદારોની સલાહથી કોર્નવોલિસની માગણી મુજબની સલાહ કીધી.

**શ્રીરંગપટ્ટણના કરાર, ૧૭૯૨.**—(ટીપુ ને અંગ્રેજ વચ્ચે). ટીપુએ પોતાનું અડધુ રાજ્ય ને ત્રણ કરોડ રૂપિયા આપવા કબૂલ કીધા ; એ ઉપરાંત ત્રીસ લાખ રૂપિયા મરેઠાઓને ; તે રૂપિયા ભરાય ત્યાં સુધી પોતાના બે છોકરાને સાનમાં મૂકવા ; કુર્ગ તેના રાજાને પાછું આપી દેવું.

આથી તુંગભદ્રા સુધીનો ઉત્તર ભાગ મરેઠાઓને મળ્યો ; ઇશાન તરફનો ભાગ નિઝામને મળ્યો ને કર્ણાટક ને મલબારની સરહદ તરફના પ્રાન્તો અંગ્રેજને મળ્યા. વિલાયતની સરકારે કોર્નવોલિસને શાબાસી આપી ને તેને માર્ક્વેસ પદ આપ્યું.

**કાયમી જમીનદારી, ૧૭૯૩.**—લોર્ડ કોર્નવોલિસે બંગાળા, બહાર ને ઓરિસ્સામાં કાયમી જમીનદારીની પદ્ધતિ દાખલ કીધી. હેસ્ટિંગ્સે બંગાળાના જમીનદારોને પાંચ પાંચ વરસના પટા કરી આપ્યા હતા અને જો તેઓ નાણું ન ભરે તો તેઓની જમીન વેચી નાખવામાં આવતી હતી. આથી ઘણા જુના આબરૂદાર કુટુંબો પાયમાલ થઇ જવા લાગ્યાં અને લોકોને

ઘણી ઇજા પડવા લાગી. કોર્નવોલિસે લોકો આબાદ સ્થિતિમાં રહે ને પોતાની મિલકત સુધારે માટે ઇજારદારોને વંશપરંપરાના પટા કરી આપ્યા ને તેઓ પાસે દર વરસે ઉચક રકમ લેવાનું નક્કી કીધું. ખેડુતો પાસે જમીનદારો જે ગણોત લે તેમાં સરકારે વચ્ચે ન પડવું એવો ઠરાવ કરવામાં આવ્યો.*

**ન્યાય સંબંધી સુધારા.**—આ ગવર્નર-જેનરલે મ્હેસૂલી ખાતાને ન્યાય ખાતાથી તદ્દન જૂદું પાડી નાખ્યું. દરેક જીલ્લામાં દિવાની ન્યાયાધીશો અને કલકત્તા, ઢાકા, પટના ને મૂર્શિદાબાદમાં પ્રાન્તિક ન્યાયાધીશો નીમ્યા; ને કલકત્તામાં સદર દિવાની અદાલત તથા સદર નિઝામત અદાલત (સદર ફોજદારી કોર્ટ) પણ સ્થાપી. જમીનદારો પાસેથી તમામ ન્યાય અને પોલીસની સત્તા લઇ લીધી ને તે દરોગાઓના હાથમાં આપી.

---

## સર જોન શોર, ૩ જો ગવર્નર-જેનરલ, ૧૭૯૩-૯૮.

એની રાજ્યનીતિ એવી હતી કે દેશી રાજાઓના માહોમાંહેના કજીયામાં વચ્ચે પડવું નહિ. પણ કેટલાક રાજાઓ સાથે અંગ્રેજોએ લડાઇ વખતે મદદ આપવાના કરાર કીધા હતા તેથી આ રાજ્યનીતિ ટકાવી શકાય એમ નહોતું. ક્લાઇવના વખત પછી અયોધ્યાનો નવાબ મરેઠા દુશ્મનોથી પોતાનું રક્ષણ કરવાને અંગ્રેજો ઉપર આધાર રાખતો હતો. એક અંગ્રેજી લશ્કર જેનો ખરચ અયોધ્યાના નવાબ પાસેથીજ મળતો હતો તે ફતેહગઢ આગળ રાખવામાં આવ્યું હતું. સને ૧૭૯૭ માં અયોધ્યાનો નવાબ અસફ-ઉદ્-દોલા મરણ પામ્યો ત્યારે તેની ગાદી માટે વજીર અલી ને સાદત અલી એ બે જણે દાવો કીધો. એનો બન્દોબસ્ત કરવાને સર જોન શોર લખનો ગયો. એણે સાદત અલીને ગાદી આપી ને વજીર અલીને કેદ કરી બનારસ મોકલી દીધો. સાદત અલી સાથે નવો કરાર કરવામાં આવ્યો જેથી તેણે અંગ્રેજોને અલાહબાદનો કિલ્લો આપ્યો ને પોતાના

---

* દરેક ખેડુત પાસે અમુક રકમ લેવાની રીત મુંબઇ ને મદ્રાસ ઇલાકામાં ચાલે છે ને તેને "રૈયતવારી" રીત કહે છે. દરેક જૂદા જૂદા ગામડાના લોકો પોતાની હદમાં આવેલી જમીનની મેહેસૂલ ભરવાને બંધાયલા હોય છે તેને "ગામવારી" રીત કહે છે. એ રીત મધ્ય પ્રાન્તો, બંગાલાના વાયવ્ય પ્રાન્તો અને પંજાબમાં ચાલે છે.

રક્ષણ માટેનું અંગ્રેજી લશ્કર વધારીને દસ હજારનું કીધું ને તેના ખરચને પટે વાર્ષિક ૭૬ લાખ આપવા કબૂલ કીધા. વજીર અલીએ પાછળથી બંડ કરવાની કોશિષ કીધી, પણ તે ફાવ્યો નહિ. સને ૧૭૯૮ માં સર જોન શોરે રાજીનામું આપ્યું.

---

## પ્રકરણ ૩૬ મું.

### લોર્ડ મોર્નિંગ્ટન ( માર્કવેસ વેલ્સ્લે ) ૪ થા ગવર્નર-જેનરલ, (૧૭૯૮-૧૮૦૫).

**કુમક આપવાની પદ્ધતિ.**—આ પદ્ધતિ દાખલ કરવાની ગવર્નર-જેનરલની મતલબ એ હતી કે હિન્દનાં જૂદાં જૂદાં રાજ્યોને પોતાની સબળ રાજ્યસત્તા નીચે મૂકવાં, જેથી બહારની બધી લડાઇઓનાં કારણો નાબૂદ થાય. એ માટે એણે એવું ઠરાવ્યું કે જેઓ એ પદ્ધતિ સ્વીકારે તેઓએ પોતાના રાજ્યમાં એક અંગ્રેજ રેસિડન્ટ તથા અંગ્રેજી લશ્કર રાખવું ને તેના નિભાવ માટે કેટલોક મુલક આપવો; તેઓથી બીજાં રાજ્યો સાથે બારોબાર ભાંજઘડ થાય નહિ; અંગ્રેજ શિવાય બીજી કોઇ યૂરોપી પ્રજાને કંપનીની મંજુરિયત વગર નોકરીમાં



માર્કવેસ વેલ્સ્લે.

રખાય નહિ. તેઓથી કંપનીની સલાહ વગર કોઇ સાથે લડાઇ કે સલાહ થાય નહિ. કંપની સરકાર પોતાની તરફથી એવી રીતે બંધાય કે તેઓના રાજ્યની અંદરની બાબતોમાં હાથ ઘાલે નહિ, ને કોઇ પણ બીજો તેઓના રાજ્ય ઉપર ચઢી આવે તે વખતે તેમનું રક્ષણ કરવું. આવી મતલબના કરાર ગવર્નર-જેનરલે નિઝામ, પેશ્વા, ભોંસ્લે, સિંધિયા, નવાબ વજીર વિગેરે સાથે કીધા.

**ચોથો મ્હૈસૂર વિગ્રહ, ૧૭૯૯.**—કારણ-ટીપુએ નિઝામ, મરેઠા અને અફઘાન સરદાર જમાન શાહની સાથે સંપ કરી નેપોલ્યન બોનાપાર્ટને મદદને સારૂ કાગળ લખ્યો; એ બધાઓનો વિચાર અગ્રેજોને હિન્દમાંથી કાઢી મૂકવાનો હતો. આ વાતની ખબર વેલ્સ્લેને પડતાં એણે તુરત લડાઇ જાહેર કીધી.

**જાણવાજોગ હકીકત.**—વેલ્સ્લેએ તાકીદથી નિઝામ સાથે મસલત કરી તેના રાજ્યમાંથી ફ્રેન્ચ લશ્કર કાઢી અંગ્રેજી લશ્કર રાખ્યું; ને તેને સંપૂર્ણ રક્ષણ આપવા કુમકની પદ્ધતિ પ્રમાણે તેની સાથે કરાર કીધા. જેનરલ હેરિસની સરદારી હેઠળ મદ્રાસથી એક લશ્કર મોકલવામાં આવ્યું, અને સ્ટુઅર્ટની સરદારી હેઠળ મુંબઇથી બીજું મોકલ્યું. પહેલી લડાઇ **સિદાસીર** આગળ થઇ તેમાં ટીપુ હાર્યો; **માલ્વેલી** આગળ બીજું યુદ્ધ થયું તેમાં હેરીસે ટીપુને હરાવ્યો. પછી બન્ને લશ્કર એકઠાં થઇ શ્રીરંગપટ્ટણ આગળ જઇ પહોંચ્યાં ને તે શેહેરને ઘેરો ઘાલ્યો. ટીપુ છેક નિરાશ થઇ ગયો. અંગ્રેજી લશ્કરે કોટમાં બાકોરૂં પાડયું ને પોતાનો વાવટો ચઢાવી દીધો. ટીપુ મરણીઓ થઇને લડયો પણ આખર પડયો. એનું શબ મુડદાંઓના ઢગલામાંથી જડયું તેને અગ્રેજોએ લશ્કરી દબદબાથી દટાવ્યું. વેલ્સ્લેએ ટીપુના રાજ્યનો થોડોક ભાગ નિઝામને આપ્યો ને કનેરા કોઇમટુર ને વાઇનાદ પોતે લીધાં. મ્હૈસૂરના મૂળ રાજાના કુટુંબના **કૃષ્ણરાય** વડિઆર નામના નાના છોકરાને બાકી રહેલા રાજ્યનો મહારાજા કીધો. આ ફતેહને માટે મોર્નિંગ્ટનને માર્ક્વેસનો કિતાબ મળ્યો ને કંપનીએ એને વીસ વરસ સુધી ૫૦૦૦ પાઉન્ડનું વર્ષાશન બાંધી આપ્યું.

એ નવો રાજા સગીર હોવાથી પૂર્ણિઆ નામનો પ્રધાન રાજ્યકારભાર ચલાવવા લાગ્યો. પણ રાજા પાછળથી કુછંદમાં પડયો ને રૈયત ઉપર જુલમ

ગુજારવા લાગ્યો તેથી તેને પદભ્રષ્ટ કરી પેન્શન બાંધી આપ્યું ને અંગ્રેજો વહિવટ કરવા લાગ્યા. એ સને ૧૮૬૮ માં મરણ પામ્યો. એણે ચામ રાજેન્દ્ર કરીને પોતાના એક સગાને દત્તક લીધો હતો તેને અંગ્રેજ સરકારે ૧૮૮૧ માં રાજ્ય સોપ્યું.

**કર્ણાટકની વ્યવસ્થા.**—મહમદ અલીના મરણ (૧૭૯૫) પછી તેનો છોકરો ઉમદત-ઉલ-ઉમરા કર્ણાટકનો નવાબ થયો. એ ટીપુ સાથે સામેલગીરી રાખતો હતો એવું માલમ પડવાથી વેલ્સ્લેએ એને પદભ્રષ્ટ કરવા ઠરાવ કીધો, પણ એ ૧૮૦૧ માં મરણ પામ્યો. એની પછી એના છોકરાને પેન્શન લઇ રાજ્ય છોડી દેવાનું વેલ્સ્લેએ કહ્યું પણ તેણે ન માન્યું. આખર તેના એક ભત્રીજા અઝીમ-ઉદ-દૌલાએ તે શરત કબૂલ કીધી. તંજાવરની ગાદીની પણ એવીજ ગોઠવણ કરવામાં આવી. આ રીતે તમામ દક્ષિણ અંગ્રેજોની સત્તા નીચે આવ્યું.

**અયોધ્યાના નવાબ સાથે નવા કરાર.**—અંગ્રેજોને અફઘાન સરદાર જમાન શાહના હુમલાની બીક હતી. નવાબનું લશ્કર છેક નિર્માલ્ય હતું તેથી વેલ્સ્લેએ તેને કહ્યું કે તું તારા લશ્કરને રજા આપ ને અમારા લશ્કરની સંખ્યા વધાર જેથી રાજ્યનું વિશેષ રક્ષણ થાય. પોતે છેક અંગ્રેજની સત્તા નીચે આવી જશે એવા વિચારથી એણે ઘણી આનાકાની કીધી. લોર્ડ વેલ્સ્લેએ એકદમ રાજ્ય કંપનીની સત્તા નીચે લેવાનો ઠરાવ કીધો તેથી સને ૧૮૦૧ નવાબે લખનૌ આગળ નવા કરાર કર્યા ને તેની રૂએ અંગ્રેજોને દોઆબ તથા રોહિલખંડ મળ્યા.

**બીજો તથા ત્રીજો મરેઠી વિગ્રહ.**—જસવતરાવ હોલ્કરે પેશ્વાનું પુના કબજે કીધું ને બાજીરાવ ન્હાસી આખર વસાઇ આવ્યો. ત્યાં એણે અંગ્રેજો સાથે કરાર કરી પોતાની ગાદી પાછી મેળવી તથા ભોંસ્લે, સિંધિયા ને હોલ્કરે પણ કેટલીક લડાઇઓ કરી આખર કરાર કીધા તેને લગતી સવિસ્તર હકીકત મરેઠી રાજ્યના ઇતિહાસમાંથી જોઇ લેવી ( પાને ૧૦૪–૧૦૫ મે ).

**લાર્ડ વેલ્સ્લે** કીર્તિ અને ફતેહ મેળવી સને ૧૮૦૫ માં પોતાને દેશ ગયો. એણે કંપનીનો મુલક વધારી અગાઉ કરતાં બમણો કીધો ને રાજ્યને મજબૂત પાયા પર મૂક્યું.

## લોર્ડ કોર્નવોલિસ (બીજી વાર). સર જયોર્જ બાર્લો, પાંચમો ગવર્નર-જેનરલ. (૧૮૦૫-૧૮૦૭).

કોર્નવોલિસ બીજી વાર ગવર્નર-જેનરલ નીમાયો, પણ એ થોડા માસમાં મરણ પામ્યો. એની જગોએ સર જયોર્જ બાર્લો આવ્યો.

**વેલોરમાં બંડ.**—સને ૧૮૦૬ માં મદ્રાસના લશ્કરી સિપાઇઓના માથાના પેહેરવેશમાં કંઇ ફેર કરવામાં આવ્યો તેઓને લાગ્યું કે આપણને ખ્રીસ્તી બનાવી દેવામાં આવે છે તેથી તેઓએ બંડ કીધું ને ૧૧૩ અગ્રેજ સિપાઇઓને મારી નાખ્યા. કર્નલ ગિલેસ્પી જે આર્કટમાં હતો તે લાગલોજ ત્યાં ગયો ને બંડ શમાવી દીધું. શ્રીરંગપટ્ટણ અંગ્રેજોના હાથમાં આવ્યા પછી ટીપુના છોકરા વેલોરમાં રહેતા હતા; તેઓ આ મસલતમાં સામેલ છે એમ માલમ પડવાથી તેઓને કલકત્તે મોકલાવી દીધા ને મદ્રાસના ગવર્નર બેન્ટિક ( જે બાવીસ વરસ પછી ગવર્નર-જેનરલ થઇને આવ્યો ) ને ઠપકો આપી પાછો બોલાવી લેવામાં આવ્યો. એની જગો સર જયોર્જ બાર્લોને આપી.

---

# પ્રકરણ ૩૭ મું.

## અર્લ ઑાવ મિન્ટો, ૬ ઠો ગવર્નર-જેનરલ, (૧૮૦૭-૧૩).

**બુંદેલખંડ, નાગપુર ને ત્રાવણકોરમાં બંદોબસ્ત.**—આ ગવર્નર-જેનરલ દેશી રાજ્યોની ખટપટમાં ન પડવું એવો પાકો નિશ્ચય કરી હિન્દમાં આવ્યો. પણ બુંદેલખંડ જે મરેઠાઓ પાસેથી અગ્રેજોને નામનો મળ્યો હતો તે ખરૂં જોતાં હુલ્લડી સરદારોના હાથમાં હતો. તેઓ લોકો પાસેથી હથિયારબળે કર ઉઘરાવતા હતા ને અગ્રેજોને લેખવતા નહિ. મિન્ટોએ તેઓ સામું એક લશ્કર મોકલ્યું ને કલિંજર અને અજયગઢ નામના તેઓના બે કિલ્લાઓ લઇ લીધા. અમીરખાં નામનો લૂટારાઓનો સરદાર નાગપુરના રાજાના મુલક ઉપર હુમલો કરી તે લૂટતો હતો. મિન્ટોએ તે રાજાની મદદે લશ્કર મોકલી તેને હાંકી કાઢયો. થોડુંક થયાં દક્ષિણમાં ત્રાવણકોરનું રાજ્ય છેક હાલહવાલ થઇ ગયું હતું. રેસિડન્ટ વચ્ચે પડયો તેથી દિવાન ગુસ્સે થયો. તેણે કેટલાક અગ્રેજોને મારી

નાખ્યા ને ક્વિલોનમાં રેસિડન્ટના બંગલા ઉપર હલ્લો કીધો. એ ઉપરથી એક લશ્કરી પલટણ ત્યાં મોકલવામાં આવી ને તેણે હુલ્લડ શમાવી દીધું. દિવાને આપઘાત કીધો, ને એના ભાઇને ફાંસી દીધો. અંગ્રેજોએ પાંચ વરસ તે રાજ્ય પોતાની સત્તા નીચે રાખ્યું ને ૧૮૧૩ માં રાજાને પાછું આપી દીધું.

**મોરિશસ ને બુર્બો.**—ફ્રેન્ચ ચાંચીઆઓ મોરિશસ ને બુર્બો ટાપુઓમાંથી નીકળી આવી અંગ્રેજ વ્યાપારીઓનાં વહાણ લૂટતા. આ અટકાવવાને ગવર્નર-જેનરલે વહાણનો એક કાફલો મોકલ્યો. અંગ્રેજોએ બન્ને બેટો લઇ લીધા, પણ બુર્બો ૧૮૧૪ માં ફ્રેન્ચોને પાછો આપી દેવો પડયો. **જાવા** બેટ પણ ડચ પાસેથી અંગ્રેજોએ લીધો, પણ તે બેટ પણ ૧૮૧૪ માં તેઓને પાછો આપવામાં આવ્યો.

**પરરાજ્યો સાથે કરાર.**—આ વખતે યુરોપમાં ઈંગ્લંડ ને ફ્રાન્સ વચ્ચે લડાઇ જાગી હતી. આ ઉપરથી લોર્ડ મિન્ટોને લાગ્યું કે રખેને ફ્રેન્ચો ઉત્તર તરફનાં રાજ્ય સાથે એકસંપી કરી હિન્દ ઉપર ચઢી આવે. તેથી કાબૂલ, સિંધ, અને ઇરાનના રાજ્યકર્ત્તાઓ પાસે એણે એલચીઓ મોકલ્યા,—એલ્ફિન્સ્ટન, માલ્કમ ને મેટકાફને. દરેકે કરાર કર્યા કે હમો ફ્રેન્ચો સાથે કશો સંબંધ રાખીશું નહિ.



રણજીતસિંહ.

**રણજીતસિંહ સાથે કરાર.**—ગુરૂ ગોવિંદે સીખ લોકોને લડાયક પ્રજા કેવી રીતે બનાવી એ વાત આપણ જણાવી ગયા છીએ. તે વખતથી સીખ રાજાઓ પંજાબમાં રાજ્ય કરતા હતા. સને ૧૭૯૯ માં રણજીતસિંહ નામના સીખ સરદારે લાહોર લીધું.

આ સખસ સિંહ જેવો બહાદુર હતો. તમામ સીખ લોકોએ એને પોતાનો રાજા કબૂલ કીધો. એનો ડાબો હાથ તથા પગ રહી ગયા હતા છતાં જ્યારે તે ઘોડેસ્વાર થતો ત્યારે તે જુવાન પઠ્ઠા જેવો લાગતો. એ ઝીંદ અને પતિયાળાના સરદારોના મુલક ઉપર હુમલો કરવા લાગ્યો જે અંગ્રેજોના મળતિયા હતા. એ ઉપરથી મિન્ટોએ મેટ્કાફને મોકલ્યો. એણે રણજીત સાથે અમૃતસર આગળ કરાર કીધા; તેમાં એવું ઠરાવવામાં આવ્યું કે સતલજની દક્ષિણ તરફ આવેલાં રાજ્યો ઉપર હુમલો કરવો નહિ ને અંગ્રેજો સાથે મિત્રતા રાખવી. એ જીવ્યો ત્યાં સુધી એણે એ કરાર નિમકહલાલીથી પાળ્યા.

**કૃષ્ણાકુમારી**.—દેશી રાજ્યોના કામમાં વચ્ચે પડવું નહિ એ રાજ્યનીતિથી રાજપૂતાનામાં ઘણી દુઃખદાયક હકીકતો બની. ઉદેપુરના રાણાને કૃષ્ણકુમારી નામની એક ઘણીજ સ્વરૂપવાન છોકરી હતી. એનો વિવાહ જોધપુરના ભીમસિંહ સાથે થયો હતો. તે મરણ પામ્યો એટલે જેપુરના રાજા જગતસિંહે તેની માગણી કીધી. ભીમસિંહ પછી માનસિંગ જોધપુરની ગાદીએ આવ્યો એટલે એના ઉપર એણે હક બજાવ્યો તે એવી દલીલથી કે કૃષ્ણાકુમારીનો વિવાહ કંઇ ભીમસિંહ સાથે થયો નહોતો પણ જોધપુરની ગાદી ઉપરના રાજ્યકર્ત્તા સાથે થયો હતો. જેપુરના રાજાએ પોતાનું અપમાન થયલું સમજી સિંધિયાની તથા લૂટારા સરદાર અમીરખાંની મદદ માગી. લડાઇ થઇ તેમાં માનસિંહ હાર્યો, પણ દર વરસ ૫૦ લાખ રૂપિયા આપવાની શરતે એણે અમીરખાંને પોતાના પક્ષનો કરી લીધો.

અત્યાર સુધી ઉદેપુરનો રાણો આ કજીયામાં પડ્યો નહોતો. અમીરખાંએ એનો મુલક લૂટવા માંડયો. આ સંકટમાં રાણાએ અંગ્રેજોની મદદ માગી પણ અંગ્રેજોએ તે આપી નહિ. આખર અમીરખાં સાથે રાણાને સમજુતી કરવી પડી. આ નિર્દય સરદારે રાણાને કહ્યું કે તું તારી છોકરીને મારી નાંખ ને જો તેમ નહિ કરે તો હું જબરદસ્તીથી એને માનસિંહ પાસે લઇ જઇશ. લાચાર થઇ ગયલા રાણાએ તેમ કરવાનું કબૂલ કીધું. રાણાની બેહેન ચાંદબાઇએ કૃષ્ણાકુમારી જે તે વખતે સોળ

વરસની ભરજુવાનીમાં હતી તેણીને ઝેરનું પ્યાલું આપ્યું ને કહ્યું, "બેટી, આ પી જઇ ઉદેપુરના રાજ્યનું માન રાખ." કૃષ્ણાકુમારીએ નમ્રતાથી પોતાનું ડોકું નમાવ્યું ને એક ખરી રાજપૂતાણીની હિમ્મતથી "મારા નસીબમાં આનીજ સાથે મારૂં લગ્ન લખ્યું હતું" એમ બોલી ઝેરનું પ્યાલું પી ગઇ. મરતાં મરતાં તે બોલી, "હે ઇશ્વર, તું મારા પિતાને તથા મેવાડને સલામત રાખજે." આ દુ:ખદાયક બિના સને ૧૮૧૦ માં બની.

**કંપની સાથે નવો પટો.**--સને ૧૮૧૩ માં કંપનીનો વીસ વરસનો પટો પૂરો થયો તેથી બીજા વીસ વરસનો નવો પટો કરી આપવામાં આવ્યો. અત્યાર સુધી હિન્દ સાથે વ્યાપાર કરવાનો હક જે એકલી કંપનીનેજ હતો તે લઇ લેવામાં આવ્યો, ને બધાને વ્યાપાર કરવાની છૂટ થઇ. ચીન સાથેનો કંપનીનો એકહથ્થો વેપાર કાયમ રહ્યો.

---

# પ્રકરણ ૩૮ મું.

## માર્કવેસ ઑવ હેસ્ટિંગ્સ (અર્લ ઑવ મોયરા) ૭ મો ગવર્નર-જેનરલ, (૧૮૧૪-૧૮૨૩).

**નેપાળ અથવા ગુરખા વિગ્રહ, ૧૮૧૫-૧૬.**—નેપાળના લોકો મૂળ ટિબેટમાંથી આવેલા બૌદ્ધધર્મીઓ હતા; પણ એ લોકોને ગુરખા કરીને પહાડી લોકો જે રાજપૂતોના વંશજો હતા તેમણે જીતી લીધા હતા. આ લોકોએ હવે પોતાના રાજ્યમાં વધારો કરવા માંડયો. તેઓએ ભૂટવાલનો જમીનદાર જે અંગ્રેજના રક્ષણ નીચે હતો તેને કેદ કરી તેનું રાજ્ય લઇ લીધું ને ૧૮ બ્રિટિશ પોલીસ અમલદારોને મારી નાખ્યા. આ ઉપરથી અંગ્રેજોએ તેઓ સાથે લડાઇ જાહેર કીધી.

**જાણવાજોગ બિના.**--હેસ્ટિંગ્સે ચાર તરફથી લશ્કર મોકલ્યાં. જેનરલ ગિલેસ્પી પહેલેજ હુમલે માર્યો ગયો ને બીજાં ત્રણ લશ્કરથી પણ કંઇ બની શક્યું નહિ. ઘણી મુશીબતે ઓક્ટરલોનીએ રામગઢની ટેકરીનો કબજો લીધો ને વિલાસપુરના રાજાને નેપાળના પક્ષમાંથી છૂટો પાડયો.

અંગ્રેજોએ મલૂન લીધું. **આલ્મોરા** આગળ ગુરખાઓ હારી ગયા ને મક્વાનપુર આગળ ઓક્ટરલોનીએ તેઓના બહાદુર સરદાર અમીરસિંહને હરાવ્યો. સલાહના કરાર થયા, પણ નેપાળ સરકારે તે રદ્દ કીધા. આ ઉપરથી ઓક્ટરલોની એકદમ લશ્કર લઇ છેક ખટમંડુ સુધી વધ્યો. આથી ગભરાઇને તેઓએ સલાહ કીધી.



લાર્ડ હેસ્ટિંગ્સ.

**સગાલીના કરાર, ૧૮૧૬.**–આથી ગુરખાઓએ કુમાઉ પ્રાંત અંગ્રેજોને આપ્યો. સિખિમ તેઓએ ખાલી કીધું, ને ખટમંડુના દરબારમાં બ્રિટિશ રેસિડંટ રાખવા તેઓએ કબૂલ કીધું. ત્યારથી અત્યાર સુધી બન્ને રાજ્યો વચ્ચે મિત્રાચારી ભરેલો સંબંધ છે ને કેટલાક ગુરખાઓ અંગ્રેજની લશ્કરી નોકરીમાં છે.

**પીંઢારા સાથે લડાઇ.**—પીંઢારા લોકો મૂળ હિન્દુઓ હતા. આરંગજેબના રાજ્યમાં તેઓ ઉપર ઘણો જુલમ ગુજરવાથી તેઓ નર્મદાની ખીણમાં રહેતા હતા. ત્યાંથી નીકળી આવી સિંધિયા ને હોલ્કરના રક્ષણ નીચે તેઓ આસપાસના મુલકમાં અતિશય લૂટફાટ કરતા હતા. એઓની જ પેઠે અમીરખાંની સરદારી હેઠળ પઠાણ લૂટારાઓ રાજપૂતાનામાં લોકો ઉપર જુલમ ગુજારતા હતા. આ લોકોએ એવો તો ભારી ત્રાસ વર્ત્તાવ્યો હતો કે ભોપાળના નવાબે તથા ઉદેપુર ને જોધપુરના રાજાઓએ પોતાના રક્ષણ માટે અંગ્રેજ સાથે કુમકની પદ્ધતિ પ્રમાણે કરાર કીધા.

લોર્ડ હેસ્ટિંગ્સે પોતાની તથા હિસ્લોપની સરદારી હેઠળ લશ્કર દોર્યાં. ધીમે ધીમે માળવામાંથી તેઓને ચંબલ નદી સુધી ન્હસાડ્યા; કરીમખાન

તાબે થયો, પણ ચીતુ હોલ્કરના લશ્કર સાથે ભળી ગયો. આ વખતે હોલ્કરના લશ્કરે રાજ્યરક્ષક રાણી તુલસીબાઇને અંગ્રેજનો પક્ષ લેતી જોઇ મારી નાખી હતી. હોલ્કર ને ચીતુ અંગ્રેજના લશ્કરની સામે થયા. **માહિદપુર** આગળ એક જબરૂં યુદ્ધ થયું તેમાં તેઓ હાર્યા. સગીર મલ્હારરાવ હોલ્કરે મંદેશ્વર આગળ અગ્રેજો સાથે કરાર કીધા.

**મંદેશ્વરના કરાર, ૧૮૧૮.**—આ કરારથી મલ્હારરાવ હોલ્કરે રાજપૂત રાજાઓ ઉપરની પોતાની તમામ સત્તા છોડી દીધી ને પોતે બ્રિટિશ રક્ષણ નીચે આવ્યો.

ચીતુ ઠામ ઠામ નાઠો તેને વાઘે ખાધો. બીજો સરદાર વસીલ મહમદ ઝેર પી મરણ પામ્યો. અમીરખાંએ અગ્રેજો સાથે કરાર કીધા. તેનો વશજ હાલ ટોંક સંસ્થાનમાં રાજ્ય કરે છે.

**ચોથો મરેઠી વિગ્રહ.**—બાજીરાવ પેશ્વાથી અંગ્રેજ લોકોનું ઉપરીપણું સંખાતું નહોતું. તેઓથી સ્વતંત્ર થવા એણે લશ્કર ઉભું કીધું. **ખડકી** અને **આષ્ટિ** આગળ એ હારી ગયો, ૧૮૧૭. અગ્રેજોએ એને પદભ્રષ્ટ કરી આઠ લાખનું પેન્શન બાંધી આપ્યું. એને લગતી સવિસ્તર હકીકત મરેઠી રાજ્યના ઇતિહાસમાં પાછળ આપી ગયા છીએ તે વિદ્યાર્થીએ વાંચી લેવી.

**સિતાબાલ્દીનું યુદ્ધ, ૧૮૧૭.**—રઘુજી ભોંસલે બીજો સને ૧૮૧૬ માં મરણ પામ્યો. એના પછી એનો છોકરો પસાજી ગાદીએ બેઠો. એ હોલેદિલ હોવાથી **આપા સાહેબ** એનો રાજ્યરક્ષક હતો. આપા સાહેબે કુમકની પદ્ધતિ પ્રમાણે પોતાના રાજ્યમાં અગ્રેજી લશ્કર રાખ્યું હતું. રેસિડંટ જેંકિન્સે અગ્રેજી લશ્કરને હુમલાની બીકે સિતાબાલ્દીની ટેકરી ઉપર ખસેડયું હતું. નાગપુરના લશ્કરે અગ્રેજી લશ્કર ઉપર હુમલો કીધો, પણ જેનરલ ડવેટને તેને હરાવ્યું. આ કામમાં પોતાનો હાથ નથી એમ આપા સાહેબે જણાવ્યું તેથી અંગ્રેજોએ તેની સત્તા ચાલું રાખી. એમ છતાં તે કાવત્રાં કરવા લાગ્યો તેથી મિ. જેંકિન્સે તેને પકડી અલાહબાદ મોકલી દીધો. અહિંથી તે નાઠો ને પીંઢારા સરદાર ચીતુ સાથે મળી ગયો. પણ રખડતો રઝળતો આખર જોધપુર દરબારના રક્ષણ નીચે આવ્યો, ને થોડાં વરસ પછી મરણ પામ્યો.

લોર્ડ હેસ્ટિંગ્સે પોતાની પૂર્ણ વિજયી કારકીર્દીમાં બ્રિટિશ રાજ્યમાં પુષ્કળ મુલકનો વધારો કરી લૂટારાઓના જુલમથી રૈયતને શાન્તિ આપી, તથા કેટલાક દેશી રાજાઓ સાથે કુમકની પદ્ધતિ પ્રમાણેના કરાર કરી સને ૧૮૨૩ માં ઈંગ્લાંડ ગયો. ત્યાં તેને **પીઅર**નો કિતાબ તથા ૬૦,૦૦૦ પૌંડની જાગીર આપવામાં આવી. એ ઉપરાંત એના મરણ (૧૮૨૭) પછી એના છોકરાઓને માટે ૨૦,૦૦૦ પૌંડની રકમ તેઓના ટ્રસ્ટીઓના હાથમાં મૂકવામાં આવી.

## લોર્ડ આમ્હર્સ્ટ ૮ મો ગવર્નર—જેનરલ (૧૮૨૩—૨૮).

**પહેલો બ્રહ્મી વિગ્રહ, (૧૮૨૩-૨૮).**—અંગ્રેજોએ બંગાલ લીધું તેજ અરસામાં **અલોમ્પ્રા** નામના સાહસિક પુરૂષે બ્રહ્મ દેશમાં પોતાની ગાદી સ્થાપી હતી, ૧૭૫૨. એણે ને એના પછીના રાજાઓએ આસામ, કાચાર અને મણીપુર સુધી પોતાની હદ વધારી સિલ્હત ને ચિતાગાંગ ઉપર ચઢી આવવા તૈયારી કરવા માંડી. એ લોકોના મગજમાં એટલો તોર હતો કે લોર્ડ હેસ્ટિંગ્સ પાસે ચિતાગાંગ, ઢાકા ને મુર્શિદાબાદની માગણી કીધી, એવી દલીલથી કે એ મુલક આરાકાનના અસલના રાજ્યને તાબે હતો. આ માગણીની અગ્રેજોએ દરકાર કીધી નહિ. સને ૧૮૨૩ માં બ્રિટિશ રૈયતના રક્ષણ માટે શાહપુરી બેટમાં તેર લશ્કરી સીપાઇઓ આવી રહ્યા હતા. કેટલાએક બ્રહ્મીઓએ આવી તેઓને ત્યાંથી કાઢી મૂક્યા, ને તે પછી કાચાર ઉપર હુમલો કીધો.

**જાણવા જોગ બિના.**—મદ્રાસથી એક લશ્કર મોકલવામાં આવ્યું. તેણે રંગુન લીધુ. જેનરલ રિચર્ડસે **આસામ** લીધું, ૧૮૨૫. હવે બ્રહ્મી સરદાર **મહા બંદૂલા** ૨૦ હજાર માણસ લઇ આવ્યો, પણ દોનાબ્યુ આગળ તે માર્યો ગયો. આખરે અંગ્રેજોએ **પ્રોમ** લીધું ને **પેગામ**ના યુદ્ધમાં બ્રહ્મીઓને હરાવ્યા. **આવા** ઉપર ચઢાઇ કરવાનું કીધું ત્યારે રાજાએ સલાહની માગણી કીધી.

**યેન્દાબુના કરાર, ૧૮૨૬.**—આથી બ્રહ્મી રાજાએ અંગ્રેજોને આસામ, આરાકાન, ને તિનાસરિમ પ્રાન્તો આપ્યા; કાચાર, જીન્ત્યા, ને મણીપુર ઉપરથી હાથ ઉઠાવ્યો; ને લડાઇના ખરચ બદલ તેર કરોડ આપ્યા.

**ભરતપુર ઉપર હુલ્લો, ૧૮૨૬.**—ભરતપુરનો રાજા સને ૧૮૨૫ માં મરણ પામ્યો. તેની ગાદીનો દાવો તેનો ભાઇ બળદેવસિંગ ને ભત્રીજો દુર્જનસાલ કરવા લાગ્યા. અંગ્રેજોએ વચ્ચે પડી બળદેવસિંગને ગાદી આપી, પણ તે એક માસમાં મરણ પામ્યો. દુર્જનસાલે તેના છોકરાને કેદ કરી રાજ્ય પોતાના કબજામાં લીધું. આખરે અંગ્રેજ સરદાર કોમ્બરમીઅરે ભરતપુરને ઘેરો ઘાલી તે લીધુ, ને ખરા હકદાર વારસને ગાદી આપી.

---

## પ્રકરણ ૩૯ મું.

### લોર્ડ ઉવિલ્યમ બેન્ટિંક, ૯ મો ગવર્નર-જેનરલ (૧૮૨૮-૩૬).

**કુર્ગ ને મ્હૈસૂરમાં બંદોબસ્ત.**—કુર્ગનો રાજા અંગ્રેજનો મિત્ર હતો, ને તેઓએ હૈદર અને ટીપુ સામાં એનું રક્ષણ કીધું હતું. તે રાજા મરણ પામ્યો ને તેનો છોકરો વીર રાજેન્દ્ર ઉદયયાર ગાદીએ બેઠો, ૧૮૩૨. એણે રાજ્યકુટુંબનાં સઘળાં માણસોને મારી નાખ્યાં ને લોકો ઉપર એ અતિશય જુલમ ગુજારવા લાગ્યો. અગ્રેજોએ વચ્ચે પડી તેને પદભ્રષ્ટ કીધો, ને એના લોકોની સમ્મતિથી રાજ્યવહિવટ પોતાના હાથમાં લીધો, ૧૮૩૪. મ્હૈસૂરમાં પણ છેક અઘેર ચાલતું હતું, તેથી રાજાને પદભ્રષ્ટ કરી એ દેશને પણ બ્રિટિશ અમલદારના અધિકાર નીચે મુક્યો, ૧૮૩૨. સને ૧૮૮૧ માં એ પ્રાન્ત ૭ વરસના સગીર મહારાજા ચામ રાજેન્દ્ર વડિઆરને પાછો સોંપવામાં આવ્યો.



બેન્ટિંક.

**સુધારાઓ.**—બેન્ટિંકની કારકીર્દીમાં કાંઇ મોટી લડાઇઓ થઇ નથી, તેમ કોઇ નવો મુલક પણ જીતાયો નથી. એની કારકીર્દીમાં બધે શાંતિ ફેલાઇ ને રાજદ્વારી તેમજ સાંસારિક સુધારા થયા. એવડું ભથ્થું— લશ્કરી સિપાઇઓના પગાર ઉપરાંત જ્યારે તેઓ લડવા જાય ત્યારે પણ તેઓને મળતું લવાજમ—કહાડી નાખ્યું. ફારસીને બદલે કોરટોમાં દેશી ભાષા વપરાવા લાગી. સઘળી સરકારી નિશાળોમાં અંગ્રેજી ભાષા દાખલ કરવામાં આવી, ને કેળવણી પામેલા દેશીઓને સરકારી નોકરીમાં દાખલ કરવાનું શરૂ થયું. **સતી** થવાનો ચાલ (ધણી મુઆ પછી તેના શબની સાથે તેની વિધવાનું બળી મરવું) જે કમકમાટ ઉપજાવે એવો હતો તે કાઢી નાખ્યો, ને જેઓ સતી થવામાં મદદ કરે તેઓને શિક્ષા કરવાનો કાયદો ઘડયો. ઠગ લોકો લોકોને મારી નાખી તેઓને લૂટી લેતા. કોઇ સાધુને તો કોઇ વેપારીને ને કોઇ જાત્રાળુને વેષે ફરતા. જો કોઇ સપડાઇ ગયો તો તેને ગુંગળાવી મારી નાખતા. આ ઠગોની જડ બેન્ટિકે પોતાના કાઉન્સિલર મેટ્કાફની મદદથી કાઢી નાખી. રાજા રામમોહનરાયે ૧૮૨૯માં બ્રહ્મસમાજ સ્થાપી ને ઇશ્વરચંદ્રગુપ્ત કવિએ ૧૮૩૦ માં **પ્રભાકર** નામનું ચોપાનિયું કાઢવા માંડયું. સને ૧૮૩૪માં મુંબઇમાં એલ્ફિન્સ્ટન કોલેજ સ્થપાઇ. સર ચાર્લ્સ મેટ્કાફ જેણે એક વર્ષ ગવર્નર-જેનરલ તરીકે રાજ્ય કીધું તેણે છાપાને કેટલીક છૂટ આપી.

**કંપની સાથે નવો પટો.**—સને ૧૮૩૩ માં કંપની સાથે વીસ વરસની મુદ્દતનો નવો પટો કરવામાં આવ્યો. ચીન સાથેનો એકહથ્થો વ્યાપાર કાઢી નાખ્યો. રાજ્યવહિવટ કરવાનું એકલું કામ તેને હાથ રહ્યું.

---

## લોર્ડ ઓકલંડ, ૧૦ મો ગવર્નર-જેનરલ, (૧૮૩૬–૪૨).

**અફ્ઘાનિસ્તાનની સ્થિતિ.**—નાદિરશાહનું રાજ્ય તૂટયું, તે પછી અફ્ઘાનિસ્તાન દુરાની સરદારોના હાથમાં આવ્યું. તેઓના વંશપરંપરાના વજીર બરાકઝાઇ જાતના હતા. સને ૧૮૦૯ માં દુરાની રાજા શાહશુજાને તેના દેશમાંથી કાઢી મુક્યો. તે પંજાબમાં આવી રહ્યો ને

રાજ્યગાદી બરાકઝાઇ જાતના **દોસ્ત મહુમ્મદે** પચાવી પાડી, **૧૮૨૬.** ફ્રેન્ચોની ધાસ્તીથી ઇરાન ને અફ્ઘાનિસ્તાન સાથે અંગ્રેજોએ કરાર કીધા હતા એ વાત આપણે પાછળ જણાવી ગયા છીએ. હવે અંગ્રેજ સરકારને રશ્યાની ધાસ્તી ઉત્પન્ન થઇ, કારણ કે તે મધ્ય એશ્યામાં પોતાનું રાજ્ય વધારતું ચાલ્યું. આથી અફ્ઘાનિસ્તાનના અમીર સાથે કરાર કરવા અંગ્રેજોએ કેપ્ટન બર્ન્સને એલચી તરીકે મોકલ્યો. કરાર કરવામાં દોસ્ત મહમદે એવી માગણી કીધી કે અમારી પાસે રણજીતસિંહે પેશાવર લઇ લીધું છે તે અમને પાછું અપાવવા તમો અમને મદદ કરો. અંગ્રેજો આ માગણી કબૂલ કરવા અશક્ત હતા; કારણ કે તેને લીધે સીખ લોકો સાથે નવી ખટપટ જાગવાનો સંભવ હતો. એ ઉપરથી દોસ્ત મહમદે અંગ્રેજ એલચીને રજા આપી અને રશ્યા તરફ પોતાનું વલણ રાખ્યું. આથી ઓકલંડે લડાઇ જાહેર કીધી. ગોઠવણ એવી કીધી કે અંગ્રેજી ને સીખ લશ્કર મળી શાહ શૂજાને અફ્ઘાનિસ્તાનની ગાદીએ બેસાડયો.



ઓકલંડ.

**કાબૂલ ઉપર પહેલી ચઢાઇ, ૧૮૩૯-૪૨.**—ઉપર જણાવેલી ગોઠવણ મુજબ સર જોન કીનની સરદારી હેઠળ અંગ્રેજનું લશ્કર સિંધ ને બલુચિસ્તાનને માર્ગે ચાલ્યું. પહેલાં કંદહાર જઇ શાહ શૂજાને ગાદીએ બેસાડયો. પછી લાગલોજ ગીજની જઇ ત્યાંનો કિલ્લો લીધો. કાબૂલ જતાં દોસ્ત મહમદ **પર્વાન** આગળ હાર્યો ને નાઠો, ૧૮૩૯. શાહ શૂજાને કાબૂલની ગાદીએ બેસાડવામાં આવ્યો. આ ગોઠવણ પછી લશ્કરનો મોટો ભાગ હિન્દ પાછો ફર્યો ને કેટલુંક લશ્કર શાહ શૂજાના રક્ષણ માટે રાખવામાં

આવ્યું. સને ૧૮૪૦ માં દોસ્ત મહમ્મદ અંગ્રેજને શરણુ આવ્યો, પણ એનો છોકરો **અકબરખાં** તાબે થયો નહિ. એણે બંડ જગાવ્યું. કાબૂલના અફઘાનોએ શાહ શૂજાના અમલને માન્યો નહિ. તેઓ સામા થયા ને શેહેરમાંના દરેક અંગ્રેજને મારી નાખ્યો. પોતે બહુ સંકટમાં છે એમ ધારી અંગ્રેજોએ અફઘાનિ-રસ્તામાંથી નિકળી જવા ઠરાવ કીધો. અકબરખાંએ તેમને વચન આપ્યું કે હું તમને ખોરાક પુરો પાડીશ ને તમો જશો ત્યારે હું તમારી સામો થઇશ નહિ. પણ **મેકનાટન** નામના અંગ્રેજ એલચીને મસલત કરવાની જગોએ બોલાવી ગોળીથી ઠાર કીધો. નેળને રસ્તે થઇ પાછાં જતાં અંગ્રેજોનાં કેટલાંક માણસોને કાબૂલીઓએ મારી નાખ્યાં ને કેટલાંક બરફને લીધે મરણ પામ્યાં.



દોસ્ત મહમદ.

આ પ્રમાણે ૧૬૦૦૦ માણસોનો ઘાણ વળી ગયો. માત્ર ડાક્ટર બ્રાયડન કરીને એકજ અંગ્રેજ આ આફતની હકીકત કહેવા જીવતો આવવા પામ્યો. કાબૂલમાં શાહ શૂજાને મારી નાખ્યો ને તેનું મુડદું ખાડીમાં ફેંકી દીધું.

**ચીન સાથે વિગ્રહ, ૧૮૪૦–૪૨.** અંગ્રેજ વેપારીઓ દાણુ આપ્યા વિના અફીણ ચીનમાં લઇ જતા હતા. આનો અટકાવ કરવા ચીનની સરકાર ગ્રેટબ્રિટનનાં વહાણો ઉપર જુલમ ગુજારતી હતી. **સર હ્યુ ગાફે** કેટલીક લડાઇ કીધી ને આખર બન્ને રાજ્ય વચ્ચે **નાનકીન** આગળ કરાર થયા. તેમાં હોંગકોંગ બેટ અંગ્રેજોને મળ્યો ને એમોય, ફુચ્ચાઉ, નિંગપો ને શાંઘાઇ બંદરોમાં અંગ્રેજોનાં વહાણોને આવજા કરવાની રજા મળી.

# પ્રકરણ ૪૦ મું.

## લોર્ડ એલેનબરો, ૧૧ મો ગવર્નર-જેનરલ, (૧૮૪૨-૪૪).

**કાબૂલ ઉપર બીજી ચઢાઇ, ૧૮૪૨.**—પોલોકની સરદારી હેઠળ એક બ્રિટિશ લશ્કર ખાઇબર ઘાટને રસ્તે જલાલાબાદ ગયું ને તેનો છુટકો કીધો. જેનરલ નૉટ જે કંદહારમાં હતો તે એને આવી મળ્યો. બન્ને લશ્કરે મળી કાબૂલ લીધું ને તેનું બજાર બાળી નાખ્યું; કેદીઓને છોડવ્યા; સોમનાથના દહેરાનાં બારણાં જે મહમ્મુદ ગિજની લઇ ગયો હતો તે પાછાં આણ્યાં. એક મોટો રસાલો કાઢી તે પાછાં સોમનાથ લઇ જવાનું એલેનબરોએ દેશી રાજાઓને કહ્યું. આ વિચાર કોઇને પસંદ પડયો નહિ. હાલ તે આગ્રામાં પડેલાં છે. અંગ્રેજો અફ્ઘાનિસ્તાનમાંથી પાછા આવ્યા ને દોસ્ત મહમ્મદ પાછો કાબૂલની ગાદીએ બેઠો.

**સિંધ બ્રિટિશ રાજ્ય સાથે જોડી દીધું.**—સને ૧૮૩૨ માં સિન્ધના અમીરો સાથ કરાર કરવામાં આવ્યા હતા તેમાં એવી શરત હતી કે અગ્રેજો વ્યાપાર માટે સિંધુ નદીનો ઉપયોગ કરે પણ તેઓથી સિંધ માર્ગે લશ્કર લઇ જવાય નહિ. આ કરાર છતાં અગ્રેજી લશ્કર સિંધમાં થઇ અફ્ઘાનિસ્તાન લઇ જવામાં આવ્યું. આ ઉપરથી સને ૧૮૩૯ માં નવાં કરાર કરવામાં આવ્યા; તેની રૂએ કુમકની પંદ્ધતિ પ્રમાણેનું અંગ્રેજી લશ્કર સિંધમાં રાખવામાં આવ્યું. જ્યારે અફ્ઘાનિસ્તાન સાથેની લડાઇ પતી ગઇ ત્યારે તેઓ ઉપર એવું તહોમત મૂકવામાં આવ્યું કે, તેઓએ અગ્રેજોને જોઇતો સરંજામ પૂરો પાડયો નહિ. સર ચાર્લ્સ નેપીઅરને એ બાબતની તજવીજ કરવાનું કામ સોંપ્યું. એણે બ્રિટિશ રાજ્યનો વિસ્તાર કરવાનો હેતુ મનમાં રાખી અમીરોને દોષિત ઠરાવ્યા. લડાઇ થઇ તેમાં મીયાની ને હૈદ્રાબાદના યુદ્ધમાં અમીરો હાર્યા, ૧૮૪૩, ને સિંધ બ્રિટિશ રાજ્ય સાથે સંયોજી દીધું. અમીરોને પકડી બનારસ મોકલી દીધા.

**ગ્વાલિયરમાં બંદોબસ્ત.**—દોલતરાવ સિન્ધિઆ ૧૮૨૭ માં મરણ પામ્યો. એની જગોએ એની વિધવાએ જંકોજીને દત્તક લીધો ને તેની વતી રાજ્ય ચલાવવા લાગી. એ જંકોજી ૧૮૩૪ માં ગુજરી ગયો. તેની

તેર વરસની વિધવાએ **ભગિરથરાવને** દત્તક લીધો, પણ રાજ્યરક્ષક કોણ થાય તે બાબત મહારાણી અને જંકોજીના કાકા **મામા સાહેબ** વચ્ચે તકરાર ચાલી. રેસિડંટે મામા સાહેબનો પક્ષ લીધો, જેને રાણીએ બરતરફ કીધો. એ ઉપરથી સર હ્યુ ગાફની સરદારી હેઠળ એક લશ્કર મોકલવામાં આવ્યું. ગ્વાલિયરનું લશ્કર એકજ દિવસે **મહારાજપુર** અને **પનિયાર** આગળ હારી ગયું. રાણી તાબે થઇ ને એવી શરત કરવામાં આવી કે સગીર મહારાજા ઉમ્મરમાં આવે ત્યાં સુધી રેસિડંટની સલાહ પ્રમાણે એક રાજ્ય-રક્ષક સભા રાજ્ય ચલાવે. લશ્કરની સંખ્યા કમી કરી નાખવામાં આવી.

## સર હેન્રી હાર્ડિંગ, ૧૨ મો ગવર્નર-જેનરલ, (૧૮૪૪-૪૭).

**પહેલો સીખ વિગ્રહ, ૧૮૪૪-૪૭.**—સને ૧૮૩૯ માં રણજીતસિંહ મરણ પામ્યો. એના પછી રાજ્યગાદી માટે ઘણા વાંધા ઉઠયા. સને ૧૮૪૪ માં રણજીતનો એક નાનો છોકરો ધુલિપસિંગ ગાદીએ બેઠો ને તેની વતી તેની માં ચંદાકુંવર રાજ્ય ચલાવવા લાગી. લાલસિંગ તેનો આશક પ્રધાનપદ ઉપર હતો ને તેજસિંગ લશ્કરનો ઉપરી હતો. ખરી સત્તા પાંચના હાથમાં હતી. સીખ લશ્કર (જેને ખાલસા તથા પવિત્ર કહેતા હતા) કોઇ પણ તરેહથી જીત મેળવી લૂટફાટ કરવા તલ્પી રહ્યું હતું, ને તેના ઉપર ઉપરીઓનો જોઇએ તેવો કાબુ નહોતો. લશ્કરે સતલજ નદી ઓળંગી ફિરોજપુરના અગ્રેજ લશ્કરને ધાસ્તી પમાડી. આથી હાર્ડિંગે લડાઇ જાહેર કરી.

**જાણવાજોગ બિના.**—લોર્ડ ગાફે લાલસિંહને **મૂડકી** આગળ હરાવ્યો, ૧૮૪૫. એજ વરસમાં ગાફ ને હાર્ડિંગે મળી ફિરોજશાહ આગળ તેને હરાવ્યો. સર હેરી સ્મિથે અલિવાલ આગળ ગુલાબસિંગને હરાવ્યો, ૧૮૪૬. એ પછી સોબ્રાઉન આગળ હાર્ડિંગે તેજસિંગ ને શામસિંગને હરાવ્યા. આખરે લાહોર આગળ કરાર કરવામાં આવ્યા.

**લાહોરના કરાર, ૧૮૪૬.**—આથી અંગ્રેજોને બીઆસ ને સતલજ નદીની વચ્ચેનો દોઆબ મળ્યો; ધુલિપસિંગને પંજાબનો રાજા કબૂલ કીધો; ને સીખ લોકોએ લડાઇનો ખરચ આપ્યો, ને પોતાનું લશ્કર કમી કરી નાખ્યું.

## લોર્ડ ડલહૌસી, ૧૩ મો ગવર્નર-જેનરલ, (૧૮૪૮-૫૬).

**બીજો સીખ વિગ્રહ, ૧૮૪૮-૪૯.**-સીખ લોકોનું લશ્કર રાજ્યરક્ષક સભાના અધિકાર નીચે શાન્ત રહ્યું નહિ. મૂલતાનના ગવર્નર લાલા મૂળરાજે ખંડણી આપવાની ના પાડી ને પોતે રાજીનામું આપવા તૈયાર થયો. તે ઉપરથી અંગ્રેજ સરકારે એન્ડરસન ને એન્યુને મૂલતાનનો કબજો લેવા મોકલ્યા. મૂળરાજે તેઓ ઉપર હુમલો કરી તેઓને મારી નાખ્યા ને હુલ્લડનો ઝુંડો ઉઠાવ્યો, ને પંજાબમાં બધા અંગ્રેજ અમલદારોને મારી નાખવાનું કાવત્રું કરવામાં આવ્યું.

**જાણવાજોગ બિના.**—લોર્ડ ગાફ લશ્કર લઇ આવ્યો ત્યાં સુધી એડવર્ડસે ટકાવો કીધો. ચિલિયનવાલા આગળ યુદ્ધ થયું તેમાં અંગ્રેજોનાં બે હજાર માણસો કપાઇ ગયાં, ને સીખ લશ્કરે તેઓની કેટલીક તોપો લઇ લીધી. આ નુકસાનથી સર ચાર્લ્સ નેપિયરને ઈંગ્લંડથી મોકલવામાં આવ્યો; પણ તે આવ્યા પહેલાં ગાફે ગુજરાતના યુદ્ધમાં સીખ લોકોના સરદાર શેરસિંગ ને છત્રસિંગને હરાવ્યા, ૧૮૪૯. સીખ લોકોની મદદે અફઘાનો આવ્યા હતા તેઓને ખાઇબર પાસ સુધી નહસાડ્યા. પંજાબ પ્રાંત અંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધો. એન્ડરસન ને એન્યુના ખૂન માટે મૂળરાજ ઉપર કામ ચાલ્યું ને તેને જન્મકેદની શિક્ષા કીધી, મહારાજા ધુલિપસિંગને ૫૦ હજાર પોંડનું વર્ષાશન બાંધી આપ્યું. અંગ્રેજોને કેટલીક લૂટ મળી તેમાં સૌથી મોટો કોહીનૂર* હીરો મળ્યો જે તેઓએ ઈંગ્લંડ મોકલી દીધો.

**બીજો બ્રહ્મી વિગ્રહ, ૧૮૫૨-૫૩.**—બ્રહ્મદેશનો રાજા અંગ્રેજ વેપારીઓને તથા વહાણના કપ્તાનોને ઘણી ઇજા આપતો હતો. એ બાબત રાજાને ઘણી સમજુતી આપવામાં આવી, પણ તેનું કંઇ સારૂં પરિણામ આવ્યું નહિ. ડલહૌસીએ લામ્બર્ટ ને ગોડવીનની સરદારી હેઠળ લશ્કર

---

* પહેલાં એ હીરો માળવાના રાજા પાસે હતો; તેની પાસેથી લોદીવંશના એક પાદશાહે લીધો; તેની પાસેથી અહમદશાહ અબદલ્લી દુરાની પાસે આવ્યો; તે પછી તે શાહ શૂજાને વારસામાં મળ્યો; ત્યાંથી રણજીતસિંહ પાસે આવ્યો; હાલ તે ઈંગ્લંડના રાજાના મુગટમાં બિરાજે છે.

મોકલ્યું. તેણે રંગુન, માર્ટાબાન, બસીન, ને પ્રોમ લીધાં, ને પેગુ અથવા બ્રહ્મદેશનો દક્ષિણ ભાગ બ્રિટિશ રાજ્ય સાથે જોડી દીધો. આથી રંગુનનો વેપાર ઘણોજ વધ્યો.

**ખાલસા કરી સંયોજી દીધા.**—સતારા, જહાંસી તથા નાગપુરના રાજા અપ્રજ મરણ પામ્યા; તેઓને દત્તક લેવા ન દેતાં તેઓનો મુલક ખાલસા કરવામાં આવ્યો. એ ઉપરાંત બીજા કેટલાક નાના નાના પ્રાન્તો (જેતપુર, સંભલપુર, વિગેરે) પણ ખાલસા કરવામાં આવ્યા. સને ૧૮૫૩ માં બાજીરાવ પેશ્વા મરણ પામ્યો. એને જે આઠ લાખનું પેન્શન મળતું હતું તે એના દત્તપુત્ર નાના સાહેબને અપાતું બંધ કરવામાં આવ્યું. સને ૧૮૫૩ માં વરાડ પ્રાન્ત નિઝામ પાસે દેવાને પેટે લીધો. અયોધ્યાનો નવાબ ઘણો દુરાચરણી હોવાને લીધે તેને પેન્શન આપી અયોધ્યા પ્રાન્ત અંગ્રેજ મુલક સાથે સંયોજી દીધો, ૧૮૫૬.

**સુધારા.**—ડલહૌસીની કારકીર્દીમાં ગંગાની ન્હેર ખોલવામાં આવી; રેલવેની ને વિજળિક તારની શરૂઆત થઇ; દેશી ભાષાઓ શિખવવા માટે નિશાળો ઉઘાડવામાં આવી; દરેક ઇલાકામાં એકેકી યુનિવર્સિટી ને કોલેજ સ્થાપવામાં આવી; ખાનગી નિશાળોને ગ્રાંટ આપવી શરૂ કીધી; અડધા આનાનો પોસ્ટેજ દાખલ કરવામાં આવ્યો.

---

## પ્રકરણ ૪૧ મું.

## લોર્ડ કેનિંગ, ૧૪ મા ગવનર-જેનરલ તરીકે, ૧૮૫૬-૫૮.

**ઇરાન સાથે લડાઈ, ૧૮૫૬.**—ઇરાનના શાહે અફઘાનિસ્તાનના અમીરના રાજ્ય ઉપર ચઢાઇ કરી હેરાત લઇ લીધું હતું. સર જેમ્સ આઉટરામને મોકલવામાં આવ્યો; તેણે બુશીર લીધું ને ઇરાની લશ્કરને હરાવ્યું. શાહે સલાહ કીધી ને હેરાત ઉપરથી હાથ ઉઠાવ્યો.

**૫૭ નો બળવો.**—એ બળવો થવાનાં ઘણાં કારણો હતાં, પણ તેઓના મુખ્ય ચાર વર્ગો પાડી શકાય:—(૧) **રાજદ્વારી**—અંગ્રેજોની સત્તા ઘણી જલદીથી વધી, તેથી ઘણા કાળથી રાજ કરતા રાજાઓ નબળા

પડી ગયા, ને તેઓને ધાસ્તી લાગી કે આપણાં રાજ્ય નાબૂદ થઇ જશે; દિલ્હીના પાદશાહી કુટુંબને ડલહૌસીએ ખબર આપી હતી કે તમારે દિલ્હી છોડવું; બહાદુરશાહની જુવાન બેગમને નામનો પણ પાદશાહી હોદ્દો જતો રહે તે પસંદ નહોતું; બાજીરાવના મરણ પછી તેના દત્તપુત્ર નાના સાહેબને પેન્શન ન મળ્યું તેથી તે કાવત્રાં કરવા લાગ્યો; જહાંસીની રાણીને દત્તપુત્ર ન લેવા દેતાં તેનું રાજ્ય ખાલસા કરવામાં આવ્યું તેથી તે ખીજવાયલી હતી; અયોધ્યામાં રાજાને પદભ્રષ્ટ કીધો તેથી રૈયત ઘણીજ નારાજ થઇ હતી; તાલુકદારોને પોતાનો વર્ગ નાબૂદ થવાની ધાસ્તી હતી; ખાલસાની પદ્ધતિથી હિન્દના રાજાઓમાં પોતાનાં રાજ્ય માટે ગભરાટ હતો. (૨) **ધાર્મિક**—ખ્રીસ્તી મિશનરીઓ લોકોને ખ્રીસ્તી બનાવવા મહાન પ્રયત્નો કરી રહ્યા હતા, ને રેલ્વે તથા તારના દાખલ થવાથી લોકોના મનમાં કંઇ કંઇ અદેશા ઉત્પન્ન થયા. (૩) **સાંસારિક**—હિન્દુ વિધવાઓનાં પુનર્લગ્ન કાયદેસર ઠેરવવામાં આવ્યાં, અને સઘળાઓને કેળવણી આપવાની નિશાળ ખોલવામાં આવી, તેથી બ્રાહ્મણવર્ગમાં ધાસ્તી પેઠી કે આપણી શ્રેષ્ઠતાનો નાશ થશે. (૪) **લશ્કરી**—ઉપર જણાવેલાં અસંતોષનાં કારણ હતાં, પણ જો લશ્કરી સિપાઇઓ સામેલ થયા નહિ હોત તો બળવો થવા પામત નહિ. તેઓ પોતાના ઓછા પગારથી અસંતોષી બન્યા હતા, ને નવા કાયદા પ્રમાણે તેઓને હિન્દની બહાર લડાઇ પર જવાની ફરજ પાડવામાં આવી; સને ૧૮૫૭ની શરૂઆતમાં નવી બંદૂકો હિન્દના લશ્કરી માણસોને આપવામાં આવી, તે ઉપરથી એવી બૂમ ચાલી કે સિપાઇઓને વટાળવાના ઇરાદાથી કારતુસોને ગાય તથા ડુક્કરની ચરબી લગાડેલી છે. આ હકીકત હિન્દુ તથા મુસલમાનો બન્નેને ઉશ્કેરનારી હતી. દારૂખાનાને દિવાસળીરૂપ આ કારણ થઇ પડયું.

**બળવો કયાં કયાં જાગ્યો.**—**મીરત**માં લશ્કરી સીપાઇઓ બળવો કરી ઉઠયા, ને તેઓએ પોતાના અમલદારોને મારી નાખ્યા; અંગ્રેજોના બંગલા સળગાવી મૂકયા, ને તેઓને તથા તેમનાં બાયડી છોકરાંઓને મારી નાખ્યાં. બળવાખોરો લાગલા **દિલ્હી** ગયા; અહિં પણ અંગ્રેજ અમલદારોને મારી નાખ્યા, ને બહાદુરશાહને હિન્દનો પાદશાહ જાહેર કીધો. **કાનપુર**માં નાના સાહેબ તથા તાતીઆ ટોપીએ કેર વર્તાવ્યો; તેઓએ

દરેક અંગ્રેજને તેની સ્ત્રી છોકરાં સાથે મારી નંખાવ્યાં. જેનરલ હેવલોક ત્યાં ગયો, પણ ત્યાં તેની ફાવટ આવી નહિ. લખનોમાં સર હેન્રી લોરેન્સ રેસિડંટ હતો. બળવાખોરોએ એ શેહેરને ઘેરો ઘાલ્યો. હેવલોક ને ઔટ્રામે ઘણી મુસીબતે બળવાખોરોને ન્હસાડી ઘેરો ઉઠાડયો, પણ લોરેન્સ માર્યો ગયો. આખરે બંડ શમ્યું ને નાનાસાહેબ ન્હાસી ગયો. દિલ્હીના બાદશાહને કેદ કીધો ને તેને જન્મટેપની શિક્ષા કરવામાં આવી. તેને રંગુન મોકલાવી દીધો, જ્યાં તે સને ૧૮૬૨ માં મરણ પામ્યો. તેના બે છોકરા તથા પૌત્રને હોડસને ગોળીથી ઠાર કીધા. આઉદ ને રોહિલખંડમાં બળવાખોરો ઘણા જોરમાં હતા. સર કોલિન કામ્બેલને બધું શાન્ત કરતાં બે વરસ લાગ્યાં. મધ્ય હિન્દમાં સર હ્યુ રોઝે જહાંસીનો કિલ્લો લીધો ને તાતીયા ટોપીને હરાવ્યો. ત્યાંની રાણીએ મરદના પોશાકમાં પોતાનું લશ્કર દોર્યું ને બહાદુરીથી લડતાં મારી ગઇ. તાતીઓ ગ્વાલિયેર ગયો ને તે શેહેર કબજે કીધું. તેની પાછળ હ્યૂ રોઝ લાગ્યો. આખર તે પકડાયો ને તેને ફાંસી દીધો, ૧૮૫૯. આ પ્રમાણે બળવો શમાવી દેવામાં આવ્યો.

**બળવાનું પરિણામ.**—કંપની સરકારના રાજ્યનો અંત આવ્યો ને બ્રિટિશ હિન્દનું રાજ્ય ખુદ ઈંગ્લાંડના રાજ્યકર્ત્તાના અધિકાર નીચે મૂકવામાં આવ્યું. સને ૧૮૫૮ના નવેમ્બરની પહેલી તારીખે અલાહબાદમાં તથા બીજાં મોટાં શહેરોમાં દરબાર ભરી મહારાણી વિક્ટોરીઆનો એ બાબતનો ઢંઢેરો વાંચવામાં આવ્યો.



# જાણવાજોગ ઐતિહાસિક વર્ષો.

**૧૭૭૪-૮૫.—વોરન હેસ્ટિંગ્સ,** ૧ લો ગવર્નર-જેનરલ.—૧૭૭૫-૮૨—**પહેલો મરેઠી વિગ્રહ :** ૧૭૭૫-સુરતના કરાર, આરાસનું યુદ્ધ ; ૧૭૭૬—પુરંધરના કરાર ; ૧૭૭૯-વારગામના કરાર ; ૧૭૮૨-સાલબાઇના કરાર. ૧૭૭૬-નંદકુમારને ફાંસીની શિક્ષા. ૧૭૮૦-૮૪. **બીજો મ્હેસૂર વિગ્રહ :** અંગ્રેજોએ માહી બંદર લીધું ; ૧૭૮૦-હૈદરની કર્ણાટક ઉપર ચઢાઇ, પોલિલોરનું યુદ્ધ ; ૧૭૮૧ પોર્ટો નોવો, પોલિલોર (બીજું) ને શોલિંગઢનાં યુદ્ધ ; ૧૭૮૨-કાલેરૂનનું યુદ્ધ ને હૈદરનું મરણ ; ૧૭૮૪-મંગલૂરના કરાર. ૧૭૮૦—બનારસમાં બખેડો ૧૭૮૪ પિટનું ઇંડિયા બિલ. ૧૭૮૫-હેસ્ટિંગ્સનું રાજીનામું.

**૧૭૮૬-૯૩. લોર્ડ કોર્નવોલિસ,** ૨ જો ગવર્નર-જેનરલ.—**૧૭૯૦-૯૨-ત્રીજો મ્હેસૂર વિગ્રહ :** ૧૭૯૧—એરિકેરાનું યુદ્ધ ; ૧૭૯૨—શ્રીરંગપટ્ટણના કરાર ; ૧૭૯૩—કાયમી જમીનદારીનું બંધારણ.

**૧૭૯૩-૯૮. સર જોન શોર.** ૩ જો ગવર્નર-જેનરલ.

**૧૭૯૮—૧૮૦૫. લોર્ડ મોર્નિંગટન** (વેલ્સલે) ૪ થો ગવર્નર-જેનરલ.—૧૭૯૯. **ચોથો મ્હેસૂર વિગ્રહ :** સદાસીર, માલ્વેલી ને શ્રીરંગપટ્ટણનાં યુદ્ધ ને ટીપુનું મરણ. ૧૮૦૪-૫-**ત્રીજો મરેઠી વિગ્રહ :** ૧૮૦૪—ડીગ ને ફરૂકાબાદનાં યુદ્ધ ; ૧૮૦૫-ભરતપુરના ઘેરામાં અંગ્રેજોની નિષ્ફળતા.

**૧૮૦૫-૭.** કોર્નવાલિસ (બીજીવાર). **સર જ્યોર્જ બાર્લો** ૫ મો ગવર્નર જેનરલ ૧૮૦૬-વેલોરમાં બંડ.

**૧૮૦૭-૧૩. લોર્ડ મિન્ટો,** ૬ ઠ્ઠો ગવર્નર-જેનરલ. ૧૮૦૯—અંગ્રેજોએ સિંધ, ઇરાન, કાબૂલ તથા રણજીતસિંહ સાથે કરાર કીધા ; ૧૮૧૦-અંગ્રેજોએ મોરિશસ લીધું

**૧૮૧૪-૨૨. માર્કિવસ ઑવ હેસ્ટિંગ્સ** (મોયરા) ૭ મો ગવર્નર-જેનરલ.—૧૮૧૫-૧૬-**નેપાળ સાથે વિગ્રહ :** ૧૮૧૬—આલ્મોરા તથા મકવાનપુરનાં યુદ્ધ ; અંગ્રેજોએ મૂલતાન લીધું ; સગાલીના કરાર ; ૧૮૧૭-અંગ્રેજોએ પીંઢારાનો નાશ કીધો. ૧૮૧૭-૧૮ **ચોથો મરેઠી વિગ્રહ :** ૧૮૧૭-ખડકીનું યુદ્ધ ; ૧૮૧૮-કોરેગામ તથા આષ્ટિનાં યુદ્ધ, પેશ્વાઇનો અંત. ૧૮૧૭-સીતાબાલ્ડી તથા નાગપુરનાં યુદ્ધ ; માહીદપુરનું યુદ્ધ ; ૧૮૧૮-મંદેશ્વરના કરાર

**૧૮૨૩-૨૮. લોર્ડ આમહર્સ્ટ** ૮ મો ગવર્નર-જેનરલ-૧૮૨૪-૨૬ **પહેલો બ્રહ્મી વિગ્રહ :** ૧૮૨૬—પગામનું યુદ્ધ, યેન્દાબુના કરાર, ભરતપુરનો ઘેરો.

**૧૮૨૮–૩૫. લોર્ડ ઉવિલ્યમ બેન્ટિંક.** ૯ મો ગવર્નર-જેનરલ–૧૮૩૦–સતીનો ચાલ બંધ કીધો. ૧૮૩૧–મ્હૈસૂરમાં કમિશન નીમાયું; કંપની સાથે નવો પટો; ૧૮૩૪–કુર્ગનું સંયોજન.

**૧૮૩૬-૪૨. લોર્ડ ઓકલંડ.** ૧૦ મો ગવર્નર-જેનરલ. ૧૮૩૯-૪૨ **પહેલો અફઘાન વિગ્રહ :** ૧૮૪૧–કાબૂલથી અંગ્રેજોનું પાછું ફરવું; ૧૮૪૨-કાબૂલ ઉપર બીજી ચઢાઇ. ૧૮૪૦-૪૨–ચીન સાથે વિગ્રહ; ૧૮૪૨—અંગ્રેજોને હોંગકોંગ બેટ મળ્યો.

**૧૮૪૨–૪૪. લોર્ડ એલેનબરો,** ૧૧ મો ગવર્નર–જેનરલ.—૧૮૪૨–૪૩–**સિન્ધ સાથે વિગ્રહ :** ૧૮૪૩–મીયાની ને હૈદરાબાદનાં યુદ્ધ ને સિંધનું સંયોજન; ગ્વાલિયેરમાં બંડ; મહારાજપુર ને પનિયારનાં યુદ્ધ.

**૧૮૪૪–૪૮. સર હેન્રી હાર્ડિંગ,** ૧૨ મો ગવર્નર-જેનરલ. ૧૮૪૫—૪૬—**પહેલો સીખ વિગ્રહ :** ૧૮૪૫ મૂડકી ને ફિરોજશાહનાં યુદ્ધ; ૧૮૪૬-અલિવાલ ને સોબ્રાઉનનાં યુદ્ધ; લાહોરના કરાર.

**૧૮૪૮–૫૬. લોર્ડ ડલહૌસી,** ૧૩ મો ગવર્નર-જેનરલ. ૧૮૪૮-૪૯—**બીજો સીખ વિગ્રહ :** ૧૮૪૮ મૂલતાનનો ઘેરો, કિનેરી ને સદુસામનાં યુદ્ધ; ૧૮૪૯-ચિલિયનવાલા ને ગુજરાતનાં યુદ્ધ; પંજાબનું સંયોજન; ૧૮૪૯—સતારાનું સંયોજન; ૧૮૫૨-**બીજો બ્રહ્મી વિગ્રહ :** પેગુ પ્રાન્તનું સંયોજન ૧૮૫૩-નાગપુર તથા જહાંસીના રાજ્યોનું સંયોજન; વરાડ પ્રાન્ત અંગ્રેજોના સ્વાધીનમાં આવ્યો; ૧૮૫૬-અયોધ્યા પ્રાંતનું સંયોજન.

**૧૮૫૬-૫૮. લોર્ડ કેનિંગ** ૧૪ મા ગવર્નર-જેનરલ તરીકે.—૧૮૫૬—ઇરાન સાથે લડાઇ; ૧૮૫૭—કલકત્તા, મદ્રાસ ને મુંબઇમાં યુનિવર્સિટીઓ સ્થાપવામાં આવી; ૧૮૫૭-૫૮ હિન્દી સિપાઇઓનો બળવો.

---

## પ્રકરણ ૪૨ મું.

### હિન્દ ઇંગ્લંડના રાજ્યકર્ત્તાની સત્તા નીચે-૧૮૫૮.

### લૉર્ડ કેનિંગ, પહેલો વાઇસરોય (૧૮૫૮-૬૧).

**નવું રાજ્યબંધારણ.**—પાર્લ્યમેન્ટના સને ૧૮૫૮ ના કાયદાથી હિંદ માટે નવું રાજ્યબંધારણ થયું. બોર્ડ ઑવ ડિરેક્ટર્સ અને બોર્ડ ઑવ કંટ્રોલને



લૉર્ડ કેનિંગ

બદલે ઇંગ્લંડમાં બ્રિટિશ પ્રધાનમંડળમાંથી એક સેક્રેટરી ઑવ સ્ટેટ નીમવામાં આવ્યો ને તે એક સભાની મદદથી હિન્દનો રાજ્યવહિવટ ચલાવે. આ સભાના સભાસદોના મોટા ભાગે હિન્દમાં ઓછામાં ઓછાં દસ વરસ નોકરી કરેલી હોવી જોઇએ. હિન્દમાં ગવર્નર-જેનરલને "વાઇસરોય" નું નવું નામ આપવામાં આવ્યું. એ આક્ટની રૂએ કેનિંગ પહેલો વાઇસરોય થયો, ૧૮૫૮.

**વાઇસરોયનાં નવાં કામો.**— દેશમાં શાન્તિ ફેલાયા પછી કેનિંગે દરબારો ભરી જાહેર કીધું કે દેશી રાજાઓને દત્તક લેવાનો હક આપવામાં આવે છે. અંગ્રેજ સરકાર દેશી રાજ્યોના અંદરના રાજકાજમાં વચ્ચે પડશે નહિ; પણ જો રાજ્યમાં અંધેર ચાલશે ને જુલમ ગુજરશે તો તે રાજાને ખસેડી બીજો યોગ્ય નીમાતાં સુધી અંગ્રેજો તેની વતી કારભાર કરશે. સને ૧૮૫૭ માં કલકત્તા, મદ્રાસ અને મુંબઇની યુનિવર્સિટિઓ સ્થાપવામાં આવી. સને ૧૮૬૦ લોર્ડ મેકોલેનો રચેલો પીનલ કોડ કાયદારૂપે પસાર થયો. સને ૧૮૫૯ માં સિવિલ પ્રોસિજર કોડ ને ૧૮૬૧ માં ક્રિમિનલ પ્રોસિજર કોડ ચાલુ થયા. રાજ્યને દેવું થઇ ગયું હતું તેથી **ઇન્કમટૅક્સ** ચાલુ કરવામાં આવ્યો.

**આર્યસમાજ.**—ઉત્તર ને પશ્ચિમ હિંદમાં સ્વામિ દયાનંદ સરસ્વતીએ વેદધર્મ સ્થાપન કરવા આર્યસમાજ સ્થાપન કીધી.

**લોર્ડ એલ્જીન,** ૨ જો વાઇસરોય (૧૮૬૨–૬૩).—એના વખતમાં પંજાબની વાયવ્ય દિશામાં **વહાબી** જાતના લોકોએ બંડ ઉઠાવ્યું, પણ તે શમાવી દીધું.

**સર જોન લોરેન્સ,** ૩ જો વાઇસરોય (૧૮૬૪–૬૯).—સને ૧૮૬૪–૬૫ માં ભૂતાનના લોકોએ બ્રિટિશ હદમાં બંડ મચાવ્યાં. એ બાબત તપાસ કરવા એક અંગ્રેજ એલચીને મોકલવામાં આવ્યો. તેને કરાર કરવા પડ્યા, જેથી તકરારી મુલક ભૂતાનના રાજાને આપવામાં આવ્યો. આથી ત્યાં એક પલટણ મોકલવામાં આવી, પણ આખરે સલાહ થઇ, જેથી ૧૮ દ્વાર નામનો મુલક અંગ્રેજોને મળ્યો. સને ૧૮૬૬ માં ઓરિસ્સામાં મોટો દુકાળ પડ્યો, જેમાં ૨૦ લાખ માણસો માર્યા ગયાં. અફ્ઘાનિસ્તાનમાં દોસ્ત મહમદ ૧૮૬૩ માં મરણ પામ્યો, ને તેનો છોકરો શેર અલી ગાદીએ બેઠો. આથી અફ્ઝુલખાન અને આઝીમખાન જે તેના મોટા ભાઇઓ હતા તેઓએ વાંધો ઉઠાવ્યો. શેર અલીને કાબૂલથી કંદહાર ન્હસાડ્યો ને અફ્ઝુલખાન અમીર થયો, ૧૮૬૬. શેર અલીએ અંગ્રેજો પાસે મદદ માગી પણ તેઓ વચ્ચે પડ્યા નહિ.

**લોર્ડ મેયો,** ૪ થો વાઇસરોય, ૧૮૬૯-૭૨.—એના વખતમાં અંબાલામાં એક મોટો દરબાર ભરવામા આવ્યો. તેમાં શેર અલી સાથે મુલાકાત થઇ; મહારાણી વિક્ટોરિયાના ત્રીજા છોકરા ડ્યુક ઑવ એડિનબરોએ હિન્દની મુલાકાત લીધી; સને ૧૮૬૯ માં સૂએઝની નેહેર ખુલ્લી મૂકવામાં આવી. લોર્ડ મેયો બ્રહ્મદેશની મુલાકાત લઇ આન્દામાનના ટાપુમાં પોર્ટ બ્લેરની તપાસ લેવા ગયો, ત્યાં એક ગુન્હેગારે તેને મારી નાખ્યો.

**લોર્ડ નોર્થબ્રુક,** ૫ મો વાઇસરોય, ૧૮૭૨-૭૬.—એના વખતમાં બહાર પ્રાંતમાં મોટો દુકાળ પડયો, ૧૮૭૪; પણ સાવચેતીના ઉપાયો લેવાથી લોકોના જાનોનો બચાવ થયો. વડોદરાના રાજા મલ્હારરાવ ઉપર રાજ્યમાં અંધેર કારભારનું તથા બ્રિટિશ રેસિડન્ટ કર્નલ ફેરને ઝેર આપવાની કોશિશ કરવાનું તહોમત મૂકવામાં આવ્યું. એના ઉપર કામ ચાલ્યું ને એને પદભ્રષ્ટ કરવામાં આવ્યો. સયાજીરાવને ગાદીનશીન કરવામાં આવ્યો. એ રાજા ઘણો વિદ્વાન હોવાથી રાજ્યમાં એણે ઘણા સુધારા કીધા છે, રૈયતને ઘણું સુખ આપ્યું છે, ને કેળવણી વિગેરે કામોમાં ઘણો વધારો કીધો છે. સને ૧૮૭૫ માં પ્રિન્સ ઑવ વેલ્સે હિન્દની મુલાકાત લીધી ને લોકોએ તેને આનંદથી વધાવી લીધો.

**લોર્ડ લિટન,** ૬ ઠ્ઠો વાઇસરોય, ૧૮૭૬-૮૦.—એની કારકીર્દીમાં મહારાણી વિક્ટોરિયાને સને ૧૮૭૭ ના જાનેવારીની પહેલી તારીખે દિલ્હી દરબારમાં "**કયેસર-ઇ-હિન્દ**"નો કિતાબ આપવામાં આવ્યો.

**બીજો અફ્ઘાન વિગ્રહ, ૧૮૭૮.**—શેરઅલીએ રશ્યન એલચીને પોતાના રાજ્યમાં આવવા દીધો, ને બ્રિટિશ એલચીને આવવા અટકાવ કીધો તે ઉપરથી લિટને લડાઇ જાહેર કીધી. શેરઅલીને રશ્યાના મુલકમાં ન્હાસી જવું પડયું ને ત્યાં તે થોડા વખત પછી મરણ પામ્યો. યાકુબખાંને કાબૂલની ગાદીએ બેસાડવામાં આવ્યો, ને કાબૂલમાં એક રેસિડન્ટ રાખવામાં આવ્યો. થોડા માસમાં તેને અફ્ઘાનોએ મારી નાખ્યો, તેથી ત્યાં એક લશ્કર મોકલવામાં આવ્યું. તેણે કાબૂલ ને કંદહાર લીધાં. યાકુબે ગાદી ઉપરથી હક ઉઠાવ્યો. સને ૧૮૮૦ માં શેરઅલીના છોકરા અયૂબખાંને કંદહાર આવી **મઇવાન્દ** આગળ અંગ્રેજી ફોજને હરાવી. સર ફ્રેડરીક

રોબર્ટ્સ કાબૂલથી કંદહાર ગયો ને અયૂબને હરાવી તેની તમામ તોપો લઇ લીધી. પણ ઈંગ્લંડમાં ગ્લાડસ્ટનના પ્રમુખપણા નીચે લિબરલ ગવર્નમેન્ટનો અધિકાર થયો એટલે લિટને રાજીનામું આપ્યું, એના પછી લોર્ડ રિપન આવ્યો. તેના વખતમાં અંગ્રેજોએ અફ્ઘાનીસ્તાન છોડી દીધું, ને અફ્ઝુલખાનનો છોકરો **અબદર રહેમાન** કાબૂલની ગાદી પર આવ્યો.

**લોર્ડ રિપન**, ૭ મો વાઇસરોય, ૧૮૮૦–૮૪.—એની રાજ્યનીતિથી હિન્દમાં સુખ શાન્તિ થઇ; દેશી છાપાને લગતા કેટલાક ખાસ પ્રતિબંધો એણે કહાડી નાખ્યા; **સ્થાનિક સ્વરાજ્ય**ની યોજનાથી ડિસ્ટ્રીક્ટ બોર્ડ ને મ્યુનિસિપાલિટી માટે લોકોને પોતાના પ્રતિનિધી ચૂંટી કહાડવાનો હક આપ્યો. સને ૧૮૮૧ માં ચામ રાજેન્દ્રને મ્હૈસૂરની ગાદીએ બેસાડયો. હિન્દ છોડતી વખતે એને હિન્દમાં ને તેમાં મુખ્યત્વે કરીને મુંબઇમાં ઘણું માન મળ્યું.



લોર્ડ રિપન.

**લોર્ડ ડફરિન**, ૮ મો વાઇસરોય. ૧૮૮૪–૮૮.—એની કારકીર્દીમાં એક મોટો દરબાર ભરી અફ્ઘાનીસ્તાનના અમીરને આવકાર આપવામાં આવ્યો, અને તેથી તે રાજ્યકર્ત્તા સાથે મિત્રાચારીના સંબંધમાં વધારો થયો. રશ્યા સાથે લડાઇ થવાની વકી હતી, પણ લોર્ડ ડફરિનની હોંશિયારી અને તજવીજથી તે થવા પામી નહિ. એ ઉપરાંત પશ્ચિમ તરફની બ્રિટિશ હદ વધારવામાં આવી.

**ત્રીજો બ્રહ્મી વિગ્રહ, ૧૮૮૬.**—બ્રહ્મદેશના રાજા થીબોએ પોતાનાં ઘણાં સગાંવહાલાંઓને મારી નાખ્યાં અને પોતાના દરબારમાંથી

બ્રિટિશ રેસિડન્ટને કહાડવામાં આવ્યો. એ ઉપરાંત રાજાએ ફ્રાન્સ તથા બીજી યૂરોપી પ્રજા સાથે મસલત ચલાવવા માંડી, ને બ્રિટિશ સરકાર સાથે વ્યાપાર બાબતના જે કરાર કીધા હતા તે વિરૂદ્ધ ચાલવા લાગ્યો. મુંબઇ-વર્ગે વ્યાપારી મંડળને મોટી રકમનો દંડ કીધો, ત્યારે તે બાબત લવાદથી ફેંસલો કરવાનું એને કહેવામાં આવ્યું. તે વાતની એણે ના પાડવાથી લડાઇ જાહેર કરવામાં આવી. એક લશ્કર માંડલે મોકલવામાં આવ્યું. રાજાને પદભ્રષ્ટ કરી બ્રહ્મદેશનો ઉત્તર ભાગ બ્રિટિશ રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યો.

**જ્યુબિલી, ૧૮૮૭.**—મહારાણી વિક્ટોરિયાના રાજ્યને પચાસ વર્ષ થયાં તેની ખુશાલીમાં જ્યુબિલીનો ઉત્સવ પાળવામાં આવ્યો, જે વખતે લોકોએ ઘણા ઉત્સાહથી એમાં ભાગ લીધો.

**બીજાં કામો.**—સત્તાવનના બળવાના વખતથી ગ્વાલિયરનો કિલ્લો જે અંગ્રેજોના કબજામાં હતો તે સિંધીઆને પાછો આપી દીધો. આખા બલુચિસ્તાનમાં બ્રિટિશ પ્રોટેક્ટરેટ સ્થાપવામાં આવ્યું, અને સર ચાર્લ્સ એચીસનના પ્રમુખપણા નીચેના કમિશને સિવિલ સર્વિસમાં દેશીઓને વધુ સંખ્યામાં રાખવાની યોજના ઘડી. સને ૧૮૮૫ ના ડિસેમ્બર માસમાં પહેલી "નેશનલ કોંગ્રેસ" નો મિલાવડો મુંબઇમાં કરવામાં આવ્યો.

**લોર્ડ લાન્સડાઉન,** ૯ મો વાઇસરોય, ૧૮૮૦-૯૩.—એની કાર-કીર્દીમાં પશ્ચિમ તરફની હદ વધારવાનું કામ જારી રહ્યું. મણીપુરના રાજ્યમાં એક હુલ્લડ થયું, અને આસામના બ્રિટિશ કમિશનર તથા બીજા ચાર અમલદારોને મારી નાખવામાં આવ્યા. રાજાને પદભ્રષ્ટ કરી કેદી તરીકે આન્દામાન બેટમાં મોકલી દીધો ને તેની જગોએ તેના નાના ભાઇને બેસાડયો.

સને ૧૮૯૨ માં નવો ઈંડિયા કાઉન્સિલનો આક્ટ પસાર કરવામાં આવ્યો જેથી સુપ્રીમ તથા પ્રાન્તિક લેજીસ્લેટિવ સભાની સંખ્યામાં વધારો થયો; આથી હિન્દના કાયદા બાંધવામાં દેશીઓના વિચારનો ઉમેરો થયો. હિન્દના વતની દાદાભાઇ નવરોજીને બ્રિટિશ પાર્લ્યમેન્ટમાં બેઠક મળી. હિન્દુ તથા મુસલમાનો વચ્ચે મુંબઇમાં એક જબરૂં હુલ્લડ થયું, ૧૮૯૩.

**લોર્ડ એલ્જિન, ૧૦મો વાઇસરોય, ૧૮૯૩–૯૮.**—આ વાઇસરોય બીજા વાઇસરોયનો છોકરો હતો. એના વખતમાં એક બાજુએ બ્રહ્મદેશની તથા બીજી બાજુએ ચીન અને સિયામ તરફની તથા પશ્ચિમ તરફ અફઘાનિસ્તાનની હદ નક્કી કરવાનું કામ જે લોર્ડ લેન્સડાઉનના વખતમાં શરૂ કરવામાં આવ્યું હતું તે પુરૂં થયું. સને ૧૮૯૫માં બંગાલ, મુંબઇ ને મદ્રાસનાં લશ્કરો રાખવાની જુની પદ્ધતિ કાઢી નાખી. હવે ત્રણે ઇલાકાનાં લશ્કરો એકઠાં કરી એક વ્યવસ્થા કરવામાં આવી, જેથી કલકત્તાનો સેનાધિપતિ સર્વોપરી થયો. આ વાઇસરોયની કારકીર્દીમાં હિન્દમાં આવતા માલ ઉપર પાંચ ટકાની જકાત નાખવામાં આવી, જેમાંથી મેન્ચેસ્ટરથી આવતા હલકા કાપડને બાદ રાખ્યું. અફઘાનિસ્તાન તરફ પેશાવરથી સો માઇલને છેટે અંગ્રેજોએ ચિત્રાલમાં કિલ્લો બાંધ્યો હતો, તે તરફ આફ્રિદી જાતના લોકોએ હુલ્લડ કરી બ્રિટિશ અમલદારને કિલ્લામાં કેદ કીધો. એ ઉપરથી પંજાબનું લશ્કર ત્યાં ગયું, ને તે લોકોને હરાવી અંગ્રેજોએ ચિત્રાલનો કિલ્લો પોતાને કબજે લીધો. સને ૧૮૯૬–૯૭ માં મુંબઇમાં "બ્યુબોનિક" મરકી ફાટી, ને પછી તે ઘણા વિસ્તારમાં ફેલાઇ. એ આફતમાં ભારી દુકાળ પડયો જેથી લાખો જાનની ખુવારી થઇ. સને ૧૮૯૭ માં મહારાણી વિક્ટોરિયાને રાજ્ય કરતાં સાઠ વર્ષ થયાં, તેની ખુશાલીમાં **"ડાયમંડ"** જ્યુબિલીનો ઉત્સવ પાળવામાં આવ્યો.

**લોર્ડ કર્ઝન,** ૧૧ મો વાઇસરોય.—લોર્ડ કર્ઝને રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી, તેની સાથે નાણું સંબંધી સ્થિતિ સુધરવા લાગી. સને ૧૮૯૯ માં હિન્દમાં સરકારી ત્રીજોરીમાં ગીનીની કિમ્મત પંદર રૂપીયાની નક્કી કરવામાં આવી. એથી સરકારને તથા વ્યાપારને લાભ થયો. સને ૧૯૦૩ માં મીઠાનો કર મણે આઠ આના ઓછો કરવામાં આવ્યો. સને ૧૯૦૧ ના જાનેવારીની ૨૨મી તારીખે મહારાણી વિક્ટોરિયા મરણ પામ્યાં, ને તેનો મોટો પુત્ર **સાતમા એડવર્ડ**નું નામ ધારણ કરી ગાદીએ બેઠો. સને ૧૯૦૩ ના જાનેવારીની ૧લી તારીખે દીલ્હીમાં એક મોટું દરબાર ભરી ગાદીનશીન થયાનું જાહેર કરવામાં આવ્યું, કે જે વખતે હિન્દના તમામ દેશી રાજાઓને આમંત્રણ કરવામાં આવ્યું હતું.

એ ગવર્નર-જેનરલની કારકીર્દીમાં કેલવણી તથા પોલીસ ખાતામાં સુધારા કરવામાં આવ્યા. પૂર્વ અને પશ્ચિમ એવા બંગાલના બે વિભાગ પાડવામાં

આવ્યા. પ્રાચીન ઇમારતોના રક્ષણ માટે કાયદો કરવામાં આવ્યો, ને નિઝામ પાસેથી વરાડ પ્રાન્ત કાયમી પટે લીધો. હિન્દ અને ટિબેટ વચેના વ્યાપારને લગતા કરાર દલાઈ લામા બરોબર પાળતો નહોતો, અને તે રશ્યા સાથે એકસંપી કરે છે એવો તેના ઉપર વહેમ આવવાથી એક લશ્કર ટિબેટમાં મોકલવામાં આવ્યું. બ્રિટિશ રાજ્યનીતિ ટિબેટ ઉપર ચીનની સર્વોપરી સત્તા રાખવા તરફ હોવાને લીધે રશ્યાની સત્તામાંથી ટિબેટને મુક્ત કીધું. સને ૧૯૦૪માં લોર્ડ કર્ઝનની નોકરીની મુદતમાં વધારો કરવામાં આવ્યો, પણ સુપ્રીમ કાઉન્સિલમાં લશ્કરી પ્રતિનિધિત્વ બાબત તકરાર ઉઠવાથી તેણે રાજીનામું આપ્યું, ને લોર્ડ મિન્ટોની ગવર્નર-જેનરલ તરીકે નિમણુક કરવામાં આવી.

**અર્લ ઑવ મિન્ટો,** ૧૨મો વાઇસરોય, ૧૯૦૬-૧૯૧૦.—એના સમયમાં બંગાળામાં સ્વદેશી ચળવળની શરૂઆત થઇ, તથા છાપા ઉપર વધુ અકુશ મૂકવામાં આવ્યો. રાજ્ય વિરૂદ્ધ વિચાર ધરાવનારા કેટલાક બંગાળી આગેવાનોને કેટલોક સમય નજરકેદ રાખી છોડવામાં આવ્યા. ઈંગ્લન્ડના પ્રધાન લોર્ડ મોર્લીએ રાજકાજમાં હિંદીઓને વિશેષ ભાગ આપવા કેટલીક યોજના ઘડી. એથી હિંદના દરેક પ્રાંતમાં હવે મોટે ભાગે રૈયતના ચૂંટી કાઢેલા સભાસદોની પોતાની કાયદા ઘડનારી સભા છે, અને વાઇસરોયની સભામાં પણ હવે કેટલેક અંશે લોકોથી ચુંટી કઢાયલા સભાસદો છે. સને ૧૯૧૦માં શેહેનશાહ ૭ મો એડવર્ડ મરણ પામ્યો. એના પછી એનો પુત્ર પ્રિન્સ ઑવ વેલ્સ, જ્યૉર્જ ૫ માનું નામ ધારણ કરી ઈંગ્લંડની ગાદીએ બેઠો.



લોર્ડ મિન્ટો.

**લોર્ડ હાર્ડિન્જ,** ૧૩ મો વાઇસરોય, તા. ૨૩ મી નવેમ્બર ૧૯૧૦માં હિન્દના વાઇસરોય તરીકે આવ્યો. સને ૧૯૧૧ ના ડીસેમ્બર

માસમાં હિંદમાં રાજ્યાભિષેકની ક્રિયા માટે જ્યોર્જ રાજા તથા રાણી મેરી જાતે પધાર્યાં. એ ક્રિયા માટે દિલ્હીમાં મોટો દરબાર ભરવામાં આવ્યો. તેમાં બધા દેશી રાજાઓ હાજર થયા. એ ક્રિયાની ખુશાલીમાં લૉર્ડ કર્ઝનના વખતમાં બંગાળાના વિભાગ પડવાથી બંગાળીઓ નારાજ હતા, તેથી એ શેહેનશાહે તે ભાગો પાછા જોડી દીધા; આથી બંગાળીઓ ખુશી થયા. એ ઉપરાંત પાટનગર તરીકે અત્યાર સુધી જે કલકત્તા હતું, તે બદલી દિલ્હીને પાટનગર તરીકે જાહેર કીધું.

## જાણવાજોગ ઐતિહાસિક વર્ષો.

૧૮૫૮. હિન્દનો કારભાર ઈંગ્લન્ડના રાજ્યકર્ત્તાના હાથમાં આવ્યો; મહારાણીનો ઢંઢેરો (૧ લી નવેમ્બર); ૧૮૫૮-૬૧-**લૉર્ડ કેનિંગ**, ૧ લો વાઇસરોય.

૧૮૬૨-૬૩. **લૉર્ડ એલ્જીન**, ૨ જો વાઇસરોય; ૧૮૬૩—દોસ્ત મહમદનું મરણ.

૧૮૬૪-૬૯. **સર જોન લોરેન્સ**, ૩ જો વાઇસરોય; ૧૮૬૪-ભૂતાન સાથે લડાઇ.

૧૮૬૯-૭૨. **લૉર્ડ મેયો**, ૪ થો વાઇસરોય; ૧૮૬૯-સૂએઝની નેહેર ખુલ્લી મૂકાઇ.

૧૮૭૨-૭૬. **લૉર્ડ નોર્થબ્રુક**, ૫ મો વાઇસરોય; ૧૮૭૫—પ્રિન્સ ઑવ વેલ્સ હિન્દની મુલાકાતે આવ્યો.

૧૮૭૬-૮૦. **લૉર્ડ લિટન**, ૬ ઠ્ઠો વાઇસરોય; ૧૮૭૬—ક્વેટા અંગ્રેજોએ લીધું; દિલ્હીમાં "**એમપ્રેસ ઑવ ઇન્ડિઆ**" દરબાર; ૧૮૭૮-૭૯-બીજો અફઘાન વિગ્રહ, ૧૮૭૯-૮૦—ત્રીજો અફઘાન વિગ્રહ; ૧૮૮૦—અબદર રહેમાન અફઘાનિસ્તાનનો અમીર.

૧૮૮૦-૮૪. **લૉર્ડ રિપન**, ૭ મો વાઇસરોય; ૧૮૮૨ સ્થાનિક સ્વરાજ્યની યોજના પ્રસાર થઇ.

૧૮૮૪-૮૮. **લૉર્ડ ડફરિન**, ૮ મો વાઇસરોય: ૧૮૮૫-મુંબઇમાં પહેલી નેશનલ કોંગ્રેસ મળી; ૧૮૮૬-ઉત્તર બ્રહ્મદેશનું સંયોજન: ૧૮૮૭-મહારાણી વિક્ટોરિયાની જ્યુબિલી.

૧૮૮૮-૯૪. **લૉર્ડ લાન્સડાઉન**, ૯ મો વાઇસરોય: ૧૮૯૨—લેજીસ્લેટિવ સભામાં પ્રજા તરફના પ્રતિનિધિઓ; ૧૮૯૩—મુંબઇમાં હુલ્લડ.

૧૮૯૪-૯૯. **લૉર્ડ એલ્જીન**, ૧૦ મો વાઇસરોય; ૧૮૯૫-ચિત્રાલ પર સ્વારી.

૧૮૯૯-૧૯૦૫. **લૉર્ડ કર્ઝન**, ૧૧ મો વાઇસરોય: ૧૯૦૧-મહારાણી વિક્ટોરિયાનું મરણ; સાતમો એડવર્ડ શેહેનશાહ; ૧૯૦૫-બંગાલાના વિભાગો.

૧૯૦૫-૧૦. **લૉર્ડ મિન્ટો**, ૧૨ મો વાઇસરોય; સ્વદેશી ચળવળ; એડવર્ડ સાતમાનું મરણ; જ્યૉર્જ **પાંચમા** શેહેનશાહ થયા, ૧૯૧૦.

૧૯૧૦. **લૉર્ડ હાર્ડિંજ બીજો**, ૧૩ મો વાઇસરોય, ૨૩ મી નવેમ્બર.

# भरतखंडना गवर्नर-जेनरलो,

# सने १७७४थी १९१० सुधी.

| કેટલામો. | નામ. | | ક્યાંથી | ક્યાં સુધી. | વર્ષ. |
|---|---|---|---|---|---|
| ૧ લો | વોરન હેસ્ટિંગ્સ ... ... ... ... ... | | ૧૭૭૪ | ૧૭૮૫ | ૧૧ |
| ૨ જો | લોર્ડ કૉર્નવૉલિસ ... ... ... ... ... | | ૧૭૮૬ | ૧૭૯૩ | ૭ |
| ૩ જો | સર જૉન શોર ઉર્ફે લોર્ડ ટેઇનમથ ... ... | | ૧૭૯૩ | ૧૭૯૮ | ૫ |
| ૪ થો | લોર્ડ વેલ્સ્લે ( મૉર્નિંગ્ટન ) ... ... | | ૧૭૯૮ | ૧૮૦૫ | ૭ |
| ૫ મો | લોર્ડ કૉર્નવૉલિસ (બીજી વાર) ... ... | | | | |
| | સર જ્યૉર્જ બાર્લો .. ... ... ... ... | | ૧૮૦૫ | ૧૮૦૭ | ૨ |
| ૬ ઠ્ઠો | લોર્ડ મિન્ટો ૧ લો ... ... ... ... ... | | ૧૮૦૭ | ૧૮૧૩ | ૬ |
| ૭ મો | લોર્ડ હેસ્ટિંગ્સ ઉર્ફે લોર્ડ મોયરા ... ... | | ૧૮૧૪ | ૧૮૨૨ | ૯ |
| ૮ મો | લોર્ડ આમ્હર્સ્ટ ... ... ... ... ... | | ૧૮૨૩ | ૧૮૨૮ | ૫ |
| ૯ મો | લોર્ડ ઉવિલ્યમ બેન્ટિંક ... ... ... .. | | ૧૮૨૮ | ૧૮૩૬ | ૮ |
| ૧૦ મો | લોર્ડ ઑાકલંડ ... ... ... ... ... | | ૧૮૩૬ | ૧૮૪૨ | ૬ |
| ૧૧ મો | લોર્ડ એલેનબરો ... ... ... ... ... | | ૧૮૪૨ | ૧૮૪૪ | ૨ |
| ૧૨ મો | લોર્ડ હાર્ડિન્જ ૧ લો ... ... ... ... | | ૧૮૪૪ | ૧૮૪૭ | ૩ |
| ૧૩ મો | લોર્ડ ડલહાઉસી ... ... ... ... ... | | ૧૮૪૮ | ૧૮૫૬ | ૮ |
| ૧૪ મો | લોર્ડ કૅનિંગ | પહેલો વાઇસરોય. | ૧૮૫૬ | ૧૮૬૧ | ૫ |
| ૧૫ મો | લોર્ડ એલ્જીન ૧ લો, | બીજો વાઇસરોય. | ૧૮૬૨ | ૧૮૬૩ | ૧ |
| ૧૬ મો | લોર્ડ જૉન લૉરેન્સ, | ત્રીજો „ | ૧૮૬૪ | ૧૮૬૯ | ૫ |
| ૧૭ મો | લોર્ડ મેયો, | ચોથો „ | ૧૮૬૯ | ૧૮૭૨ | ૩ |
| ૧૮ મો | લોર્ડ નૉર્થબ્રુક, | પાંચમો „ | ૧૮૭૨ | ૧૮૭૬ | ૪ |
| ૧૯ મો | લોર્ડ લિટન, | છઠ્ઠો „ | ૧૮૭૬ | ૧૮૮૦ | ૪ |
| ૨૦ મો | લોર્ડ રિપન, | સાતમો „ | ૧૮૮૦ | ૧૮૮૪ | ૪ |
| ૨૧ મો | લોર્ડ ડફરીન, | આઠમો „ | ૧૮૮૪ | ૧૮૮૮ | ૪ |
| ૨૨ મો | લોર્ડ લૅન્સડાઉન, | નવમો „ | ૧૮૮૮ | ૧૮૯૩ | ૫ |
| ૨૩ મો | લોર્ડ એલ્જીન ૨ જો, | દસમો „ | ૧૮૯૪ | ૧૮૯૮ | ૫ |
| ૨૪ મો | લોર્ડ કર્ઝન, | અગિયારમો „ | ૧૮૯૯ | ૧૯૦૫ | ૬ |
| ૨૫ મો | લોર્ડ મિન્ટો ૨ જો, | બારમો „ | ૧૯૦૬ | ૧૯૧૦ | ૫ |
| ૨૬ મો | લોર્ડ હાર્ડિન્જ ૨ જો, | તેરમો „ | ૧૯૧૦ નવેમ્બરથી | | |

# पुरवणी.

## प्रख्यात माणसोनुं टुंक वृत्तांत.

**મહુમૂદ ગીજની.**—એ સબક્તગીનનો છોકરો હતો. એ સને ૯૬૭માં જન્મ્યો હતો. એણે **ગીજની વંશ** સ્થાપ્યો (૯૯૬). એણે હિન્દુસ્તાન ઉપર બાર સ્વારીઓ કીધી (જુઓ પાને ૪૩–૪૫). એની છેલ્લી સ્વારી (**૧૦૨૪**) માં એણે ગુજરાતમાં સોરઠી સોમનાથના પ્રખ્યાત દહેરાનો નાશ કીધો, અને તેમાંથી પુષ્કળ દ્રવ્ય લઇ ગયો. એ સને ૧૦૩૦માં મરણ પામ્યો. એ મૂર્ત્તિનું ખંડન કરવાને ઘણો આતુર હતો. તેથી એનું નામ "મૂર્ત્તિખંડન કર્ત્તા" પડયું. એ ચાલાક, અગમચેતીવાળો, અને ધનલોભી હતો.

**મહુમ્મદ ઘોરી.**—એ હિન્દુસ્તાનમાં મુસલમાની રાજ્યનો સ્થાપનાર હતો. એણે સને ૧૧૮૬ માં લાહોર જીત્યું. સને **૧૧૯૧** માં એને અજમેરના રાજા **પૃથ્વીરાજે પાણીપત**ના યુદ્ધમાં હરાવ્યો. સને **૧૧૯૩ માં સ્થાનેશ્વર** આગળ યુદ્ધ થયું, તેમાં એણે પૃથ્વીરાજને હરાવ્યો, તેને કેદ પકડયો અને તેને મારી નાખ્યો. પછી એણે ગુજરાત, અયોધ્યા, બંગાળા અને બહાર પ્રાંત લીધા. એને સને ૧૨૦૬ માં ગક્કર નામના લોકે મારી નાખ્યો. એ સહિષ્ઠ અને બહાદૂર હતો.

**મહુમ્મદ તઘલખ.**—એ ગ્યાસુદ્દીન તઘલખનો છોકરો હતો. એ સને ૧૦૨૫માં દિલ્હીની ગાદીએ બેઠો. એ ઘણો હોંશીઆર અને ભણેલો હતો, પણ જરાક વિચિત્ર સ્વભાવનો હતો. એણે મુગલોને લાંચ આપી તેમને પોતાની તરફ કરી લઇને દક્ષિણ ઉપર ચઢાઇ કરી. એણે ઇરાન અને ચીન ઉપર હૂમલા કીધા, પણ એનું લશ્કર તદન નાશ પામ્યું. એણે એની ઘેલછામાં એક એવું કામ કીધું કે એણે પોતાની રાજધાનીનું શેહેર દિલ્હી બદલી દોલતાબાદ કીધું. એણે પોતાના એક દાંત ઉપર સુંદર કબર ચણાવી! એ સને ૧૩૫૧ માં મરણ પામ્યો.

**બાબર.**—એ હિન્દુસ્તાનનો પહેલો મુગલ બાદશાહ હતો. એ સને ૧૪૮૨ માં જન્મ્યો હતો. તે તૈમૂરનો છઠ્ઠો વંશજ હતો. એને સને

**૧૫૨૬** માં ઇબ્રાહીમ લોદીને **પાણીપત** આગળ હરાવ્યો, તેથી એને દિલ્હી અને આગ્રાની આસપાસનો થોડોક ભાગ મળ્યો. ચિતોડનો રજપૂત રાજા **સાંગો** એનો દુશ્મન હતો, તેને એણે સને **૧૫૨૭** માં **ફત્તેહપુર શિક્રી**ના યુદ્ધમાં હરાવ્યો. સને ૧૫૨૯ માં બાબરે બહાર અને બંગાળા પ્રાન્તો જીત્યા. એ સને ૧૫૩૦ માં મરણ પામ્યો. એ ઘણો બહાદૂર હતો.

**હુમાયું.**—એ બાબરનો છોકરો હતો. એણે ૨૬ વર્ષ સુધી નામનું રાજ્ય કીધું. પણ એને આસરે ૧૬ વર્ષ ( ૧૫૪૦–૫૬ ) પરદેશમાં રહેવું પડયું. એ દરમ્યાનમાં હિન્દુસ્તાનમાં સૂરવંશના અફઘાન રાજાઓએ રાજ્ય કીધું. ગુજરાતનો પાદશાહ **બહાદુરશાહ** એનો કટ્ટો શત્રુ હતો. એણે તેને **મંદસૌર** આગળ સને **૧૫૩૪** માં હરાવ્યો, અને તેની પાસેથી ઘણું રાજ્ય લઇ લીધું. સને **૧૫૪૦** માં **શેરખાં** નામના અફઘાને એને **કનોજ** આગળ હરાવી ન્હસાડી મૂક્યો. સોળ વર્ષ પછી હુમાયુંએ એનું રાજ્ય પાછું મેળવ્યું. પણ એ રાજ્ય ભોગવવાને ઝાઝું જીવ્યો નહિ. એ સને ૧૫૫૬ માં મરણ પામ્યો. એ બહાદૂર, મિલનસાર, અને ભણેલો હતો.

**અકબર.**—એ હુમાયુનો છોકરો હતો અને સને ૧૫૪૨ માં અમરકોટમાં જન્મ્યો હતો. એ ૧૩ વર્ષની ઉમ્મરે ગાદીએ બેઠો. એના સગીરપણામાં **બહેરામખાં** એની વતી રાજ્ય ચલાવતો હતો. આદિલશાહનો સરદાર **હેમુ** એની સામા ચઢી આવ્યો, પણ તે સને **૧૫૫૬** માં **પાણીપત** આગળ હારી ગયો. રાજપૂત લોકો સાથે ઘણી વાર લડાઇ કર્યા પછી અકબરે સને ૧૫૭૨ માં માળવા અને ગુજરાત જીત્યા. સને ૧૫૭૫ માં એણે બંગાળા, બહાર અને ઓરિસ્સા લીધા. પછી એણે સને ૧૫૮૬ માં કાશ્મીર, ૧૫૯૨ માં સિંધ, અને ૧૫૯૪ માં કંદહાર જીત્યાં. સને ૧૫૯૯માં અકબરે પોતાના છોકરા મુરાદને અહમદનગર મોકલ્યો. તે વખતે ત્યાં **ચાંદબીબી** રાજ કરતી હતી. તેણીએ બહાદૂરીથી મુગલોને હઠાવી કહાડ્યા, પણ બીજે વરસે જ્યારે અકબર જાતે ગયો ત્યારે તેનો કિલ્લો હલ્લો કરીને લઇ લીધો, **૧૬૦૦**. અકબર સને ૧૬૦૫ માં મરણ પામ્યો. એ દયાળુ, કૃપાળુ અને ઇન્સાફી હતો. એ હિન્દુઓને અને મુસલમાનોને સમાન ગણી બન્નેને ઉંચી પદ્દી આપતો હતો. એણે **જજીઆ** વેરો કાઢી નાખ્યો, હિન્દુઓમાં **બાળલગ્ન** કરવાની મના

કીધી, વિધવાઓને **પુનર્લગ્ન** કરવાની છૂટ આપી, અને **સતી થવાનો** ચાલ નરમ પાડયો. સરકારી મ્હેસુલની બાબતમાં ઘણો ચતુર માણસ **રાજા ટોડરમલ** એના રાજ્યમાં થઇ ગયો.

**જહાંગીર અથવા સલીમ.**—એ અકબરનો છોકરો હતો. એ સને ૧૬૦૫માં ગાદીએ બેઠો. એ **નૂરજહાં** સાથે પરણ્યો. સને ૧૬૧૩ માં એણે અંગ્રેજોને વ્હેપારના કેટલાક હકો આપ્યા, અને તેઓને સુરત, ખંભાત, ગોઘા, અને અમદાવાદમાં કોઠીઓ સ્થાપવા દીધી. સને ૧૬૧૪માં એણે ઉદેપુરના રાણાને તાબે કીધો. એના રાજ્યમાં એના છોકરા શાહજહાંએ બંડો કરી ઘણી અડચણ પમાડી. સને ૧૬૨૬ માં એના સરદાર **મહોબતખાંએ** એને કેદ પકડયો. નૂરજહાંએ તેને છોડવવાને કોશિશ કીધી, પણ તેમાં તે પહેલાં તો ફાવી નહિ; પણ આખરે તેને છોડવ્યો. જહાંગીર સને ૧૬૨૭ માં મરણ પામ્યો. એ નબળો અને ધિક્કારવાજોગ હતો. એને દારૂ પીવાની લત લાગી હતી અને એના માનીતા એને જેટલું પાણી પાતા તેટલું એ પીતો.

**શાહજહાં.**—એ જહાંગીરનો છોકરો હતો. એ સને ૧૬૨૮ માં ગાદીએ બેઠો. એના રાજ્યમાં સૌથી જાણવાજોગ બિના એ બની કે કાબૂલ અને દક્ષિણમાં બંડો ઉઠયાં. એને ચાર છોકરા હતા—**દારા, શૂજા, ઔરંગજેબ** અને **મુરાદ**. આ ચારોમાં **ઔરંગજેબ** સૌથી ખંધો અને હોંશિઆર હતો. એણે દગાફટકાથી પોતાના ભાઇઓનું કાસળ કાઢયું, પોતાના બાપને પદભ્રષ્ટ કીધો, અને પોતે ગાદી પચાવી પડયો, **૧૬૫૮.** શાહજહાંએ સુંદર ઇમારતો બંધાવી તેને સારૂ તે ઘણો પ્રખ્યાત છે. એણે છ કરોડ રૂપીઆ ખરચી એક **મયૂરાસન** કરાવ્યું!!! એણે આગ્રામાં **તાજમહાલ** (પોતાની માનીતી રાણી મુમતાજ મહાલની કબર) બંધાવ્યો. તે દુનિયામાં સૌથી સુંદર ઇમારતોમાંની એક છે. એ સને ૧૬૬૬ માં મરણ પામ્યો, એ ડાહ્યો અને ન્યાયી બાદશાહ હતો.

**ઔરંગજેબ.**—એ **શાહજહાંનો** સૌથી નાનો છોકરો હતો. એ પોતાના ભાઇઓને મારી નાખીને ગાદીએ બેઠો, **૧૬૫૮. શિવાજી** એનો કટ્ટો દુશ્મન હતો. તેની સાથે એને વારંવાર લડાઇ ચાલતી હતી. એણે પારકા ધર્મના લોકો ઉપર **જજીઆ વેરો** નાખ્યો. રાજપૂતોએ

એની સામું બંડ મચાવ્યું, પણ એણે તેઓને તદ્દન નરમ પાડ્યા. સને ૧૬૮૬ માં એણે **બીજાપુર** લીધું, અને બીજે વરસે ગોવળકોંડા તાબે થયું. દક્ષિણમાં એ લડાઇમાં રોકાયલો હતો તેવામાં શિવાજીનો છોકરો **શંભાજી** એના હાથમાં ફસાયો. તેને એણે નિર્દયપણે મારી નાખ્યો, અને તેના છોકરા **શાહૂને** કેદ કીધો. સને ૧૭૦૦ માં એણે **સતારા** લીધું. પણ થોડી મુદતમાં મરેઠાઓએ પોતાના હાથમાંથી ગએલા પ્રાંતો પાછા લઇ લીધા. સને ૧૭૦૭ માં તે **અહમદનગર** ગયો. ત્યાં તે મરણ પામ્યો. એ ઘણો સમર્થ અને લડાઇની ઝનૂનવાળો હતો, પણ ધર્માંધ, લુચ્ચો અને દગાખોર હતો. એના વખતમાં મુગલાઇની પૂરેપૂરી ચ્હડતી હતી.

**પૃથ્વીરાજ.**—એ અજમેર અને દિલ્હીનો ચોહાણ રાજપૂત રાજા હતો. એણે સને ૧૧૯૧ માં શાહબુદ્દીન ઘોરીને **પાણીપતના** યુદ્ધમાં હરાવ્યો. પણ બે વરસ રહી તેણે એને **સ્થાનેશ્વર** આગળ હરાવ્યો, અને કેદ પકડી મારી નાખ્યો. એ ઘણોજ શૂરો અને સ્વદેશાભિમાની હતો.

**મલેક કાફૂર.**—એ એક ખુબસુરત ગુલામ હતો. એને **ખંભાતમાંથી** અલાઉદ્દીન ખીલજીએ પકડી આણ્યો હતો. એ પાદશાહનો માનીતો થઇ પડયો, અને જલદીથી ઉંચી પદ્વીએ ચઢયો. એણે સને **૧૩૦૩** માં **વરંગુળ** ઉપર ચઢાઇ કરી. સને **૧૩૦૬**માં એણે **માળવા** અને **ખાનદેશ** જીતી લીધા, અને **મહારાષ્ટની** રાજધાનિ દેવગિરી (દોલતાબાદ) લીધું. સને ૧૩૧૦-૧૨ માં એણે કર્ણાટક તથા **મલબાર** ઉપર ચઢાઇ કરી છેક કન્યાકુમારી ભૂશિર સુધી જીત મેળવી. સને ૧૩૧૫ માં એણે અલાઉદ્દીનને ઝેર દઇને મારી નાખ્યો. એને મુબારકે મારી નાખ્યો, ૧૩૧૬.

**ટોડરમલ.***—એ અકબરના રાજ્યમાં જમીનની મ્હેસુલ વગેરેના ધારા બાંધનાર હતો. એણે પોતાના ધારા સૂરવંશના શેરખાંના કાયદા

---

* કહે છે કે "એ કુંભારનો છોકરો હતો ને બાદશાહના મહેલની બહાર દરવાજા પાસે બેસી રહી મહેલમાં જનાર આવનારનો હિસાબ રાખ્યા કરતો (પોતાનીજ ઇચ્છાથી). એક દહાડો એવું બન્યું કે એક ખુની મેહેલમાં જઇ ભરાઇ રહેલો, તે પાછો આવેલો નહિ ને દરવાને દરવાજા બંધ કરવા માંડ્યા; ત્યારે ટોડરે કહ્યું કે, સબુર—મારો હિસાબ મળતો નથી-એક માણસ આવવું બાકી છે. તે ઉપરથી શોધ થઇ ને ખુની જડયો—એટલા ઉપરથી બાદશાહે તેને રાજાનો ખેતાબ આપી મોટે દરજ્જે ચઢાવી દીધો." (નર્મગદ્ય).

ઉપરથી બાંધ્યા. એણે રાજ્યના ૧૮ વિભાગ કીધા, અને તે દરેકમાં એકેકો સૂબેદાર નીમ્યો. જમીનદારોએ સરકારમાં કેટલી રકમ ભરવી તે એણે નક્કી કીધું. એણે બધી જમીનનું ચોકસાઇથી માપ લીધું, અને તેના કસ પ્રમાણે ત્રણ વર્ગ પાડ્યા, અને એની દેખરેખ નીચે બેકાયદે જે કરો નાખવામાં આવતા હતા, તે બધા કહાડી નાખવામાં આવ્યા.

**બહેરામખાં.**—એ એક ઇરાની અમીર હતો. હુમાયુંએ એની મદદથી સને ૧૫૫૫ માં બંગાળના સિકન્દર સૂરને હરાવ્યો. હુમાયુંના મરણ પછી એ અકબરની વતી રાજ ચલાવવા લાગ્યો, અને એણે **પાણીપત**ના યુદ્ધ (૧૫૫૬) માં આદિલશાહના સરદાર હેમુને હરાવ્યો. આથી રાજ્યની કુલ સત્તા એના હાથમાં આવી. હવે અકબર જ્યારે મોટો થયો, ત્યારે તેનાથી એ ખમાયું નહિ, તેથી તેણે રાજસત્તા પોતાના હાથમાં લીધી. આથી બહેરામખાંએ બંડ કર્યું, પણ ફાવ્યો નહિ. તે મક્કે હજ કરવા નીકળ્યો, પણ ગુજરાતમાં તેને કોઇએ મારી નાખ્યો.

**મહોબતખાં.**—એ કાબૂલમાં રાજ કરતો હતો ત્યાંથી એને નૂરજહાંએ પોતાના છોકરા શહરયારને ગાદી આપવામાં મદદ કરવાને દિલ્હી બોલાવ્યો. જ્યારે ૧૬૨૧ માં શાહજહાં બંડ કરી ઉઠયો ત્યારે મહોબતખાંએ તેને દક્ષિણમાં નહસાડયો. એને પર્વિઝ શાહજાદા જોડે દોસ્તી થઇ તેથી એ નૂરજહાંનો અકારો થઇ પડયો. જ્યારે મહોબતખાંએ જાણ્યું કે નૂરજહાંનો વિચાર મને ખરાબ કરવાનો છે ત્યારે તેણે જહાંગીરને કેદ પકડયો. નૂરજહાંએ તેને છોડવવા ઘણી મહેનત કીધી; પહેલાં તો ફાવી નહિ, પણ પાછળથી તેને કંઇ યુક્તિથી છોડવ્યો.

**મલિક અંબર.**—એ આબિસિનિયાનો રહેવાસી અહમદનગરમાં મ્હોટો અમીર થઇ પડયો હતો. ચાંદબીબીના મરણ પછી એ અહમદનગરના રાજ્યનો કારભાર ચલાવવા લાગ્યો. એણે દક્ષિણમાં ટોડરમલની મ્હેસુલની પદ્ધતિ દાખલ કીધી. એ સને ૧૬૨૬ માં મરણ પામ્યો ત્યાં સુધી મુગલોની સામા બ્હાદૂરીથી ટકી રહ્યો.

**નાદિરશાહ.**—એ ઇરાનનો પાદશાહ હતો. એણે કંદહાર અને કાબૂલ જીત્યા પછી મહમ્મદશાહના વખતમાં હિંદુસ્તાન ઉપર ચ્હડાઇ કરી.

એ મુગલ લશ્કરને **૧૭૩૯** માં **કર્નાલ** આગળ હરાવી પાદશાહ સાથે દિલ્હી ગયો. ત્યાં ઇરાનીઓને મુગલોએ માર્યા, તેથી નાદીરે દિલ્હીના લોકોની કતલ કરાવી. એ દિલ્હી લૂટી પુષ્કળ દ્રવ્ય લઇ પાદશાહને ગાદીએ બેસાડી પાછો ઇરાન ગયો, ૧૭૩૯. એને **૧૭૪૭** માં એની પ્રજાએ મારી નાખ્યો.

**અહમદશાહ અબ્દલી દુરાની.**—એ અફ્ઘાન સરદાર હતો. એ નાદીરશાહના લશ્કરમાં પ્રખ્યાત થયો હતો. નાદીરશાહના મરણ પછી એ કન્દહારની ગાદીએ બેઠો. એણે હિન્દુસ્તાન ઉપર ચ્હડાઇ કરી, પણ **સરહિંદ** આગળ હારી ગયો, **૧૭૪૮.** એજ વર્ષમાં એ પાછું પોતાનું લશ્કર લઇ હિંદુસ્તાનમાં આવ્યો, અને મુગલો પાસેથી **પંજાબ** પ્રાંત લીધો. સને **૧૭૫૭** માં એણે પાછી હિન્દુસ્તાન ઉપર ચ્હડાઇ કરી, પણ ત્યાં મરકી ચાલવાથી એને તરત કાબુલ જતા રહેવું પડયું. એણે પોતાના છોકરાને પંજાબનો સૂબો કરી ત્યાં રાખ્યો. સને **૧૭૫૮** માં મરેઠા લોકોએ પંજાબ ઉપર ચ્હડાઇ કરી ત્યાંના સૂબાને કહાડી મૂક્યો. આ વાતની ખબર અહમદશાહ અબ્દલીને પડી કે તે એકદમ મોટું લશ્કર એકઠું કરી હિંદુસ્તાન ઉપર ચ્હડી આવ્યો, અને મરેઠાઓના સરદાર **સદાશિવરાવ ભાઉ** અને **વિશ્વાસરાવ**ને સને **૧૭૬૧** માં **પાણીપત**ના મ્હોટા યુદ્ધમાં હરાવ્યા.

**રઝીઆ બેગમ.**—એ ગુલામ વંશની રાણી હતી. એ અલ્તમશની છોકરી હતી. એ પોતાના ભાઇ રૂકનુદ્દીનને પદભ્રષ્ટ કરી ગાદીએ બેઠી, **૧૨૩૬.** એ ઘણી રૂપાળી અને ભણેલી હતી. આમ છતાં એણે **જમાલ** નામના હબસી સરદાર સાથે ઘણી પ્રીતિ બાંધી, તેથી ઉમરાવો એની ઉપર ગુસ્સે થયા, અને એની સામું બંડ ઉઠાવ્યું. તેમાં એ અને એનો ધણી બન્ને હારી ગયાં ને માર્યાં ગયાં, **૧૨૩૯.**

**ચાંદ બીબી.**—એ બીજાપુરના અલી આદિલશાહની વિધવા બેગમ હતી, અને હિન્દુસ્તાનની અથવા જગતની તવારીખમાં એક ઘણીજ શૂરવીર સ્ત્રી થઇ ગઇ. સને ૧૫૯૯ માં **અહમદનગર** એના હાથમાં હતું. અકબરના છોકરા મુરાદે એ શહેરને ઘેરો ઘાલ્યો હતો તેની સામું એણે અજાયબ જેવી ચતુરાઇ અને બહાદૂરીથી રક્ષણ કીધું હતું. મુગલ લશ્કરને પાછું હઠાવી કહાડવામાં આવ્યું. સને **૧૬૦૦** માં અકબર જાતે આવ્યો; પણ આ બહાદૂર બીબીને તેણીના સિપાઇઓએ મારી નાખી.

**નૂરજહાં.**—એ એક ઇરાનીની ઘણી ખુબસુરત છોકરી હતી, અને શેર અફ્ઘાન સાથે પરણી હતી. પણ **જહાંગીરે** શેર અફ્ઘાનને મારી નંખાવ્યો, અને પોતે એની સાથે લગ્ન કીધું. એણે **મહોબતખાંની** સાથે વેર કીધું, તેથી જહાંગીર કેદ પકડાયો, પણ પાછળથી એણે તેને યુક્તિથી છોડાવ્યો.

**શિવાજી.**—એ શાહજીનો છોકરો હતો. એ સને **૧૬૨૭** માં જન્મ્યો હતો. એ હિન્દુસ્તાનમાં **મરેઠી રાજ્ય** સ્થાપનાર હતો. એણે ૧૯ વર્ષની ઉમ્મરે પૂનાની પાસેનો તોર્ણિઆનો પ્હાડી કિલ્લો લીધો, અને ધીમે ધીમે પોતાની સત્તા વધારતો ગયો. અને ૧૬૫૯ માં બીજાપૂર સરકારે શિવાજીને મારી નાખવાને અફ્ઝુલખાંને લશ્કર આપીને મોકલ્યો. આ કમનસીબ સરદારને શિવાજીએ પોતાની મુલાકાતે બોલાવી કપટથી મારી નાખ્યો. સને ૧૬૬૨ માં શિવાજીએ પૂનામાં દક્ષિણના સૂબા શાયીસ્તખાન ઉપર ચ્હડાઇ કરી. એ સૂબો એનાથી મરતો મરતો બચ્યો. સને **૧૬૬૪** માં એણે સુરત લૂટયું, અને "**રાજા**" નામ ધારણ કરી પોતાના નામના સિક્કા પાડવા લાગ્યો. છ વર્ષ પછી એણે પાછું **સુરત** લૂટયું. એણે વ્હાણોનો કાફલો એકઠો કર્યો, અને જે જાત્રાળુઓને વ્હાણમાં મક્કે લઇ જતા હતા તેના ઉપર હૂમલો કીધો. આથી ઔરંગજેબે એની સત્તા નરમ પાડવાને રાજા જયસિંગ અને દિલિરખાંને મોકલ્યા. પણ શિવાજી શરણ થયો, અને પોતાના કિલ્લાઓમાંથી ૨૦ કિલ્લા આપી દીધા. આના બદલામાં એને બીજાપૂરના રાજ્યના કેટલાક ભાગની ચોથ અને સર્દેશમુખીનો હક મળ્યો. સને ૧૬૭૪ માં એણે રાયગઢ આગળ વિધિપૂર્વક રાજ્યાભિષેક કરાવ્યો. બે વર્ષ પછી એણે કર્ણાટક ઉપર ચ્હડાઇ કરી, અને જીંજી, વેલોર વગેરે લીધાં. એ સને **૧૬૮૦** માં મરણ પામ્યો. એ બહાદુર યોદ્ધો, ચતુર સેનાપતિ, અને પાકો રાજદ્વારી પુરૂષ હતો. એના ઉપર એના સિપાઇઓની ઘણી પ્રીતિ હતી.

**રઘુનાથ ઉર્ફે રાઘોબા.**—એ બીજા પેશ્વા બાજીરાવનો બીજો છોકરો હતો. સને ૧૭૫૮ માં એણે અહમદશાહ અબ્દલીનો છોકરો જે પંજાબનો સૂબો હતો તેને હરાવ્યો, અને પોતે લાહોરમાં પેઠો. તેથી **અહમદશાહ અબ્દલી** હિન્દુસ્તાન ઉપર ચ્હડી આવ્યો, અને સને

**૧૭૬૧** માં **પાણીપતના** મોટા યુદ્ધમાં **મરેઠાઓને** હરાવ્યા. પાંચમો પેશ્વા નારાયણરાવ સગીર હોવાથી રાઘોબા રાજ્યરક્ષક થયો. એની દુષ્ટ સ્ત્રી આનંદીબાઇએ દગો કરીને નારાયણરાવને મારી નંખાવ્યો. પછી રાઘોબાએ પેશ્વા નામ ધારણ કીધું, પણ નારાયણરાવની સ્ત્રી જે ગર્ભવતી હતી, તેને **માધવરાવ નારાયણ** કરીને એક પુત્ર થયો; તેને પેશ્વાની ગાદી મળી. તેથી રાઘોબાએ પેશ્વાઇ મેળવવાને અંગ્રેજ સાથે સુરત આગળ કરાર કર્યા, **૧૭૭૫.** એ કરાર હેસ્ટિંગ્સે પહેલાં તો ગેરવાજબી ગણ્યા, પણ પાછળથી એને રાઘોબાનો પક્ષ લેવો પડયો. એટલામાં **સાલબાઇ** આગળ મરેઠાઓ સાથે કરાર થયા, **૧૭૮૨.** રાઘોબાને પેન્શન બાંધી આપ્યું.

**નાના ફડનવિસ.**—એ મોટો મરેઠી રાજદ્વારી પુરૂષ હતો. જ્યારે નારાયણરાવને મારી નાખ્યો, ત્યારે એણે તેની વિધવા અને બાળકનો પક્ષ લીધો; અને બંગાળા સરકાર સાથે સને **૧૭૭૬** માં **પુરંધર** આગળ કરાર કીધા, (જુઓ પાને ૧૦૧ મે). એણે સને **૧૭૮૨** માં બાળક પેશ્વા તરફથી હેસ્ટિંગ્સ સાથે **સાલબાઇના** કરાર કીધા (જુઓ પાને ૧૦૨ જે). જ્યારે રાઘોબાનો સૌથી મોટો પુત્ર બાજીરાવ ૨ જો પેશ્વા થયો ત્યારે એને કેદમાં નાખ્યો, પણ તરતજ એને છૂટો કીધો અને પાછો પ્રધાન બનાવ્યો. પણ એ ઝાઝુ જીવ્યો નહિ. એ સને **૧૮૦૦** માં મરણ પામ્યો. એ મહાન્ સ્વદેશાભિમાની હતો. પૂનામાં અંગ્રેજોની કુમકની પદ્ધતિ દાખલ કરવામાં એ ઘણો વિરૂદ્ધ હતો.

**મ્હાદાજી સિંધિયા.**—એ સને **૧૭૬૧** માં ગાદીએ બેઠો. એ નાના ફડનવિસનો હરીફ હતો. એણે રાઘોબા અને અંગ્રેજ તરફથી ૧૭૭૯ માં નાના ફડનવિસ સાથે **વાર્ગામના** કરાર કર્યા. તે અંગ્રેજોએ પાળ્યા નહિ. તેથી જ્યારે અંગ્રેજોએ ડભોઇ અને અમદાવાદ લીધાં, ત્યારે સિંધિયા તેઓની સામો થયો, અને પેશ્વાના વકીલ તરીકે અંગ્રેજ સાથે **૧૭૮૨** માં **સાલબાઇના** કરાર કીધા, તેમાં એને ભરૂચ મળ્યું. એ કરાર એને સ્વતંત્ર મરેઠી રાજ્ય સ્થાપવાને ઘણા લાભકારક થઇ પડ્યા. એણે ગોહદના રાજા પાસે **ગ્વાલિયર** લીધું, અને દિલ્હીમાં પૂર્ણ સત્તા મેળવી પેશ્વાની વતી વંશપરંપરા કારભાર ચલાવવાની સનદ મેળવી. પછી એણે જેપુર, જોધપુર વગેરેના રાજાને અને ઘણા નવાબોને તાબે

કીધા. એ એટલો બળવાન થઇ પડયો કે એણે પેશ્વાઇ છીનવી લીધી હોત, પણ એકાએક મરણ પામ્યો, ૧૭૯૪.

**દોલતરાવ સિંધિયા.**—એ મોટો મરેઠા સરદાર હતો. એ સને **૧૭૯૪** માં **ગ્વાલિયર**ની ગાદીએ બેઠો. સને **૧૮૦૧** માં જસવંતરાવ હોલ્કરે એને **ઉજ્જન** આગળ હરાવ્યો. બીજા બાજીરાવે અંગ્રેજ જોડે સને **૧૮૦૨** માં **વસઇ** આગળ કરાર કીધા, તેથી નારાજ થઇને એણે અંગ્રેજ સાથે લડાઇ કરી. અંગ્રેજોએ **અહ્મદનગર** લીધું, **૧૮૦૩.** જેનરલ **વેલ્સ્લે**એ એને અને વરાડના **રઘુજી ભોંસ્લે**ને **અસાઈ** આગળ હરાવ્યા, **૧૮૦૩.** એજ વર્ષમાં **લોર્ડ લેઇકે** એને **દિલ્હી, આગ્રા,** અને **લાસ્વારી**નાં યુદ્ધમાં હરાવ્યો, અને તેથી એને વારંવાર સંકટો ભોગવવાં પડયાં. એ અને એના મળતિયા **રઘુજી ભોંસ્લે**ને જેનરલ **વેલ્સ્લે**એ એજ વરસની આખરે પાછા **આર્ગામ** આગળ હરાવ્યા. આ પ્રમાણે બીલકુલ નાસીપાસ થઇને એણે **સિર્જી અંજનગાંવ** આગળ અંગ્રેજો સાથે કરાર કીધા ( જૂઓ પાને ૧૦૫ મે ). એ સને **૧૮૨૭** માં મરણ પામ્યો.

**જસવંતરાવ હોલ્કર.**—એ સને **૧૭૯૫** માં તુકાજી હોલ્કર પછી ગાદીએ બેઠો. એ જબરી લૂટફાટ ચલાવવા લાગ્યો અને દોલતરાવ સિંધિયાનો કટ્ટો હરીફ થઇ પડયો. એણે સિંધિયાને સને **૧૮૦૧** માં **ઉજ્જન**ના યુદ્ધમાં હરાવ્યો ; પણ સિંધિયા અને પેશ્વાના લશ્કરે એને પાછો હઠાવી કહાડયો. એજ વરસમાં એ **પૂને** આવી પહોંચ્યો, અને ત્યાં એણે બાજીરાવ બીજાને હરાવ્યો. બાજીરાવ ૨ જો મદદને સારૂ અંગ્રેજો પાસે ન્હાસી ગયો. હોલ્કરે પૂના લૂટયું અને નવો પેશ્વા કીધો. પણ લાગલોજ બાજીરાવને અંગ્રેજોએ વસઇના કરારની શરત પ્રમાણે પેશ્વાની ગાદીએ બેસાડયો. સને **૧૮૦૪** માં **ફ્રેઝર** અને **મોન્સન** એને **ડીગ** આગળ હરાવ્યો અને પાછો **લેઇકે ફરક્કાબાદ** આગળ હરાવ્યો. એ ન્હાસીને સીખ લોકો પાસે મદદ મેળવવાં પંજાબ ગયો, પણ ત્યાં કંઇ ફાવ્યો નહિ, તેથી એણે સલાહ કીધી, ૧૮૦૫. એ સને **૧૮૧૧** માં મરણ પામ્યો.

**રઘુજી ભોંસ્લે.**—એ વરાડનો રાજા હતો. સને ૧૮૦૨ માં બીજા બાજીરાવે અંગ્રેજો સાથે **વસઈ** આગળ કરાર કર્યા, તેથી એ અને દોલતરાવ

સિંધિયા એ બન્નેએ અંગ્રેજ સાથે લડાઇ કરી. જેનરલ **વેલ્સ્લેએ** સને **૧૮૦૩** માં એ બન્નેને **અસાઇ** અને **આર્ગાંવ** આગળ હરાવ્યા. તદન નાસીપાસ થઇને રઘુજી ભોંસ્લેએ અંગ્રેજ સાથે **દેવગામ** આગળ કરાર કર્યા, ૧૮૦૩ ( જૂઓ પાને ૧૦૫ મે ). એ સને **૧૮૧૬** માં મરણ પામ્યો.

**તારાબાઈ.**—એ **શંભાજી**ના સાવકા ભાઇ **રાજારામ**ની સ્ત્રી હતી. જ્યારે સને **૧૭૦૦** માં રાજારામ મરી ગયો, ત્યારે એ સ્ત્રી પોતાના છોકરા **બીજા શિવાજી**ના નામથી રાજકારભાર ચલાવવા લાગી. સને ૧૭૦૮ માં શંભાજીના છોકરા **શાહુ**ને મુગલોએ છોડી મૂક્યો, ત્યારે તે સતારે ગયો અને ગાદીએ બેઠો. તારાબાઇ અને એનો છોકરો શિવાજી બીજો સામે થયાં ખરાં, પણ કાંઇ ફાવ્યું નહિ, તેથી તેઓ **કોલ્હાપુર** ગયાં, અને ત્યાં એક સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું, **૧૭૨૯.**

**આનંદીબાઇ.**—એ **રાઘોબા**ની સ્ત્રી હતી. એણે **નારાયણરાવ**નું ખૂન કરાવ્યું, ૧૭૭૩. એ છેલ્લા પેશ્વા **બાજીરાવ**ની મા થાય.

**અહલ્યાબાઈ.**—એ મલ્હારાવ હોલ્કરના છોકરાની સ્ત્રી હતી. એ સને **૧૭૬૬** માં **ઇંદોર**ની ગાદીએ બેઠી. એ રાણીમાં ઘણા ઉચ્ચ ગુણો હતા અને એના જેવી રાણી કોઇ ભાગ્યેજ થઇ હોય. એ પરમ-ભક્તિવાળી, દયાળુ અને ઉદ્યોગી હતી. એ સને **૧૭૯૫** માં મરણ પામી. એણે **તુકાજી હોલ્કર**ને દત્તક લીધો હતો.

**તુલસીબાઈ.**—એ જસવંતરાવ હોલ્કરના મરણ ( ૧૮૧૧ ) પછી તેના દાસીપુત્ર **મલ્હારરાવ હોલ્કર**ના નામથી રાજ્ય ચલાવતી હતી. એને એના સરદારોએ પીંઢારાના સરદાર **ચીતુ**નો પક્ષ લેવાને જરૂર પાડી, પણ એ અંગ્રેજના પક્ષની છે એમ તેઓને વ્હેમ આવ્યાથી એને મારી નાખી. એ ઘણી દુર્ગુણી સ્ત્રી હતી.

**જોસેફ ફ્રંસ્વા ડૂપ્લે.**—એ પ્રખ્યાત ફ્રેન્ચ વ્હેપારી હતો. સને **૧૭૩૧** માં ફ્રેન્ચ સરકારે એને **ચંદ્રનગર**ની કોઠીનો ઉપરી નીમ્યો. સને **૧૭૪૧** માં એ **પોંડીચરી**નો ગવર્નર-જેનરલ નીમાયો. એની મુખ્ય નેમ એ હતી કે અંગ્રેજોને હિન્દુસ્તાનમાંથી કહાડી મૂકવા. સને **૧૭૪૬** માં કર્ણાટકના નવાબ **અન્વરરૂદ્દીન**ની મદદ લઇને એણે **મદ્રાસ**ને ઘેરો ઘાલ્યો

અને નવાબને ખાતરી આપી કે એ શહેર લેવાશે એટલે તમને આપી દઇશ. નબળો કોટ હોવાથી મદ્રાસ લઇ લેવામાં આવ્યું. હવે ડૂપ્લેએ પોતાના ઠરાવ પ્રમાણે કરવાને ના પાડી. નવાબે એક લશ્કર મોકલ્યું, પણ તે હારી ગયું. સને **૧૭૪૮** માં અંગ્રેજોએ **પોંડીચરી**ને ઘેરો ઘાલ્યો, પણ ડૂપ્લેએ હિમ્મત રાખીને તેનું એવું તો રક્ષણ કીધું કે ઘેરો ઘાલનારાઓને ઘણી શરમમાં ઘેરો ઉઠાવી પાછું જવું પડયું. સને **૧૭૫૦** માં ડૂપ્લેએ **મુજફ્ફરજંગ** સાથે સામેલ થઇને અન્વરૂદ્દીનને **અંબૂર** આગળ હરાવ્યો. એજ વરસમાં નાસિરજંગ ઉપર ચ્હડાઇ કરી તેને મારી નાખ્યો. એણે નાસિરજંગ જ્યાં હારી ગયો હતો ત્યાં આગળ એક જયસ્તંભ ઉભો કીધો, એણે **ડૂપ્લે-ફતેહ-આબાદ** નામનું એક શહેર પણ બાંધ્યું. સને **૧૭૫૪** માં એને ફ્રેન્ચ સરકારે પાછો બોલાવી લીધો. એ સને **૧૭૬૪** માં પારિસમાં મરણ પામ્યો.

**લાબોર્ડોનેઈ.**—એ ફ્રેન્ચ સરદાર ૧૭૭૪ માં ડૂપ્લેની મદદે હિન્દુસ્તાન આવ્યો. એને ડૂપ્લેએ મદ્રાસને ઘેરો ઘાલવા મોકલ્યો; તે શહેર એણે લીધું, પણ લાંચ લઇ ડૂપ્લેની મરજી ઉપરાંત તે અંગ્રેજને પાછું આપી દઇ પોતાનાં વ્હાણ મોરિશ્યસ હકારી ગયો. એ ફ્રાન્સ ગયો ત્યારે એને ફ્રેન્ચ સરકારે કેદ કીધો. એ સને **૧૭૫૩** માં મરણ પામ્યો.

**બૂસી.**—એ એક બ્હાદુર ફ્રેન્ચ સરદાર હતો. એ **અંબૂર**ના બીજા યુદ્ધમાં ડૂપ્લેના હાથ નીચે કામ કરતો હતો, ૧૭૫૦. એણે **સલાબત જંગ**ને દક્ષિણનો સૂબો કીધો. સને ૧૭૫૩ માં એણે ઉત્તર સરકાર પ્રાન્ત લીધો અને દક્ષિણમાં મોટી ફ્રેન્ચ સત્તા સ્થાપી. એણે દક્ષિણમાં દોલતાબાદનો ઘણો જબરો કિલ્લો પોતાના તાબામાં લીધો. આ વખતે બૂસીની સત્તા પૂર્ણ કળાએ પ્હોંચી હતી. સને ૧૭૫૯ ના ડીસેમ્બરમાં **લાલી** અને **બૂસી**એ **વૅાન્ડીવૅાશ** ઉપર ચ્હડાઇ કરી. તેનો ઘેરો ઉઠાવવાને **સર આયર કૂટ** લશ્કર લઇને ગયો. એક યુદ્ધ થયું, તેમાં ફ્રેન્ચો હારી ગયા અને બૂસી કેદ પકડાયો, **૧૭૬૦**. એ સને **૧૭૮૩** માં મરણ પામ્યો.

**લાલી.**—એ એક પ્રખ્યાત ફ્રેન્ચ સરદાર હતો. સને **૧૭૫૮** માં એણે **મદ્રાસ**ને ઘેરો ઘાલ્યો. પણ અંગ્રેજનો કાફલો આવી પહોંચવાથી

એને પાછા જવું પડયું. સને **૧૭૫૯** ના ડીસેમ્બરમાં એણે **અને બૂસીએ વૉન્ડીવૉશ** શેહેર ઉપર ચ્હડાઇ કરી. તેનું રક્ષણ કરવાને **સર આયર કૂટ** ગયો. એક યુદ્ધ થયું તેમાં ફ્રેન્ચો હારી ગયા અને બૂસી કેદ પકડાયો, **૧૭૬૦.** સને ૧૭૬૧ માં અંગ્રેજોએ **પોંડીચરી** લીધું, અને લાલીને કેદી તરીકે મદ્રાસ મોકલી દીધો. સને **૧૭૬૬** માં એને પારિસમાં ગર્દન માર્યો.

**રોબર્ટ ક્લાઇવ.**—એ સને **૧૭૨૫** માં જન્મ્યો હતો. એ સને **૧૭૭૪**માં કમ્પનીના મ્હેતા તરીકે હિન્દુસ્તાનમાં આવ્યો, પણ તે નોકરી તરતજ છોડીને એ લશ્કરમાં નોકર રહ્યા. સને ૧૭૫૧ માં અંગ્રેજના મળતિયા મહમ્મદ અલીને ત્રિચિનોપલીમાં ચંદા સાહેબ અને એના ફ્રેન્ચ મળતિયાઓએ ઘેરી લીધો હતો. ક્લાઇવે તીવ્ર બુદ્ધિ ચલાવી કહ્યું કે ચંદા સાહેબની રાજધાની **આર્કટ** છે તેને ઘેરો ઘાલવાથી આપણને લાભ થશે. આમ કર્યાથી આર્કટ પાછું લેવાને દુશ્મનો ત્રિચિનોપલીમાં પાછા ગયા, અને ક્લાઇવે **ચંદા** સાહેબના છોકરા **રાજા સાહેબ** સામું એવી તો બહાદૂરીથી તે શહેરનું રક્ષણ કીધું કે તેને ઘેરો ઉઠાવવો પડયો. ક્લાઇવે રાજા સાહેબ અને તેના ફ્રેન્ચ મળતિયાઓને **આર્ની** ( ૧૭૫૧ ) **અને કૉવેરીપાક** ( ૧૭૫૨ ) આગળ હરાવ્યા, અને કૉવેલોંગ અને **ચિંગલપટ** લીધાં. સને **૧૭૫૭** માં ક્લાઇવે **સુરાજા-ઉદ્-દૌલાને પ્લાસીના** યુદ્ધમાં હરાવ્યો. સને **૧૭૬૦** માં તે ઈંગ્લંડ ગયો, ને સને **૧૭૬૫ માં** પાછો હિન્દુસ્તાન આવ્યો. એ વાર હારી ગયા પછી મુગલ બાદશાહે એને **બંગાળા, બહાર** અને **ઓરિસ્સા**ની દીવાની આપી, **૧૭૬૫.** રાજ્યમાં ઘણા અગત્યના સુધારા કરીને ક્લાઇવ સ્વદેશ ગયો, **૧૭૬૭.** ત્યાં **૧૭૭૪** માં એણે આપઘાત કીધો.

**સર આયર કૂટ.**—એ પ્રખ્યાત અંગ્રેજ સરદાર હતો. એણે સને **૧૭૬૦** માં **લાલી** અને **બૂસીને વૉન્ડીવૉશ**ના યુદ્ધમાં હરાવ્યા. અને **૧૭૬૧** માં એણે **પોંડીચરીને** ઘેરો ઘાલ્યો અને તે શેહેર લઇ લીધું. આ જબરી ફતેહથી કૂટને બંગાળામાં સેનાપતિ કીધો. સને **૧૭૮૧** માં એણે **હૈદરને પોર્ટો નોવો, પાલિલોર** અને **શેલિંગઢ** આગળ હરાવ્યો. એ સને **૧૭૮૩** માં મદ્રાસમાં મરણ પામ્યો.

**લેઈક.**—એ પ્રખ્યાત અંગ્રેજ સરદાર હતો. એણે સને **૧૮૦૩** માં સિન્ધિયાને **દિલ્હી, આગ્રા,** અને **લાસ્વારી**નાં યુદ્ધમાં હરાવ્યો, શાહ-આલમ ૨ જાને છૂટો કર્યો, અને આગ્રા લઇ લીધુ. સને **૧૮૦૪** માં એણે જસવંતરાવ હોલ્કરને **ફરક્કાબાદ** આગળ હરાવ્યો અને **ડીગ**ને ઘેરો ઘાલી એ શેહેર ઉપર હલ્લો કરી લઇ લીધું. સને ૧૮૦૫ની શરૂઆતમાં એણે **ભરતપૂર**ને ઘેરો ઘાલ્યો અને અગરજો એ શેહેર લેવાયું તો નહિ, પણ ત્યાંના રાજાએ હોલ્કરનો સંપ છોડયો અને ૨૦ લાખ રૂપીઆ અંગ્રેજોને આપ્યા. એ સને **૧૮૦૯** માં મરણ પામ્યો.

**સર હુ ગફ.**—એ એક અંગ્રેજ સરદાર હતો. એણે પહેલા **ચીન** વિગ્રહમાં કેટલીક લડાઇઓ કરી. સને **૧૮૪૩** માં એણે ગ્વાલિયરના મરેઠાઓને **મહારાજપુર** આગળ હરાવ્યા. સને **૧૮૪૫** માં એણે સ્મિથ અને ગિલ્બર્ટની મદદથી સીખ લોકોને **મૂડકી** આગળ અને એણે અને લોર્ડ હાર્ડિંગે મળીને **ફિરોજશાહ** આગળ હરાવ્યા. વળી એણે એજ લોકોને **રામનગર** (**૧૮૪૮**) તથા **ચિલયનવાલા** (**૧૮૪૯**) આગળ ખૂબ હંફાવ્યા અને **ગુજરાત**ના મોટા યુદ્ધમાં તેઓને પૂરેપૂરા હરાવી દીધા.

**ચન્દા સાહેબ.**—એ કર્ણાટકના નવાબ દોસ્તઅલીનો જમાઇ હતો. એ ફ્રેન્ચ પક્ષનો હતો. એણે દગો કરી ત્રિચિનોપલી લઇ લીધું, **૧૭૩૬.** હવે મરેઠાઓએ ત્રિચિનોપલીને ઘેરો ઘાલ્યો, અને ચંદા સાહેબને કેદ કરી સતારે લઇ ગયા, ૧૭૪૧. ડુપ્લેએ મરેઠાઓને સાત લાખ રૂપીઆ આપી એને કેદમાંથી છોડાવ્યો. પછી એણે મુજફરજંગ અને ડુપ્લે સાથે મળી જઇ **અન્વરૂદ્દીન**ને **અંબૂર** આગળ હરાવ્યો, **૧૭૫૦,** અને પોતે **કર્ણાટક**નો નવાબ થયો. સને ૧૭૫૧ માં એણે ફ્રેન્ચોની મદદથી ત્રિચનોપલીને ઘેરો ઘાલ્યો. એટલે **કલાઈવે** એની રાજધાની **આર્કટ**ને ઘેરો ઘાલી તે શહેર લીધુ. કલાઇવ અને **લોરેન્સ** ત્રિચિનોપલી કે જેમાં મહમ્મદઅલી ઘેરાયો હતો તેનો ઘેરો ઉઠાવવાને ત્યાં ગયાં; ત્યાં ભારે લડાઇઓ થઇ તેમાં ચંદા સાહેબ માર્યો ગયો **૧૭૫૨.**

**મહમદઅલી.**—એ કર્ણાટકના નવાબ **અન્વરૂદ્દીન**નો નાનો છોકરો હતો. જ્યારે અન્વરૂદ્દીન **અંબૂર** (**૧૭૫૦**) આગળ હારી ગયો

અને માર્યો ગયો ત્યારે એ ન્હાસીને **ત્રિચિનોપલી**માં ભરાઇ બેઠો. એ શેહેરને **ચન્દા સાહેબે** ઘેરો ઘાલ્યો. મહમદઅલીએ અંગ્રેજની મદદ માગી. અંગ્રેજોએ એની મદદે **રૉબર્ટ કલાઇવ**ને મોકલ્યો. તેને જઇને ચન્દા સાહેબની રાજધાની આર્કટ લઇ લીધું એટલે ચદા સાહેબના લશ્કરને આર્કટ પાછું લેવાને ત્રિચિનોપલીનો ઘેરો ઉઠાવવો પડયો. પછી અંગ્રેજે મહમ્મદઅલીને કર્ણાટકનો નવાબ બનાવ્યો. એ સને **૧૭૯૫**માં મરણ પામ્યો.

**સુરાજ-ઉદ્-દૌલા.**—એ **બંગાળા**, **બહાર** અને **ઓરિસ્સા**નો નવાબ હતો. એને અંગ્રેજો તરફ ઘણોજ તિરસ્કાર હતો. એણે તેઓની કાસમ બજારમાં કોઠી હતી તેને લૂટી લીધી. એણે કલકત્તા ઉપર હૂમલો કીધો, ૧૪૬ અંગ્રેજોને કેદ પકડયા અને તેઓને એક ન્હાની કોટડીમાં ગોંધ્યા, **૧૭૫૬.** એ કોટડીનું પછીથી (**બ્લાક હોલ**) **કારાગૃહ** એવું નામ પડયું. બીજે દિવસે જ્યારે બારણું ખોલવામાં આવ્યું ત્યારે ફક્ત ૨૩ જણ જીવતા માલમ પડયા. હવે એની સામા એના સરદાર **મીર જાફર** અને **કલાઇવે** એક મોટું કાવતરું કીધું. ક્લાઇવે એને **૧૭૫૭** માં **પ્લાસી**ના મોટા યુદ્ધમાં હરાવ્યો. ત્યાર પછી એને મીર જાફરના છોકરા **મીરાને** પકડી મારી નાખ્યો, **૧૭૫૭.**

**મીર જાફર.**—એ સુરાજા-ઉદ્-દૌલાના લશ્કરનો સરદાર હતો. એણે કલાઇવ વગેરે સાથે સુરાજ-ઉદ્-દૌલાને પદભ્રષ્ટ કરવા મસલત કીધી અને તેને **૧૭૫૭** માં **પ્લાસી** આગળ હરાવી પોતે નવાબ થયો. બીજો **શાહઆલમ** શૂજા-ઉદ્-દૌલા સાથે મળી એને ગાદી ઉપરથી ઉઠાડવાનો વિચાર કરી લશ્કર લઇને ગયો; પણ **પટના** આગળ અંગ્રેજની મદદથી મીર જાફરે તેઓને હરાવ્યા, **૧૭૬૦.** એ અરસામાં એને અંગ્રેજથી સ્વતંત્ર થવાનું મન થયું; તેમાં એણે વલન્દાઓની મદદ લીધી, પણ **ચિન્સુરા** આગળ યુદ્ધ થયું તેમાં કર્નલ ફોર્ડે તેઓને હરાવ્યા, **૧૭૬૦.** હવે કલાઇવની જગાએ **વાન્સિટાર્ટ** આવ્યો. તેણે એની પાસેથી અંગ્રેજનું લ્હેણું માગ્યું. તે એનાથી અપાયું નહિ. તેથી એને ગાદી ઉપરથી ઉઠાડી એના જમાઇ **મીર કાસમ**ને નવાબ કીધો. પછી અંગ્રેજને મીર કાસમ સાથે વાંધો પડયો ત્યારે એને પાછો નવાબ બનાવ્યો. એ સને **૧૭૬૫** માં મરણ પામ્યો.

**મીર કાસમ.**—એ મીર જાફરનો જમાઇ હતો. જ્યારે મીર જાફર અંગ્રેજની સામો થયો ત્યારે તેઓએ એને બંગાળાનો નવાબ બનાવ્યો, **૧૭૬૦.** એ બદલ એણે અંગ્રેજોને **બર્દવાન**, **મિદનાપુર**, અને **ચિતાગોંગ** આપ્યાં. એને પદભ્રષ્ટ કરવા બીજો **શાહઆલમ** શૂજા-ઉદ્દ-દૌલાની મદદ લઇ આવ્યો. પણ તેને **પટના** આગળ કર્નલ **કાર્નાકે** હરાવ્યો, **૧૭૬૧.** પછી એણે જેમ કંપનીના માલ ઉપર દાણની માફી કીધી હતી તેમ પોતાની રૈયતના માલ ઉપર પણ કીધું, તેથી કંપની ગુસ્સે થઇ એને ગાદી ઉપરથી ઉઠાડી એના સસરા મીર જાફરને પાછી ગાદી આપી. આથી મીર કાસમ અંગ્રેજના સામો થયો, પણ **ઘેરીઆ** આગળ હારી ગયો, **૧૭૬૩.** ત્યાર પછી એ, શૂજા-ઉદ્દ-દૈલા, અને બીજો **શાહઆલમ** લશ્કર લઇ આવ્યા. **બકસર** આગળ યુદ્ધ થયું, તેમાં મેજર **મન્રોએ** એ ત્રણેને હરાવ્યા, **૧૭૬૪.**

**શૂજા-ઉદ્-દૌલા.**—એ અયોધ્યાનો નવાબ હતો. એ અને મુગલ બાદશાહ **શાહ આલમ ૨ જો** **મીર** કાસમને ગાદી ઉપરથી ઉઠાડી મૂકવાને ગયા, પણ કર્નલ **કાર્નાકે** એ બન્નેને **પટના** આગળ હરાવ્યા, **૧૭૬૧.** સને **૧૭૬૪** માં એ, **શાહઆલમ ૨ જો**, અને **મીર કાસમ** અંગ્રેજ સાથે લડવા નીકળ્યા, પણ મેજર મન્રોએ એ ત્રણેને **બકસર** આગળ હરાવ્યા. એણે સને ૧૭૭૪ માં વોરન હેસ્ટિંગ્સની મદદ લઇ **રોહિલાને** હરાવ્યા. એ સને ૧૭૭૫ માં મરણ પામ્યો.

**હૈદરઅલી.**—એ એક ફકીરનો પૌત્ર હતો. એ મ્હૈસૂરના રાજાની નોકરીમાં રહ્યો, અને લૂટફાટ, દગો અને લુચ્ચાઇ કરીને એણે ઘણું દ્રવ્ય મેળવ્યું. સને **૧૭૬૧** માં એણે **મ્હૈસૂર**ના ખરા હકદાર રાજાને અને તેના પ્રધાન **નંદરાજને** પદભ્રષ્ટ કીધા અને પોતે સુલતાન થયો. સને ૧૭૬૩ માં એણે **બેડનોર** ઉપર ચ્હડાઇ કરી અને તે લઇ લીધું. સને **૧૭૬૬** માં એણે **મલબાર** ઉપર ચ્હડાઇ કરી અને **કલિકટ** લીધું. સને ૧૭૬૭ માં એની સામે **માધવરાવ**, **નિજામ** અને અંગ્રેજોએ મોટો સંપ કીધો, પણ માધવરાવ અને નિજામને એણે લાંચ આપી પોતાની તરફ કરી લીધા. બે યુદ્ધો થયાં—**ચંગામ** અને **ત્રિનોમાલી** આગળ—એ બન્નેમાં કર્નલ

**સ્મિથે** હૈદરને હરાવ્યો, **૧૭૬૭.** સને **૧૭૬૯** માં **મદ્રાસ** આગળ કરાર કર્યા, (જૂઓ પાને ૧૨૪ મે). ત્રણ વરસ પછી હૈદરને **ત્રિંબક** **મામાએ** **ચેરકુલી** આગળ હરાવ્યો. સને **૧૭૮૦** માં એણે અંગ્રેજ સરદાર **બેલીને પોલિલોર** આગળ હરાવ્યો, પણ એ પોતેજ **પોર્ટો નોવો, પોલિલોર** અને **શોલિંગઢ** આગળ **સર આયર કૂટ**થી હાર પામ્યો, **૧૭૮૧.** એ સને **૧૭૮૨** મા મરણ પામ્યો. એ ઘણો નિર્દય હતો.

**ટીપુ.**—એ હૈદરનો છોકરો હતો. એ સને **૧૭૮૨** માં મ્હેસૂરની ગાદીએ બેઠો. એજ વર્ષમાં એણે કર્નલ **બ્રાથવેઇટ**ને **કોલેરૂન** નદીના કિનારા ઉપર હરાવ્યો. સને **૧૭૮૪** માં એણે અંગ્રેજ સાથે **મંગલૂર** આગળ કરાર કર્યા (જૂઓ પાને ૧૩૦ મે). મરેઠાઓ અને નિજામ એકઠા થઇ એના પર હૂમલો લઇ ગયા તેનો એણે ફતેહમંદીથી અટકાવ કીધો, અને કનેરા કુર્ગ અને **મલબાર** પ્રાંતો જીતી લીધા. સને **૧૭૮૯** માં એણે અંગ્રેજના મળતિયા ત્રાવણકોરના રાજા ઉપર હૂમલો કીધો, તેથી એને લોર્ડ **કોર્નવોલસે** સને **૧૭૯૧** માં **એરિકેરા** આગળ હરાવ્યો. સને ૧૭૯૨ માં લોર્ડ **કોર્નવોલિસે** શ્રીરંગપટ્ટણને ઘેરો ઘાલ્યો. પણ તે શરણ થવાની તૈયારીમાં હતું એટલામાં ટીપુએ સલાહ કરી (જૂઓ **શ્રીરંગપટ્ટણ**ના કરાર, પાને ૧૩૨ મે). ટીપુ સને **૧૭૯૯** માં ફ્રેન્ચ લોકોની સાથે કાગળપત્રનો વ્યવહાર ચલાવવા લાગ્યો. જ્યારે **લોર્ડ વેલસ્લી**ને આ વાતની ખબર પડી ત્યારે તેણે લડાઇ જાહેર કરી. ટીપુને જેનરલ **સ્ટૂઅર્ટે સદાશીર** આગળ અને જેનરલ **હેરીસે માલવેલી** આગળ હરાવ્યો. આ બન્ને સરદારોએ **શ્રીરંગપટ્ટણ**ને ઘેરો ઘાલ્યો. એ કિલ્લાનું રક્ષણ કરતાં ટીપુ મરણ પામ્યો, **૧૭૯૯.** એ શૂરવીર હતો, પણ નિર્દય, મગરૂર, અને લોભી હતો. એને મ્હેસૂરનો "**વાઘ**" કહેતા.

**રણજીત સિંહ**—એ સીખ સરદાર સને **૧૭૮૦** માં જન્મ્યો હતો. એને અફઘાન રાજા **ઝમાન** શાહે **લાહોર**નો ગવર્નર બનાવ્યો હતો. સને ૧૮૦૯ માં એણે **પતીઆળા** અને **ઝિંદના** સરદારો ઉપર હૂમલો કીધો. તેઓએ પોતાના રક્ષણને સારૂ લોર્ડ. **મિન્ટોની મદદ માગી. લોર્ડ મિન્ટોએ** રણજીત સિંહ સાથે કરાર કીધા તેથી **અંગ્રેજો સાથે મિત્રતા**

રાખવાને તેણે કબૂલ કીધું. એણે **શાહ શૂજાને** અફ્ઘાનીસ્તાનનું રાજ્ય પાછું આપવાને અંગ્રેજોને તેઓનાં કમનસીબ પ્રયત્નમાં મદદ કીધી. એ સને **૧૮૩૯** માં મરણ પામ્યો. એને પંજાબનો "**સિંહ**" કહેતા.

**દોસ્ત મહમ્મદ.**—એ અફ્ઘાનીસ્તાનનો અમીર હતો. રૂશ્યાના લોકો એની સાથે સંપ કરતા હતા અને એ અંગ્રેજોની સાથે સંપ કરવાને ખુશી નહોતો, તેથી લોર્ડ ઓક્લંડે પદભ્રષ્ટ થયલા શાહ શૂજાનો પક્ષ લેવાનો નિશ્ચય કર્યો અને સર જોન કીનની સરદારી નીચે એક લશ્કર અફ્ઘાનીસ્તાન ઉપર ચ્હડાઇ કરવાને મોકલ્યું. દોસ્ત મહમ્મદ **પર્વાન** આગળ હારી ગયો અને ન્હાસી ગયો (**૧૮૩૯**). બીજે વરસે તે અંગ્રેજને શરણ આવ્યો. એને હિન્દુસ્તાન મોકલી દીધો અને ૨૦,૦૦૦ પાઉન્ડનું વર્ષાશન બાંધી આપ્યું. એ સને **૧૮૬૨** માં મરણ પામ્યો.

**અકબરખાન.**—એ દોસ્ત મહમ્મદનો છોકરો હતો. જ્યારે અંગ્રેજોએ દોસ્ત મહમ્મદને ગાદી ઉપરથી ઉઠાડી શાહ શૂજાને ગાદીએ બેસાડવાનું જાહેર કીધું ત્યારે તે નાઠો. અગ્રેજો લશ્કર લઇ કાબૂલ ગયા; પણ આ નવા અમીર તરફ અફ્ઘાનોને ઘણો તિરસ્કાર હતો, તેથી અગ્રેજી લશ્કર તેના રક્ષણ માટે ત્યાં બે વર્ષ રહ્યું. અફ્ઘાનોએ બંડ જગાવ્યું. સને ૧૮૪૧ માં અકબરખાને અંગ્રેજ અમલદારોને દગાથી મારી નાખ્યા. આખર અગ્રેજો એવી ખરાબ સ્થિતિમાં આવી પડયા કે તેઓએ કાબૂલ છોડવાનું નક્કી કીધુ. અકબરખાને તેઓને સહીસલામત જલાલાબાદ પહોંચાડવાનું વચન આપ્યું, ૧૮૪૨; પણ એણે દગો કરી પંદર હજાર માણસનું અંગ્રેજનું લશ્કર કાપી નાખ્યું. માત્ર એકજ સખસ ડૉક્ટર બ્રાઇડન પોતાના સાથીઓના માઠા સમાચાર કહેવા જલાલાબાદ પહોંચવા પામ્યો. અકબરખાન આ ખુનરેજી પછી અફ્ઘાનીસ્તાનમાં સર્વોપરી થયો.

---

# अंग्रेजोने मळेला प्रांतो.

| નામ. | વરસ | કોની પાસેથી અને શી રીતે મળ્યાં. |
|---|---|---|
| મદ્રાસ … … … | ૧૬૩૯ | અંગ્રેજોએ શાહજહાંની પરવાનગીથી વસાવ્યું. |
| મુંબઇ .. .. . | ૧૬૬૮ | ઈંગ્લંડના રાજા પાસેથી કમ્પનીને મળ્યું. |
| કલકત્તા અને આસપાસનાં ગામ … .. … | ૧૬૯૬ | ઔરંગજેબના પૌત્ર પાસેથી વેચાણ લીધાં. |
| ૨૪ પરગણાં … .. | ૧૭૫૭ | મીર જાફર પાસેથી ઇનામ દાખલ મળ્યાં. |
| મછલીપટ્ટણ … . | ૧૭૫૯ | ફ્રેન્ચ લોકો પાસેથી લડાઇમાં મળ્યું. |
| બર્દવાન, મિદનાપુર, ચિતાગોંગ … … … | ૧૭૬૦ | મીર કાસમ પાસેથી ઇનામમાં મળ્યાં. |
| બંગાળા, બહાર, ઓરિસ્સા | ૧૭૬૫ | બીજા શાહઆલમે ઉપકારના બદલામાં આપ્યા. |
| ઉત્તર સરકાર પ્રાંત* … | ૧૭૬૫ | નિજામ પાસેથી મદદને પેટે ( શાહઆલમની કબૂલાતથી ) મળ્યો. |
| ડીંડીગલ અને મલબાર .. | ૧૭૯૨ | ટીપુ પાસેથી શ્રીરંગપટ્ટણના કરારથી મળ્યા. |
| કેનેરા, કોઇમ્બટૂર, વાઇનાદ | ૧૭૯૯ | ટીપુના મરણથી મળ્યા. |
| નિજામે આપેલા પ્રાંતો† | ૧૮૦૦ | નિજામ પાસેથી લશ્કરના ખરચને પેટે લીધા. |
| તંજાવર .. .. … | ૧૮૦૦ | રાજાએ પેન્શન લઇ અંગ્રેજોને સ્વાધીન કીધું. |
| અયોધ્યાના નવાબે આપેલા પ્રાંતો‡ .. … … | ૧૮૦૧ | નવાબ પાસેથી લશ્કરના ખરચને પેટે મળ્યા. |
| કર્ણાટક … … … | ૧૮૦૧ | મહમ્મદ અલીના છોકરાએ પેન્શન લઇ અંગ્રેજોને આપ્યું. |

* ગવૂર, કોંડાપી, એલોર, રાજમાહેંદ્રી અને સીકાકોલ.

† બેલારી, કડપા, અને કર્નલનો થોડો ભાગ.

‡ હાલના આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતોમાંનો ઘણોખરો ભાગ, અલાહબાદ, ફત્તેપુર, કહાનપુર, આલમઘઢ, ગોરખપુર, બરેલી, મોરાદાબાદ, બીજનુર, બુદાઓન, અને શાહજહાનપુર.

| નામ. | વરસ. | કોની પાસેથી અને શી રીતે મળ્યાં. |
|---|---|---|
| સુરત ... ... ... | ૧૮૦૨ | પેશ્વા પાસેથી વસઇના કરારમાં મળ્યું. |
| કટક અને બાલાસોર ... | ૧૮૦૩ | રઘુજી ભોંસલે પાસેથી દેવગામના કરારમાં મળ્યાં. |
| દિલ્હી, આગ્રા, બુંદેલખંડ .. | ૧૮૦૩ | દોલતરાવ સિંધિઆ પાસેથી જીતી લીધાં. |
| કલંક અને મલૂન ... ... | ૧૮૧૫ | ગુર્ખા લોકો પાસેથી લડાઇમાં મળ્યાં. |
| પૂના અને દક્ષિણ મહારાષ્ટ્ર. | ૧૮૧૮ | પેશ્વાઇ નાબુદ થવાથી મળ્યાં. |
| આસામ, આરાકાન, કાચર, જીન્ત્યા... ... ... | ૧૮૨૬ | બ્રહ્મદેશના રાજા પાસેથી યેન્દાબુના કરારથી મળ્યાં. |
| કુર્ગ... ... ... ... | ૧૮૩૪ | રાજાના જુલમથી જીતી લીધું. |
| સિન્ધ ... ... ... | ૧૮૪૩ | અમીરોને હરાવી લઇ લીધું. [મળ્યો. |
| જલંદર દોઆબ ... ... | ૧૮૪૬ | સીખ લોકો પાસેથી લાહોરના કરારમાં |
| સતારા ... ... ... | ૧૮૪૮ | રાજા અપુત્ર મરણ પામવાથી ખાલ્સા |
| પંજાબ ... ... ... | ૧૮૪૯ | સીખ લોકો પાસેથી જીતી લીધું. [કીધું. |
| પેગુ ... .. ... | ૧૮૫૨ | બ્રહ્મદેશના રાજા પાસેથી જીતી લીધો. |
| વરાડ .. .. ... | ૧૮૫૩ | નિજામ પાસેથી લશ્કરના ખરચ બદલ રાખ્યો. [કીધાં. |
| નાગપુર અને જહાંસી ... | ૧૮૫૩ | રાજા અપુત્ર મરણ પામવાથી ખાલ્સા |
| અયોધ્યા ... ... ... | ૧૮૫૬ | નવાબના અંધેર રાજ્યથી ખાલ્સા કીધું. |
| બ્રહ્મદેશ (ઉત્તર ભાગ) ... | ૧૮૮૬ | રાજા થાબોને હરાવી પદભ્રષ્ટ કરી લીધો. |

# हिंदुस्ताननां तेर म्होटां देशी राज्यो.

(૧) હૈદરાબાદનો નિજામ.
(૨) મ્હૈસૂરનો મહારાજા.
(૩) કાશ્મીરનો મહારાજા.
(૪) ત્રાવણકોરનો મહારાજા.
(૫) ગ્વાલિયરનો મહારાજા સિંધિયા.
(૬) વડોદરાનો ગાયકવાડ.
(૭) જેપુરનો મહારાજા.
(૮) જોધપુરનો મહારાજા.
(૯) ઈંદોરનો મહારાજા હોલ્કર.
(૧૦) પતિયાળાનો મહારાજા.
(૧૧) ઉદેપુરનો મહારાજા.
(૧૨) ભરતપુરનો મહારાજા.
(૧૩) ભોપાળની બેગમ.

# भरतखंडमां थयलां मुख्य युद्धो.

| | | |
|---|---|---|
| **પાણીપત** (૧). | ૧૧૯૧ | પૃથ્વીરાજે શાહબુદ્દીન ઘોરીને હરાવ્યો. |
| સ્થાનેશ્વર ...... | ૧૧૯૩ | શાહબુદ્દીન ઘોરીએ પૃથ્વીરાજને હરાવ્યો. |
| **પાણીપત** (૨). | **૧૫૨૬** | બાબરે ઇબ્રાહીમ લોદીને હરાવ્યો. |
| ફત્તેહપુર શિક્રી. | ૧૫૨૭ | બાબરે મેવાડના રાણા સંગને હરાવ્યો. |
| મંદેશ્વર ...... | ૧૫૩૪ | હુમાયુંએ બહાદૂરશાહને હરાવ્યો. |
| કનોજ ...... | ૧૫૪૦ | શીરખાંએ હુમાયુંને હરાવ્યો. |
| **પાણીપત** (૩). | ૧૫૫૬ | બહેરામખાંએ હેમુને હરાવ્યો. |
| કાશી ......... | ૧૫૫૭ | દારાએ શૂજાને હરાવ્યો. |
| આગ્રા (૧) ... | ૧૬૫૭ | ઔરંગજેબે દારાને હરાવ્યો. |
| ઉજ્જન (૧) ... | ૧૬૫૮ | ઔરંગજેબ અને મુરાદે જસ્વતસિંગને હરાવ્યો. |
| કર્નાલ ....... | ૧૭૩૮ | નાદીરશાહે મહમ્મદશાહને હરાવ્યો. |
| આમ્બૂર (૧) . | ૧૭૪૦ | રઘુજી ભોંસલે અને મોરારીરાવે દોસ્તઅલીને હરાવ્યો. |
| સરહિંદ ...... | ૧૭૪૮ | મુગલોએ અહમદશાહ અબદલીને હરાવ્યો. |
| અમ્બૂર (૨) .. | ૧૭૫૦ | ડુપ્લેએ અન્વરૂદ્દીનને હરાવ્યો. |
| આર્નો ...... | ૧૭૫૧ | ક્લાઇવે રાજા સાહેબ તથા ફ્રેન્ચોને હરાવ્યા. |
| કોવ્રેપાક ...... | ૧૭૫૨ | ક્લાઇવે રાજા સાહેબ તથા ફ્રેંચોને હરાવ્યા. |
| બાહૂર ......... | ૧૭૫૨ | મેજર લોરેન્સે ફ્રેન્ચને હરાવ્યા. |
| **પ્લાસી** ..... | **૧૭૫૭** | ક્લાઇવે સુરાજ-ઉદ્-દૌલાને હરાવ્યો. |
| ચિન્સૂરા ...... | ૧૭૬૦ | કર્નલ ફોર્ડે વલંદાને હરાવ્યા. |
| **વાંડીવાશ** ... | ૧૭૬૦ | કૂટે ફ્રેન્ચ સરદાર લાલી તથા બૂસીને હરાવ્યા. |
| ઉદ્દગીર ..... | ૧૭૬૦ | બાલાજી બાજીરાવે સલાબતજંગ અને નિજામને હરાવ્યા. |
| પટના (૧) ... | ૧૭૬૦ | કર્નલ કાલિયડે બીજા શાહઆલમને હરાવ્યો. |
| **પાણીપત** (૪). | **૧૭૬૧** | અફ્ઘાન રાજા અહમદશાહ અબદલી દુરાનીએ મરેઠા સરદાર વિશ્વાસરાવ અને સદાશિવભાઉને હરાવ્યા. |
| પટના (૨) ... | ૧૭૬૧ | કર્નલ કાર્નાકે શૂજા-ઉદ્-દૌલા, અને બીજા શાહઆલમને હરાવ્યા. |
| ઘેરીઆ ...... | ૧૭૬૩ | અગ્રેજે મીર કાસમને હરાવ્યો. |
| બકસર .. ... | ૧૭૬૪ | અગ્રેજ સરદાર મન્રોએ મીર કાસમ, શૂજા-ઉદ્-દૌલા અને બીજા શાહઆલમને હરાવ્યા. |

| | | |
|---|---|---|
| કાલ્પી ........ | ૧૭૬૪ | કાર્નાકે શૂજા-ઉદ્-દૌલા તથા હોલ્કરને હરાવ્યા. |
| અર્કૂર (૩) ... | ૧૭૬૭ | કર્નલ સ્મિથે હૈદરને હરાવ્યો. |
| ચગામ .. ...... | ૧૭૬૭ | કર્નલ સ્મિથે હૈદર તથા નિઝામને હરાવ્યા. |
| ત્રિનોમાલી...... | ૧૭૬૭ | કર્નલ સ્મિથે હૈદર તથા નિઝામને હરાવ્યા. |
| ચેરકુલી .... | ૧૭૭૨ | ત્રિંબક મામાએ હૈદરને હરાવ્યો. |
| આરાસ ...... | ૧૭૭૫ | કર્નલ કીટીંગે મરેઠાને હરાવ્યા. |
| પોલીલોર (૧)... | ૧૭૮૦ | હૈદરે કર્નલ બેલીને હરાવ્યો અને કેદ પકડયો. |
| પોર્ટોનોવો ...... | ૧૭૮૧ | સર આયર કૂટે હૈદરને હરાવ્યો. |
| પોલીલોર (૨)... | ૧૭૮૧ | સર આયર કૂટે હૈદરને હરાવ્યો. |
| શોલિંગઢ ...... | ૧૭૮૧ | સર આયર કૂટે હૈદરને હરાવ્યો. |
| કોલેરૂન .. ... | ૧૭૮૨ | ટીપુએ કર્નલ બ્રાથવેઇટને હરાવ્યો. |
| એરિકેરા .... | ૧૭૯૧ | લોર્ડ કોર્નવોલીસે ટીપુને હરાવ્યો. |
| કુર્દલા .. ...... | ૧૭૯૫ | મરેઠાઓએ નિઝામ અલીને હરાવ્યો. |
| સદાશીર ...... | ૧૭૯૯ | જેનરલ સ્ટઅર્ટે ટીપુને હરાવ્યો. |
| માલવેલી ...... | ૧૭૯૯ | જેનરલ હેરિસે ટીપુને હરાવ્યો. |
| શ્રીરંગપટ્ટણ .. | ૧૭૯૯ | હેરિસે અને સ્ટઅર્ટે ટીપુને હરાવ્યો. ટીપુ રણમાં પડયો. |
| ઉજ્જન (૨) . | ૧૮૦૧ | જસ્વંતરાવ હોલ્કરે દોલતરાવ સિંધિયાને હરાવ્યો. |
| ઈંદોર ....... | ૧૮૦૧ | દોલતરાવ સિંધિયાએ જસ્વતરાવ હોલ્કરને હરાવ્યો. |
| પૂના ....... | ૧૮૦૧ | જસ્વતરાવ હોલ્કરે બાજીરાવને હરાવ્યો. |
| અસાઇ........ | ૧૮૦૩ | જેનરલ વેલ્સલેએ દોલતરાવ સિંધિયા તથા રઘુજી ભોંસ્લેને હરાવ્યા. |
| દિલ્હી ....... | ૧૮૦૩ | જેનરલ લેઇકે દોલતરાવ સિંધિયાને હરાવ્યો. |
| લાસ્વારી ...... | ૧૮૦૩ | જેનરલ લેઇકે દોલતરાવ સિંધિયાને હરાવ્યો. |
| આગ્રા (૨) ... | ૧૮૦૩ | જેનરલ લેઇકે દોલતરાવ સિંધિયાને હરાવ્યો. |
| આર્ગામ ...... | ૧૮૦૩ | જે૦ વેસ્લેએ સિંધિયા તથા ભોંસ્લેને હરાવ્યા. |
| ડીગ ........ | ૧૮૦૪ | જે૦ ફ્રેઝર ને મોન્સને જસ્વંતરાવ હોલ્કરને હરાવ્યો. |
| ફરૂક્કાબાદ ...... | ૧૮૦૪ | લોર્ડ લેઇકે જસ્વતરાવ હોલ્કરને હરાવ્યો. |
| આલ્મોરા ..... | ૧૮૧૬ | જેનરલ ઓક્ટરલોનીએ ગુર્ખા સરદાર અમિરસિંગને હરાવ્યો. |
| મકવાનપુર ... | ૧૮૧૬ | |
| ખડકી ........ | ૧૮૧૭ | એલ્ફિન્સ્ટને બીજા બાજીરાવને હરાવ્યો. |
| સિતાબાલ્દી ... | ૧૮૧૭ | મિ૦ જેન્કીન્સે આપા સાહેબને હરાવ્યો. |
| નાગપુર ...... | ૧૮૧૭ | જેનરલ ડોવેટને આપા સાહેબને હરાવ્યો. |
| માહિદપુર ...... | ૧૮૧૭ | હિસ્લોપ અને માલ્કમે મલ્હારરાવ હોલ્કરને હરાવ્યો. |

| | | |
|---|---|---|
| કોરગામ ...... | ૧૮૧૮ | સ્ટોન્ટને બીજા બાજીરાવને હરાવ્યો. |
| આષ્ટી......... | ૧૮૧૮ | સ્મિથ સાહેબે બીજા બાજીરાવના પ્રધાન બાપુ ગોખ્લેને હરાવ્યો. |
| પગામ ......... | ૧૮૨૬ | સર આર્ચીબોલ્ડ કેમ્બેલે બ્રહ્મીઓને હરાવ્યા. |
| પર્વાન ..... ... | ૧૮૩૯ | રોબર્ટ સેલે દોસ્ત મહમ્મદને હરાવ્યો. |
| કંદહાર ......... | ૧૮૪૨ | જેનરલ નોટે અફઘાનોને હરાવ્યા. |
| મીઆની ...... | ૧૮૪૩ | સર ચાર્લ્સ નેપીઅરે સિંધના અમીરોને હરાવ્યા. |
| હૈદરાબાદ ...... | ૧૮૪૩ | |
| મહારાજપુર ... | ૧૮૪૩ | લોર્ડ ગફે સિંધિયાને હરાવ્યો. |
| પનીઆર ...... | ૧૮૪૩ | જેનરલ ગ્રેએ સિંધિયાને હરાવ્યો. |
| મૂડકી ... ..... | ૧૮૪૫ | લોર્ડ ગફે સીખ સરદાર લાલસિંગને હરાવ્યો. |
| ફિરોજશાહ અથવા ફિરોજશેહેર ... | ૧૮૪૫ | લોર્ડ હાર્ડિંગ અને લોર્ડ ગફે સીખ સરદાર લાલસિંગને હરાવ્યો. |
| અલિવાલ ..... | ૧૮૪૬ | સર હેરી સ્મિથે સીખ સરદાર ગુલાબસિંગને હરાવ્યો. |
| સોબ્રાઉન ...... | ૧૮૪૬ | લોર્ડ હાર્ડિંગે સીખ સરદાર તેજસિંગ અને શ્યામસિંગને હરાવ્યા. |
| ફિનેરી ......... | ૧૮૪૮ | જે૦ એડવર્ડસે સીખ સરદાર લાલા મૂળરાજને હરાવ્યો. |
| સદુસામ ...... | ૧૮૪૮ | |
| રામનગર ...... | ૧૮૪૮ | લોર્ડ ગફે સીખ સરદાર શેરસિંગ, ચતુરસિંગ વગેરેને હંફાવ્યા. |
| ચિલિયનવાલા... | ૧૮૪૯ | |
| ગુજરાત ...... | ૧૮૪૯ | લોર્ડ ગફે સીખ સરદાર શેરસિંગ અને ચતુરસિંગને હરાવ્યા. |
| રંગૂન, પ્રોમ ... | ૧૮૫૨ | અંગ્રેજોએ બ્રહ્મીઓને હરાવ્યા. |

# भरतखंडनी भूगोळ.

---

**સીમા.**—ઉત્તરે, તુર્કસ્તાન તથા ટિબેટ ; પૂર્વે, ચીન, મીકોંગ નદી, તથા સીઆમ ; દક્ષિણે, મલાયાનો દ્વિપકલ્પ અને હિંદી મહાસાગર ; પશ્ચિમે બલુચિસ્તાન તથા અફઘાનિસ્તાન. હિન્દુસ્તાન દ્વિપકલ્પને આકારે છે.

**ક્ષેત્રફળ.**—હિન્દની વધારેમાં વધારે લંબાઇ તથા વધારેમાં વધારે પહોળાઇ લગભગ એક સરખી છે, ( ૧૯૦૦ માઇલ ). બ્રહ્મદેશ તથા દેશી રાજ્યો મળી કુલ ક્ષેત્રફળ ૧,૭૬૬,૬૪૨ ચોરસ માઇલ છે. બ્રિટિશ હિન્દનું એકલાનું ૧,૦૮૭,૨૪૯ ચોરસ માઇલ, એટલે બ્રિટિશ ટાપુઓના કરતાં એનું ક્ષેત્રફળ ચૌદગણા કરતાં વધુ છે.

**કિનારાની લંબાઇ.**—હિન્દના કિનારાની લંબાઇ આસરે ત્રણ હજાર માઇલ છે, અને બ્રહ્મદેશની સાથે લેતાં ચાર હજાર કરતાં વધારે માઇલ છે.

**ચિનાઇ રાજ્ય તરફની સરહદ.**—જેની પેલીમેર તુર્કસ્તાન તથા ટિબેટ છે. તે લગભગ ૧૮૦૦ માઇલ છે ; તે તરફ કારાકોરમ તથા હિમાલય પર્વતની હારો આવેલી છે ; **અફઘાન સરહદ** પામરથી શરૂ થાય છે ; ને તેની લંબાઇ ૧૩૦૦ માઇલ છે. એમાં ત્રણ મુખ્ય પહાડી રસ્તાઓ છે.—ખાઇબર પાસ, ગોલીઆરી ( ગુમાલ ) પાસ, અને બોલન પાસ (ક્વેટાની દક્ષિણે). **પૂર્વ તરફની સરહદ** શિયામ સાથે લાગુ છે, હિન્દના પશ્ચિમ કિનારાને **મલબાર** કિનારો કહે છે, ને પૂર્વ કિનારાને **કોરોમાંડલ** કિનારો કહે છે.

**સમુદ્ર, અખાત,** વિગેરે.—**અરબ્બી** સમુદ્ર, કચ્છનું અખાત, તથા **ખંભાતનું** અખાત, પશ્ચિમે ; **મનારનું** અખાત તથા **પાકની** સામુદ્રધુની હિન્દ તથા સિંહલદ્વિપ વચ્ચે દક્ષિણે છે ; બંગાળાનો ઉપસાગર પૂર્વે છે.

**ભૂશિરો.**—કન્યાકુમારી ભૂશિર, હિન્દની દક્ષિણે; **મોન્ઝ** ભૂશિર, સંધની પશ્ચિમે; **દીવ,** કાઠીઆવાડની દક્ષિણે; ડંડ્રા, સિંહલદ્વીપની દક્ષિણે; **પેડ્રો,** સિંહલદ્વીપની ઉત્તરે; **કાલીમીર,** કાવેરીના મુખ આગળ; પાલ્માયરા, મહાનદીના મુખની ઉત્તરે.

**દ્વીપો.**—**સિંહલદ્વીપ,** હિન્દની દક્ષિણે; **લક્ષદ્વીપ,** તથા **માલદ્વીપ,** પશ્ચિમ તરફ અરબ્બી સમુદ્રમાં; **આન્દામાન** (હિન્દના ગુન્હેગારોને દેશનિકાલ કરવાની જગ્યા) તથા **નિકોબાર,** પૂર્વે બંગાળાના ઉપસાગરમાં; **મર્ગ્વિ** આર્કિપેલેગો, અન્દામાનની પૂર્વે દૂર.

**સપાટી.**—હિન્દની સપાટીના ત્રણ મોટા કુદરતી વિભાગો છે. (૧) **હિમાલય** પર્વતવાળો પ્રદેશ; (૨) **મોટા ઉત્તર તરફના મેદાનનો** પ્રદેશ, જેની ઉત્તરે હિમાલય, દક્ષિણે વિંધ્યાચળ પર્વત છે. એમાં ગંગાનો પ્રદેશ તથા **થર**ના અરણ્ય સાથે **સિંધુ**નો પ્રદેશ સમાયલાં છે, ને એ બન્ને અરવલ્લીની ટેકરીથી જુદા પડે છે; (૩) દક્ષિણનો પ્રદેશ. એની ઉત્તરે વિંધ્યા પર્વત, પશ્ચિમે પશ્ચિમઘાટ અથવા સહ્યાદ્રી, પૂર્વે પૂર્વઘાટ અને દક્ષિણે નીલગિરિ પર્વત છે.

**પર્વતો.**—**કારાકોરમ** તથા **હિમાલય,** ઉત્તરે; **સુલેમાન** પશ્ચિમે; **અરવલ્લી,** રાજપુતાનામાં; **વિંધ્યાચળ** નર્મદાની ઉત્તરે; **સાતપુડા** નર્મદાની દક્ષિણે; **નીલગિરિ** મ્હૈસુરની દક્ષિણે.

**હિમાલય** ('હિમ' એટલે બરફ અને 'આલય' એટલે ઠેકાણુ). એ પર્વત આખી દુનિયામાં સર્વથી મોટો છે. એની લબાઇ ૧૯૦૦ માઇલ છે. એનું સૌથી ઉંચું શિખર **ગૌરીશંકર** અથવા **એવેરેસ્ટ** ૨૯,૦૦૨ ફુટ ઉંચું છે. એથી ઉતરતાં શિખરો **ધવલગિરિ** તથા **કાંચનજગા** છે. **સફેદ કોહ,** અફઘાનિસ્તાન તરફ છે. **હાલા,** બલુચિસ્તાન ને સિંધની વચ્ચે, **અરવલ્લી ટેકરીઓ,** રાજપુતાનામાં છે; તેને લગતો **આબુ** પર્વત એ હવા ખાવાનું ઠેકાણું છે. તથા એમાં સુશોભિત જૈન દેવસ્થાનો છે. **પશ્ચિમઘાટ** મુંબઇથી કન્યાકુમારી ભૂશિર સુધી ફેલાયલો છે, **પૂર્વઘાટ,** એ દખ્ખણની પૂર્વમાં છે.

**નદીઓ.**—**બ્રહ્મપુત્રા,** **ગંગા** અને **સિંધુ,** ઉત્તરમાં; **મહા નદી,** **ગોદાવરી,** **કૃષ્ણા,** અને **કાવેરી,** દખ્ખણની પૂર્વમાં વહે છે; **તાપી** અને **નર્મદા,** પશ્ચિમે.

**બ્રહ્મપુત્રા** ટિબેટમાંથી નીકળી, આસામ તથા બંગાળામાંથી વહી બંગાળાના ઉપસાગરમાં પડે છે. એનો જે ભાગ નેપાળ તથા ભૂતાનની ઉત્તરે આવેલો છે તેને **સાન્પુ** કહે છે. **ગંગા**—એ હિંદમાં સર્વથી મોટી નદી છે. ગઢવાલમાં હિમાલયના દક્ષિણ ઢોળાવમાં એક **ગૌમુખ** નામની ગુફામાંથી નીકળે છે. એની સાથે જમણી બાજુએ **જમના** હિમાલયમાંથી નીકળી અલાહબાદ આગળ, અને **ચંબલ** માળવામાંથી નીકળી આગ્રા આગળ મળી જાય છે; ડાબી બાજુએ **ગોગ્રા** હિમાલયમાંથી નીકળી તથા **સોન** વિંધ્યામાંથી નીકળી એની સાથે મળી જાય છે. બ્રહ્મપુત્રા તથા ગંગા ઢાકાથી થોડેક દૂર ભેગી થઇ બંગાળાના ઉપસાગરમાં પડે છે. એ ઠેકાણે એક મોટો ડેલ્ટા બની રહે છે ને તે ભાગને "સુંદરવન" કહે છે. એનું મુખ્ય મુખ **હૂગલી** છે. ગંગા એ હિન્દુઓની પવિત્ર નદી છે; એને કિનારે હરદ્વાર, અલાહબાદ કાશી વિગેરે પવિત્ર સ્થળો છે જ્યાં દર વરસ હજારો યાત્રાળુઓ જાય છે **સિંધુ** હિમાલયમાંથી નીકળે છે, અને ટિબેટ, કાશ્મીર, પંજાબ, થરનું રણ તથા સિંધમાં થઇ અરબ્બી સમુદ્રને મળે છે. એની સાથે જમણી બાજુએ અફઘાનિસ્તાનમાંથી **કાબૂલ** નદી, અને ડાબી બાજુએ **સતલજ, બીઆસ, રાવી, ચિનાબ** અને **જેહલમ** મળી જાય છે. એ નદીમાં મગરો ઘણા છે. **મહાનદી,** નાશક આગળથી નીકળી, **ગોદાવરી** પશ્ચિમ ઘાટમાંથી નીકળી, **કૃષ્ણા** મહાબલેશ્વરના ડુંગરમાંથી નીકળી, **કાવેરી** કુર્ગમાંથી વહી બંગાળાના ઉપસાગરને મળે છે. એ શિવાય **ઉત્તર પનાર** તથા **દક્ષિણ પનાર** મ્હૈસૂરમાંથી વહી બંગાળાના ઉપસાગરને મળે છે. **તાપી** સાતપુડામાંથી તથા **નર્મદા** વિંધ્યામાંથી નીકળી તથા **સાબરમતી** તથા **મહી** ગુજરાતમાંથી વહી અરબ્બી સમુદ્રમાં ખંભાતના અખાતને મળે છે; **લુની** અરવલ્લીના પશ્ચિમ ભાગમાંથી વહી, કચ્છના રણમાં થઇ અરબ્બી સમુદ્રમાં પડે છે.

**સરોવરો.—ચિલ્કા,** ઓરિસ્સાને કિનારે છે; **કોલર** (મીઠા પાણીનું) ગોદાવરી તથા કૃષ્ણાની વચ્ચે છે; **પુલીકટ** કોરોમાંડલ કિનારે, મદ્રાસની ઉત્તરે છે; **સંભર,** ભરતખંડમાં ખારા પાણીનું સૌથી મોટું સરોવર, રાજપુતાનામાં છે; **સર,** રાજપુતાનામાં; **મંચૂ,** સિંધમાં; અને **વૂલર,** કાશ્મીરમાં છે.

**હવા.**—લગભગ અડધો ભરતખંડ ઉષ્ણ કટિબંધમાં આવેલો છે. તેથી ઉંચા પ્રદેશો શિવાયના તમામ ભાગમાં હવા ગરમ છે. મુખ્ય ત્રણ ઋતુઓ છે—શિયાળો, ઉન્હાળો તથા ચોમાસું. સૌથી વધારે ગરમી કોરોમાંડલ કિનારે તથા મોટા પશ્ચિમ તરફના અરણ્યમાં પડે છે. ઉત્તર હિન્દમાં ઉન્હાળામાં ઘણો ગરમ પવન વાય છે.

**વરસાદ.**—સૌથી વધારે વરસાદ બ્રહ્મપુત્રા, હિમાલયના દક્ષિણ ઢળાણુ, તથા દખ્ખણના પશ્ચિમ કિનારા તરફ પડે છે. અરવલ્લી ટેકરીઓની પશ્ચિમે ઘણોજ થોડો વરસાદ પડે છે. સૌથી ઓછો વરસાદ સિંધના ઉત્તર ભાગમાં આસરે બે ઈંચ આખી મોસમમાં પડે છે, અને સૌથી વધારે બંગાળાની ઇશાન દિશામાં **ચેરાપુંજી**માં સરાસરી ૫૨૩ ઈંચ પડે છે.

**વનસ્પતિ.**—ભરતખંડમાં વનસ્પતિ જાતજાતની તથા ઉત્તમ છે. **ચોખા** સૌથી વધુ બંગાળા, મદ્રાસ, મધ્ય પ્રાન્તો, અને ઇરાવદીના પ્રાંતોમાં પાકે છે. અને તે એ દેશની એક તૃતીયાંશ વસ્તીનો મુખ્ય ખોરાક છે. **ઘઊં** પંજાબ, વાયવ્ય પ્રાન્તો, અને અયોધ્યા, મધ્ય પ્રાન્તો, અને ગુજરાતમાં ઘણા પાકે છે. બાજરી તથા જુવાર મધ્ય પ્રાન્તોમાં થાય છે; એ શિવાય બીજાં અનાજો એ દેશના જુદા જુદા ભાગોમાં થાય છે; રૂ, ગુજરાત, કઠિયાવાડ, વરાડ, મદ્રાસ, વાયવ્ય પ્રાંતો, પંજાબ, મધ્ય પ્રાંતો, દખ્ખણ તથા બંગાળામાં ઉગે છે; **શેરડી,** બંગાળા, વાયવ્ય પ્રાંતો તથા પંજાબમાં; **ગળી,** બંગાળા, મદ્રાસ અને વાયવ્ય પ્રાંતોમાં પાકે છે; **અફીણ,** પટના, બનારસ, માળવા અને રાજપુતાનામાં પાકે છે. **સિંકોના** (જેની છાલમાંથી ક્વિનિન બને છે) નીલગીરી અને દાર્જીલિંગમાં થાય છે; **ચાહ,** આસામ, દાર્જીલિંગ, ચિતાગોંગ, નીલગિરિ, પંજાબ (કાંગરા પ્રાંત), વાયવ્ય પ્રાંતો તથા સિંહલદ્વીપમાં પાકે છે; **કાફી,** નીલગિરિ અને કુર્ગમાં થાય છે. **સાગનું** લાકડું પશ્ચિમઘાટ અને બ્રહ્મદેશમાં પુષ્કળ થાય છે. **તંબાકુ,** બંગાળા, મદ્રાસ અને ગુજરાતમાં થાય છે. **એલચી,** દખ્ખણના દક્ષિણ ભાગમાં, **મરી** તથા બીજા તેજાના મલબાર કિનારે થાય છે.

**ખનિજ પદાર્થો.**—લોખંડ પુષ્કળ છે; કોલસો.—બંગાળા તથા મધ્ય હિંદમાં જડે છે સોનું મ્હૈસૂરમાંથી મળી આવે છે; ત્રાંબું તથા બીજી ધાતુઓ જુજ છે; દખ્ખણમાં ગોવલકોંડામાંથી **હીરા** મળી આવતા હતા. એની ખાણમાંથી "**કોહિનૂર**" હીરો ઇ. સ. ૧૫૧૫ માં મળ્યો હતો; **માણેક,** બ્રહ્મદેશમાંથી મળી આવે છે. **પટ્રોલ્યમ** બ્રહ્મદેશમાં થાય છે.

**પ્રાણીઓ.**—હિન્દનાં મુખ્ય પ્રાણીઓ, વાઘ, હાથી, ચિત્તા, વરૂ, રીંછ, શિયાળ, ગાય, ભેંસ, વાંદરા વિગેરે છે; ઘેટાં, બકરાં પુષ્કળ છે; જાત

જાતના સાપો, તેમાં નાગ ઘણા ઝેરી છે; રેશમના કીડાઓ બંગાળામાં ઉછેરવામાં આવે છે; મગર, માછલીઓ, ઘણી નદીમાં પાકે છે; દરેક જાતનાં સુંદર પીછાંવાળાં પક્ષીઓ પણ ઘણાં થાય છે.

**વસ્તી, ભાષા, ધર્મ** વિગેરે.—હિન્દની વસ્તી લગભગ ત્રીસ કરોડની છે. એના પાંચ ભાગ પાડવામાં આવ્યા છે:—( ૧ ) **અનાર્ય** જાત: ( ૨ ) **આર્ય** ( બ્રાહ્મણ તથા રાજપૂતો ); ( ૩ ) હિન્દુઓ; ( ૪ ) મુસલમાનો; ( ૫ ) પારસીઓ ( ગુજરાતમાં ). હિન્દમાં એકંદરે ૧૧૮ ભાષા બોલાય છે. તેમાં **હિંદી, બંગાળી, હિંદુસ્તાની,** ( ઉર્દુ ), **દ્રાવીડી, તામિલ, ગુજરાતી, મરાઠી, પંજાબી, સિંધી,** વિગેરે મુખ્ય છે. મુખ્ય ધર્મો.—વૈદિક, ઇસ્લામી, બુદ્ધ ( સિંહલદ્વીપમાં ), જૈન, જરથુસ્તી છે. મિશનરીઓ **ખ્રીસ્તી** ધર્મનો પ્રસાર કરે છે.

**વ્યાપાર.**—ઘણો ભાગ **ખેતી** કરે છે; નિકાસની મુખ્ય વસ્તુઓ રૂ, જ્યૂટ, ચોખા, જાત જાતનાં તેલનાં બીયાંઓ, અફીણ, ઘઉં, ચામડાં, ચાહ, ગળી, કોફી, ઉન, અને લાકડું છે. પરદેશમાંથી આવતી વસ્તુઓમાં કાપડ મુખ્ય છે; એ ઉપરાંત ધાતુ, સાંચાકામ, લોખંડનાં ઓજારો, ખાંડ, તથા જાત જાતનાં તેલો, દારૂ વિગેરે. હિન્દમાં સોના, રૂપા, તથા હાથી દાંતનાં કામો ઘણીજ ઉત્તમ કારીગીરીનાં બને છે.

## ભરતખંડના રાજકીય વિભાગો.

ઇતિહાસ.—પ્રાચીન કાળમાં ભરતખંડમાં **અયોધ્યા** અને **હસ્તિનાપુર** કરીને બે સૌથી મોટાં રાજ્યો હતાં. ત્યાર પછી લાંબે વખતે બુદ્ધ ધર્મ પાળનારા અશોક રાજાના વખતમાં **મગધ** પ્રખ્યાત થયું. ત્યાર બાદ સાર્વભૌમ રાજા વિક્રમાદિત્ય **ઊજ્જન**માં પ્રખ્યાત થઇ ગયો. દક્ષિણમાં કેટલાંક રાજ્યો હતાં.

ઇ. સ. ૧૦૦૦ ને સુમારે મહમદ ગઝનીએ પ્હેલી હિન્દ ઉપર ચઢાઇ કીધી ને ઘણા હિન્દુ રાજાઓને તાબે કીધા. ઇ. સ. ૧૫૨૫ માં તાતારના રાજા **બાબરે અફ્ઘાન** રાજ્યનો નાશ કીધો, ને પોતે દિલ્હી ( હસ્તિનાપુરની ગાદીએ બેસી મુગલ રાજ્યની સ્થાપના કીધી. એ વંશના

ઔરંગઝેબ પાદશાહના વખતમાં લગભગ આખુ હિન્દ મુગલાઇ રાજ્યના તાબામાં આવ્યું. પછી મરેઠાઓ રાજ્ય કરતી પ્રજા થઇ.

ઇ. સ. ૧૪૯૭ માં **વાસ્કો ડી ગામા** નામના એક ફીરંગીએ કેઇપ ઑવ્ ગુડ હોપને માર્ગે પૂર્વ તરફ વહાણની મુસાફરી કીધી અને હિન્દ આવવાનો તે માર્ગ શોધી કાઢયો. પૂર્વ તરફનો વ્યાપાર લગભગ એક સદી સુધી તેઓએ એકહથ્થો કીધો. ત્યાર પછી **વલંદાઓએ** અને તે પછી થોડે વરસે **અંગ્રેજોએ** વ્યાપારને માટે પગ પેસારો કીધો. ઇ. સ. ૧૬૦૦ માં રાણી ઇલિઝાબેથે કેટલાક અંગ્રેજ વેપારીઓને હિન્દ સાથે વેપાર કરવાની પરવાનગી આપી. તેઓએ "**ઇસ્ટ ઇંડિઆ કંપની**" નામ ધારણ કરી પોતાનું પહેલું થાણું ૧૬૧૨ માં સુરતમાં કીધું. આ ઉપરથી સુરત "બ્રિટિશ રાજ્યની જન્મભૂમિ" કહેવાય છે. **ફ્રેન્ચોએ** પણ એવી એક ઇસ્ટ ઈંડિયા કમ્પની સ્થાપી. એ કમ્પનીઓએ ધીમે ધીમે પોતાની રાજસત્તા પણ વધારી. પરસ્પરની અદેખાઇથી ફ્રેન્ચોએ હિન્દુસ્તાનમાંથી અંગ્રેજનો પગ કાઢવાની કોશિષ કીધી, પણ તેમાં તેઓની ફાવટ આવી નહિ. અંગ્રેજોની સત્તા વધતી ગઇ અને તેઓ દેશી રાજાનાં રાજ્યો કબજે કરતા ગયા. પ્લાસીના યુદ્ધમાં તેઓ વિજયી થયા તેથી મુગલાઇ રાજ્યનો પાયો નબળો પડી ગયો, ને અંગ્રેજોએ મહાન રાજ્યનો પાયો નાખ્યો. ૧૮૫૭ માં હિન્દમાં એક જબરો બળવો થયો ને તેને પરિણામે ઇસ્ટ ઈંડિયા કંપનીના હાથમાંથી રાજ્યસત્તા ગઇ અને ખુદ બ્રિટિશ શેહેનશાહતના હાથ નીચે મુકાઇ. માત્ર ઇસ્ટ ઈંડિયા કમ્પનીના હાથમાં વેપારની સત્તા રહી ને તેનો અંત ૧૮૩૩ માં આવ્યો. પછી ૧૮૭૭ માં દિલ્હીમાં એક મોટું દરબાર ભરી રાણી વિક્ટોરીઆએ "એમ્પ્રેસ ઑવ્ ઈંડિયા" નું પદ ધારણ કીધું.

ભરતખંડને "બ્રિટિશ રાજ્યનું ઉત્તમમાં ઉત્તમ જવાહિર" કહે છે એ વાત સત્ય છે. તેની કુદરતી સ્થિતિના લાભો ઘણા છે; એ ભૂમિ એક જથે છે; તેની સરહદ કુદરતી છે. એટલે પૂર્વ, પશ્ચિમ તથા દક્ષિણે દરિઓ છે ને ઉત્તરે પર્વત છે, હવા સારી છે; જમીન એકંદરે અજાએબ જેવી ફળદ્રુપ છે; વસ્તી ઘાડી છે; અને લોકો ઘણા આગળ વધેલા છે. ઘણા ભાગોમાં રેલ્વે થઇ છે; ન્હેરો બંધાતી જાય છે, અને એક સર્વોપરી સત્તા નીચે આખું હિન્દ છે.

## રાજકીય રીતે હિન્દના ચાર ભાગ છે :—

(૧) બ્રિટિશ હિંદુસ્તાન.
(૨) દેશી રાજ્યો (અંગ્રેજના તાબામાં).
(૩) સ્વતંત્ર રાજ્યો.
(૪) પરદેશી રાજ્યો.

**રાજ્ય બંધારણ.**—બ્રિટિશ રાજ્યની સર્વોપરી સત્તા ઇંગ્લંડના રાજાએ નીમેલા **"વાઈસરૉય અથવા ગવર્નર-જેનરલ"** ના હાથ નીચે છે, ને તે **"સેક્રેટરી ઑવ્ સ્ટેઈટ"** ના અધિકાર તળે કામ કરે છે. ગવર્નર-જેનરલની મદદે આઠ સભાસદોની એક **"એક્સિક્યૂટિવ"** (કાર્યનિર્વાહક) સભા છે, ને દરેકના અધિકાર નીચે એકેકું ખાતું મુકેલું છેઃ—(૧) **લશ્કરી** (એમાં એક સેનાપતિને લશ્કરી સરંજામ પૂરો પાડવા માટે એક મેમ્બર); (૨) **મ્હેસુલી ખાતું**; (૩) **કાયદા બાંધનારૂં** ખાતું; (૪) **સ્વદેશને લગતું** (હોમ ડિપાર્ટમેન્ટ); (૫) **જાહેર બાંધકામને** લગતું; ને હાલ નવું કીધેલું, (૬) **વ્યાપાર ઉદ્યોગને લગતું**; એ ઉપરાંત એક **"લેજિસ્લેટિવ"** (કાયદા બાંધનારી) સભા છે, તેમાં સને ૧૯૦૯ના "ઇન્ડિયા કાઉન્સલ્સ આક્ટ" ની રૂએ ૬૦ સભાસદોનો ઉમેરો કરવામાં આવ્યો છે. **મુંબઈ** અને **મદ્રાસમાં** એકેકો **ગવર્નર** છે ને તે દરેકની મદદે એકેક એક્સિક્યૂટિવ અને ૪૮ મેમ્બરોની એકેક લેજિસ્લેટિવ સભા છે. એ ઉપરાંત **બંગાલ** અને **વાયવ્ય પ્રાંત** દરેકમાં એકેકો **લેફ્ટેનન્ટ ગવર્નર** તથા તેની મદદે એકેક કાયદા બાંધનારી સભા છે. બીજા પ્રાંતોમાં **ચીફ કમિશનરનો** અધિકાર છે. **અજમેર, વરાડ,** તથા **કુર્ગ** ખુદ ગવર્નર-જેનરલના અધિકાર નીચે છે. કયો પ્રાંત કયા અધિકારીની સત્તા નીચે છે તે વિગતવાર નીચે મુજબ જણાવવામાં આવે છે :—

## ગવર્નરના તાબા નીચેઃ—

(૧) **મુંબઇ ઇલાકો** (સિંધ સાથે). મુ. શે. **મુંબઇ**; (૨) **મદ્રાસ ઇલાકો.** મુ. શે. **મદ્રાસ.** એ બન્ને અધિકારીઓની નિમણુક ખુદ ઈંગ્લંડનો રાજા કરે છે.

## લેફ્ટેનંટ ગવર્નરના તાબા નીચેઃ—

(૧) **બંગાલ,**—મુ. શે, **કલકત્તા**; (૨) **પૂર્વ બંગાલ તથા આસામ** (એ વિભાગ સને ૧૯૦૫ માં પાડેલા, પણ

શેહેનશાહ પાંચમા જ્યોર્જે તેઓને હિન્દમાં પોતાની રાજ્યાભિષેકની ક્રિયાની ખુશાલીમાં પાછા જોડી દીધા, ૧૯૧૧). મુ.શે. શિલાંગ; (૩) **આગ્રા** તથા **આઉદના સંયુક્ત પ્રાંતો**, મુ. શે. **અલાહબાદ**; (૪) **પંજાબ**-મુ. શે. **લાહોર**; (૫) **બ્રહ્મદેશ**-મુ. શે. **રંગૂન**.

**ચીફ કમિશનરના તાબા નીચેઃ--**

(૧) **મધ્યપ્રાંતો**-તથા **વરાડ**, મુ. શે. **નાગપુર**; (૨) **નૉર્થ ઉવેસ્ટ** (વાયવ્ય) **ફ્રૉન્ટિઅર પ્રોવિન્સ**, મુ. શે. **પેશાવર**; (૩) **બ્રિટિશ બલુચિસ્તાન**-મુ. શે. **કવેટા**; (૪) **અજમેર-મેરવારા**, મુ. શે. **અજમેર**; (૫) **કુર્ગ**-મુ. શે. **મર્કરા**; (૬) **આન્દામાન** તથા **નિકોબાર** ટાપુઓ-મુ. શે. **પોર્ટ બ્લેર**.

લેફ્ટેનંટ ગવર્નરો તથા ચીફ કમિશનરોની નિમણુક હિન્દમાં સિવિલ સર્વિસના મેમ્બરોમાંથી ચૂંટીને કરવામાં આવે છે.

**સીલોન** (સિંહલ દ્વીપ) એ ઈંગ્લંડનું "ક્રાઉન કોલોની" કહેવાય છે. તે ગવર્નર-જેનરલના અધિકાર નીચે નથી, પણ કોલોન્યલ સેક્રેટરીના તાબામાં છે.

અરબસ્તાનમાં **એડન** બંદર છે તે મુંબઇના ગવર્નરની સત્તા નીચે છે. **લક્ષદ્વીપ** ટાપુ મદ્રાસ સરકારના તાબામાં છે, ને **માલદ્વીપ** સીલોનના રાજ્યાધિકારીના તાબામાં છે.

**દેશી રાજ્યો**માં જે સાથી મોટાં છે તેમાં અંગ્રેજી રાજ્યનો લાભ **રેસિડંટ** અથવા **એજંટ** સાચવે છે, ને તેઓને ગવર્નર-જેનરલ સાથે સીધો વ્યવહાર ચાલે છે. ઉતરતી પંક્તિનાં દેશી રાજ્યોમાં અંગ્રેજી રાજ્યનો લાભ જે અધિકારીની હદમાં તે હોય તે સાચવે છે.

**સ્વતંત્ર રાજ્યોમાં** બેજ છેઃ—**નેપાળ** અને **ભૂતાન**.

**પરદેશી રાજ્યો**માં ફિરંગીઓને તાબે **ગોવા**, **દમ્મણ** અને **દીવ** છે; ફ્રેન્ચોને તાબે પોંડિચરી, કેરિકલ, માહી, ચંદ્રનગર, તથા **યેનોન** છે.

# (૧) બ્રિટિશ હિંદુસ્તાન.

## (૧). બંગાલ.

**ઇતિહાસ.**—ગંગા નદીનો દક્ષિણ પ્રદેશ સને ૧૭૬૪ માં કલાઇવે કબજે કીધો. ધીમે ધીમે એ પ્રાંત પૂર્વ પશ્ચિમ ફેલાતો ગયો અને ઓગણીસમી સદીની શરૂઆતમાં **આસામ** પ્રાંત જેને "યુનાઇટેડ પ્રોવિન્સિસ" કહેતા હતા તે તેની સાથે ભેળી દીધો. સને ૧૮૩૬ માં આ પ્રાંતો જુદા અધિકાર નીચે મુકવામાં આવ્યા. ત્યાર બાદ સને ૧૮૭૪ માં આસામને છુટું પાડી નાખ્યું. સને ૧૯૦૫ માં ફરીથી નવી વ્યવસ્થા કરવામાં આવી:—પૂર્વ બંગાલને આસામ સાથે જોડી દીધો ને તે લેફ્ટેનંટ ગવર્નરની સત્તા નીચે મૂકયો, અને બંગાલ અને મધ્ય પ્રાન્તો વચ્ચે કેટલાક ભાગની અદલા બદલી કરવામાં આવી. આ પ્રાન્તો પાછા ૧૯૧૧ માં જોડી દીધા.

**સીમા.**—પૂર્વે, ગંગા, રાજમહાલ ટેકરીઓ સુધી, અને ત્યાંથી સિખિમ-ભૂતાનની હદ સુધી એક લીટી દોરીએ ત્યાં સુધી; ઉત્તરે, નેપાળ, ગંડક નદી સુધી; પશ્ચિમે, યુનાઇટેડ પ્રોવિન્સિસ અને સૅન્ટ્રલ પ્રોવિન્સિસ; દક્ષિણે, મદ્રાસ અને બંગાળાનો ઉપસાગર.

**નદીઓ.**—ગંગા તથા મહાનદીના નીચલા ભાગ-તથા ગંગાની પશ્ચિમ તરફની શાખા, હૂગ્લિ.

**પરચુરણ જાણવાજોગ બાબતો.**—વસ્તી ૭૪,૭૪૪,૮૬૬ માણસની છે મુખ્ય ધંધો ખેતીનો છે,--જ્યૂટ, ચોખા, તેલનાં બીઆં, ચાહ, ખસખસ (અફીણ માટે), શેરડી, તંબાકુ, ગળી, અને ઘઉં. કાગળ તથા સાબુનાં કારખાનાં છે. રાણીગંજમાંથી કોલસો ખોદી કાઢવામાં આવે છે ને તેની સાથે લોખંડ ભળેલું હોય છે.

**ભાગો.**—(૧) **શુદ્ધ બંગાલ**, (૨) **બહાર**, (૩) **છોટા નાગપુર**, અને (૪) **ઓરિસ્સા.**

શેહેરો.—(૧) **શુદ્ધ બંગાલમાં**,—**કલકત્તા**, બ્રિટિશ ભરતખંડની રાજધાની,* હૂગ્લિ નદી ઉપર; હાઉરા, અલીપુર (એમાં લેફ્ટેનંટ ગવર્નર રહે છે), કાસીપુર (અહિં સરકાર બંદૂકો બનાવે છે), સીરામપુર, મીદનાપુર (રેશમ તથા ગળી), બરાખપુર, હૂગ્લિ, પ્લાસી (રણક્ષેત્ર), બર્દવાન, રાણીગંજ, મૂર્શીદાબાદ, દાર્જીલિંગ (હવા ખાવાનું ઠેકાણું).

---

*સને ૧૯૧૧ માં એ શેહેરને બદલે દિલ્હીને રાજધાનીનું શેહેર કરવામાં આવ્યું.

(૨) **બહાર પ્રાંત.**—મુ. શે. પટના, ગંગા નદી ઉપર; ભાગળ-પોર, મોંઘીર, દીનાપુર, મુઝફ્ફરપુર, ગયા (યાત્રાનું સ્થળ), દરભંગા.

(૩) **છોટા નાગપુર.**—રાંચી અને હજારી બાગ.

(૪) **ઓરિસ્સા.**—મુ. શે. કટક, મહા નદી ઉપર; પૂરી (જગન્નાથ), કિનારા ઉપર, યાત્રાનું સ્થળ; બાલાસોર (બંદર છે).

## (૨). પૂર્વ બંગાલ તથા આસામ.

**ભાગો.**—પૂર્વ બંગાલ (એટલે બંગાળાના રાજશાહી, ઢાકા અને ચિતાગાંગ વિભાગો) આસામ સાથે સને ૧૯૦૫ માં જોડી દઇ તે લેફ્ટેનંટ ગવર્નરની સત્તા નીચે મૂક્યા. એ પ્રાન્ત પાછો બગાળા સાથે ૧૯૧૧ માં જોડી દીધો.

**સીમા.**—ઉત્તરે, ટિબેટ અને ભૂતાન; પશ્ચિમે બંગાલ, અને બંગાળાનો ઉપસાગર; દક્ષિણ-પૂર્વે, બ્રહ્મદેશ.

**મુખ્ય શેહેરો.**—એ નવા પ્રાંતનું મુખ્ય શેહેર ઢાકા કરવામાં આવ્યું છે; નારાયણગંજ (બંદર); ચિતાગાંગ (બંદર) ગૌહતી, બ્રહ્મપુત્રા ઉપર, શુદ્ધ આસામનું મુખ્ય શેહેર છે. ચેરાપુંજી, એમાં દુનિયામાં સૌથી વધારે વરસાદ પડે છે (૫૨૦ ઇંચ), શીલાંગ અને સિલહત.

## (૩). આગ્રા તથા આઉદના સંયુક્ત પ્રાન્તો.

**ઈતિહાસ.**—આગ્રા પ્રાંતમાં સમાયલો મુલક અસલ બંગાલ ઇલાકાનો ભાગ હતો, પણ સને ૧૮૩૬ માં તેને છૂટો પાડી નાખ્યો ને તેને "**નોર્થ-ઉવેસ્ટર્ન પ્રોવિન્સિસ**" નામ આપ્યું; એ નામ યોગ્ય હતું, પણ સને ૧૮૪૯ માં પંજાબ અંગ્રેજી મુલક સાથે જોડી દીધું એટલે એ નામ અયોગ્ય થઇ પડયું, તેથી સને ૧૯૦૧ માં જ્યારે "**નોર્થ-ઉવેસ્ટ ફ્રોન્ટિઅર પ્રોવિન્સ**" ને પંજાબથી છૂટો પાડયો ત્યારે આઉદ સાથે તેનું નામ "**આગ્રા તથા આઉદના સંયુક્ત પ્રાન્તો**" રાખવામાં આવ્યું.

**સીમા.**—ઉત્તરે, હિમાલયનો ભાગ તથા નેપાળ; પૂર્વે, બંગાલ; દક્ષિણે, જમના નદી અને અલ્હાબાદ આગળથી ગંગાનો ભાગ; પશ્ચિમે, પંજાબ અને રાજપુતાના.

**નદીઓ.**—જમના, ગંગા; રામ ગંગા, ગોમતી તથા ગોગ્રા એ ત્રણ ગંગાની શાખાઓ છે.

**પર્વત.**—શિવાલિક.

**આગ્રા પ્રાંતનાં મુખ્ય શેહેરો.—બનારસ,** ગંગા નદી ઉપર; એ હિન્દુઓનું ઘણું પવિત્ર યાત્રાનું સ્થળ છે. **મીરઝાપુર,** એ પિત્તળકામ તથા શેતરંજીને માટે પ્રખ્યાત છે. **અલ્હાબાદ,** ગંગા તથા જમનાના સંગમ ઉપર. એમાં સંયુક્ત પ્રાંતનો લેફ્ટેનંટ-ગવર્નર રહે છે. **કાનપુર,** એમાં સુતરાઉ કાપડ તથા ચામડાનો ઉત્તમ સામાન બને છે. **મીરત, બરેલી,** (રોહિલખંડમાં મોટામાં મોટું શહેર). **આગ્રા,** એમાં તાજમહાલ નામની દુનિયામાં એક અતિ ઉત્તમ તમામ આરસની ઇમારત શાહજહાં નામના મુગલ બાદશાહે પોતાની બેગમ મુમતાઝ મહાલની કબર ઉપર બંધાવી છે.

બીજાં શેહેરો—ગોરખપુર, ગાજીપુર, મીરજાપુર, ચુનાર, જાંસી, ઇટાવા, ફરક્કાબાદ, મથુરા, ફતેહપુર, સીક્રી, વૃંદાવન, અલિગઢ, શહરાનપુર, દેહેરાદૂન, હરદ્વાર, રૂર્કી (એન્જીનીઅરીંગ કોલેજ). આલ્મોરા, નાઇની તાલ (હવા ખાવાનું ઠેકાણું). બન્ને કુમાઉ પ્રાંતમાં.

**અયોધ્યાનાં મુખ્ય શહેરો.—લખનૌ,** ગોમતી ઉપર, ફૈજાબાદ, ગોગ્રા ઉપર; સુલતાનપુર; રાય બરેલી.

## (૪). પંજાબ.

**ઈતિહાસ.**—હિન્દમાં પંજાબ એવે ઠેકાણે આવેલું છે કે ઉત્તર તરફથી આ દેશ ઉપર હુમલો લાવનારે એમાં થઇનેજ આવવું પડે. સિકંદર, મહમદ ગઝની, મહમ્મદ ઘોરી તથા મુગલો એજ માર્ગે થઇને હિન્દમાં આવ્યા હતા. એમાં વસનાર લોકોને "સીખ" લોકો કહે છે. તેઓ રણજીતસિંહ રાજાના વખતમાં ઘણા પ્રબળ થયા. એ દેશને સને ૧૮૪૯ માં અંગ્રેજોએ જીતીને પોતાના રાજ્ય સાથે ભેળી દીધો.

**સીમા.**—ઉત્તરે તથા પશ્ચિમે, કાશ્મીર તથા નોર્થ-ઉવેસ્ટ ફ્રોન્ટીઅર પ્રોવિન્સ; પૂર્વે, આગ્રા તથા આઉદના સંયુક્ત પ્રાંતો; દક્ષિણે, રાજપુતાના તથા સિંધ.

**નદીઓ.**—એ પ્રાંતમાં પાંચ નદીઓ વહે છે,—જહેલમ, બિઆસ, રાવી, ચિનાબ, અને સતલજ. એ પાંચો સિંધુ નદીની શાખાઓ છે. એ પાંચ પાણી ઉપરથી "પંજાબ" નામ પડેલું છે. પૂર્વે જમના નદી વહે છે.

એ પ્રાંતના પાંચ "દોઆબ" ગણાય છે:—(૧) સિંધુ અને જહેલમ વચ્ચેનો ભાગ તે સિંધસગર દોઆબ; (૨) જહેલમ અને ચિનાબ વચ્ચેનો તે જેચ્ચ

દોઆબ; (૩) ચિનાબ અને રાવી વચ્ચેનો તે રેચના દોઆબ; (૪) રાવી અને બીઆસ વચ્ચેનો તે બરી દોઆબ; અને (૫) બીઆસ તથા સતલજ વચ્ચેનો તે જલંધર દોઆબ.

**હવા.**—એ પ્રાંતમાં ઉન્હાળામાં ઘણીજ ગરમી પડે છે ને શિયાળામાં ઘણીજ ઠંડી પડે છે. વરસાદ ઘણો થોડો પડવાને લીધે એમાં પાંચ ન્હેરો ખોદવામાં આવી છે ને તેથી એ પ્રાંત ઘણો ફળદ્રુપ થયો છે.

**પેદાસ.**—ઘઉં, જવ, રૂ, તંબાકુ, શેરડી, ચોખા, અને કાંગ્રા વેલીમાં ચહા. એમાં દેવદાર ઘણું ઉગે છે.

**મુખ્ય શેહેરો.**—**લાહોર,** પંજાબ પ્રાન્તનું મુખ્ય શેહેર, રાવી નદીની પાસે; એના કિલ્લા સાથે છેલ્લા સીખ રાજા રણજીતસિંહનું નામ જોડાયલું છે. **દિલ્હી,** એ પંજાબ પ્રાંતમાં સૌથી વધારે વસ્તીવાળુ શેહેર છે અને મુંબઇ, કલકત્તા, અને **કરાંચી**—એ ત્રણ બંદરોથી લગભગ સરખે અંતરે છે. એમાં મોટી મોટી તથા ભવ્ય ઇમારતો છે. કુતુબ મિનાર જે ઇ. સ. ૧૨૦૬ માં બાંધ્યો હતો તે એનાથી દસ માઇલ દૂર છે. હિન્દમાં રાજ્યાભિષેકની ક્રિયાનું સ્થળ, અસલથી એ શેહેર છે ને હાલ (૧૯૧૧ માં) એને **પંચમ** જ્યોર્જે પણ બ્રિટિશ રાજ્યનું પાટનગર બનાવ્યું છે. **અંબાલા,** એ મોટું લશ્કરી મથક છે. **લુધિઆના,** એમાં રૂનો ઉદ્યોગ વધતો જાય છે. **અમૃતસર,** એ સીખ લોકોનું પવિત્ર શેહેર છે. એમાં શાલો, તથા રૂ ને રેશમનાં કાપડ બને છે.

બીજાં શેહેરો.—મૂલતાન, રાવલપિંડી, અટક, જાલંધર, ફીરોજપુર. સીમલા, એ ઉંચાણ ઉપર આવેલું હોવાથી એની હવા ઘણી ઠંડી છે અને ઉન્હાળામાં વાઇસરોય ત્યાં રહે છે; સ્થાનેશ્વર, પાણીપત, ગુજરાત તથા ચિલ્યનવાલા, (ચારો રણક્ષેત્ર છે). મરી (હવા ખાવાનું ઠેકાણું). ડેરા ગાજીખાન.

## (૫). નોર્થ-વેસ્ટ ફ્રોન્ટીઅર પ્રોવિન્સ.

(વાયવ્ય સરહદના પ્રાંતો).*

**સીમા.**—એ પ્રાંત ઉત્તરથી દક્ષિણે આવેલો છે. એની તથા પંજાબ ને કાશ્મીર વચ્ચે સિંધુ નદી આવેલી છે. પશ્ચિમે, અફ્ઘાનિસ્તાન.

**પર્વત.**—એમાં મુખ્ય પર્વત હિન્દુકુશ છે,

* એ પ્રાંત સને ૧૯૦૧ માં બનાવવામાં આવ્યો.

**મુખ્ય શેહેરો.—પેશાવર, એ સ્થાનિક રાજ્યનું મુખ્ય સ્થળ છે. એ ઘણું મોટું લશ્કરી મથક છે અને ખાઇબર પાસ જેમાં થઇને હિન્દમાં અવાય છે તેના નાકા ઉપર છે. બીજાં શેહેરો—ડેરા ઇસ્માઇલ ખાન; બન્નુ, કોહટ, અને ચિત્રાલ.**

## (૬). મુંબઇ ઇલાકો.

ઇતિહાસ.—મુંબઇ બેટ ફિરંગીઓના તાબામાં હતો. સને ૧૬૬૨ માં પોર્ટુગાલના રાજાએ પોતાની કુંવરી કેથરિનને અંગ્રેજ રાજા બીજા ચાર્લ્સ સાથે પરણાવી તેની પેહેરામણીમાં એ અંગ્રેજોને મળ્યો. જે વખતે હિંદના પશ્ચિમ કિનારા ઉપર **સુરત** પોતાની પૂર્ણ જાહોજલાલીમાં હતું તે વખતે એ ઉજડ જેવું હતું. મરેઠાઓ સાથે લડાઇ થયા પછી એની હદમાં વધારો થતો ગયો, અને છેલ્લાં સો વરસોમાં એ ઘણું અગત્યનું શેહેર થઇ પડયું. સને ૧૮૪૩ માં સિંધ પ્રાંતને એ ઇલાકામાં દાખલ કરવામાં આવ્યો.

**સીમા.**—એ ઇલાકો હિન્દને પશ્ચિમ કિનારે આવેલો છે. ઉત્તરે, બલુચિસ્તાન અને રાજપુતાના; પૂર્વે, મધ્ય હિન્દનાં રાજ્યો અને નિજામનું રાજ્ય; દક્ષિણે, મ્હૈસુર; અને પશ્ચિમે, અરબી સમુદ્ર અને બલુચિસ્તાન.

**નદીઓ.**—સિંધુ ( સિંધમાં ); સાબરમતી, મહી, નર્મદા તથા તાપી. ( ગુજરાતમાં ); ગોદાવરી અને કૃષ્ણા ( દખ્ખણમાં ).

**પર્વતો.**—વિંધ્યા, સાતપુડા, તથા પશ્ચિમ ઘાટ.

### પ્રાન્તો તથા શેહેરો.

( ૧ ) **સિંધ પ્રાંત.**—સક્કર, શિકારપુર, હૈદ્રાબાદ, ઠઠ્ઠા, કોટ્રી, ઉમ્મરકોટ ( અકબરની જન્મભૂમિ ), રોહરી, બક્કર, લારખાના. **કરાંચી** બંદર,—એ સિંધમાં સૌથી મોટું શેહેર છે તથા પશ્ચિમમાં એક મોટું વેપારી મથક છે.

( ૨ ) **ગુજરાત પ્રાંત.**—એના પાંચ જીલ્લા પાડેલા છે:—અમદાવાદ, ખેડા, પંચમહાલ, ભરૂચ અને સુરત.

**અમદાવાદ.**—સાબરમતી અને ખંભાતના અખાતની પશ્ચિમે આવેલું છે; એ અગાઉ ગુજરાતના મુસલમાની રાજ્યનું મુખ્ય **શેહેર** હતું. બીજાં શેહેરો :—ગોઘા બંદર તથા ધોલેરા ( રૂને માટે પ્રખ્યાત છે ).

**ખેડા.**—એ અમદાવાદ અને મહીની વચ્ચે છે. એ જીલ્લામાં સૌથી મોટો કસ્બો **નડિયાદ** છે.

**પંચમહાલ.**—એ ખેડા કલેક્ટરેટનો એક વિભાગ છે, પણ તેમાં જુદો અમલદાર છે.

**ભરૂચ.**—એ નર્મદા નદી ઉપર છે. એમાં રૂનો મોટો વેપાર ચાલે છે.

**સુરત.**—એ તાપી નદી ઉપર છે. એ શેહેરમાં અંગ્રેજોએ પોતાની પેહેલી કોઠી ઘાલી (૧૬૧૨).

(૩) **દક્ષિણ.**—એમાં ૭ જીલ્લા છેઃ—ખાનદેશ, નાશિક, અહમદનગર, પુના, શોલાપુર અને સતારા.

**ખાનદેશ**માં મુખ્ય શેહેર **ધુળિયા** તથા ભુસાવળ છે. એમાં ઘણા ભીલો છે.

**નાશિક.**—એમાં મુખ્ય શેહેર **નાશિક** યાત્રાનું મોટું સ્થળ છે.

**અહમદનગર.**—એમાં મુખ્ય શેહેર **અહમદનગર** એક વખત મુસલમાની રાજ્યનું રાજધાનીનું શેહેર હતું.

**પુના.**—એ જીલ્લાનું મુખ્ય શેહેર **પુના** પશ્ચિમ ઘાટની પૂર્વે છે. એ મોટું લશ્કરી મથક છે. એ અગાઉ પેશ્વાઓનું રાજધાનીનું શેહેર હતું. પુનાની પાસે ખડકી, કોરગાંવ એ રણક્ષેત્રો હતાં. સિંહગઢ તથા પુરંધર એમાં પહાડી કિલ્લા છે.

**શોલાપુર.**—શોલાપુર મોટું વેપારી શેહેર છે. એમાં **પંઢરપુર** યાત્રાનું સ્થળ છે અને **બારસી** વેપારી શેહેર છે.

**સતારા.**—પૂનાની દક્ષિણે છે. સતારા એક વખત મરેઠી રાજ્યની રાજધાનીનું શેહેર હતું. એની વાયવ્ય દિશામાં **મહાબલેશ્વર** હવા ખાવાનું ઠેકાણું છે.

(૪) કર્ણાટક વિભાગ, એમાં ત્રણ જીલ્લા છેઃ—**બેલગામ, ધારવાડ** અને **બીજાપુર.**

**બેલગામ.**—એનું મુખ્ય શેહેર **બેલગામ** લશ્કરી મથક છે.

**ધારવાડ.**—એનું મુખ્ય શેહેર **ધારવાડ** રૂને માટે પ્રખ્યાત છે. **હૂબ્લી**માં રૂનો મોટો વેપાર ચાલે છે.

**બીજાપુર.**—એનું મુખ્ય સ્થળ **ભાગળકોટ** છે. બીજાપુર અગાઉ મુસલમાની રાજ્યનું એક રાજધાનીનું શેહેર હતું.

(૫) **કોંકણ પ્રાંત.**—એમાં ચાર જીલ્લા છેઃ—**થાણા, કોલાબા, રત્નાગીરી,** અને **ઉત્તર કેનેરા.**

**થાણા.**—એ મુંબઇની ઉત્તરમાં છે. મુખ્ય શેહેર **થાણા** છે. બીજાં શેહેરો **કલ્યાણ** અને **વસાઈ.**

**કોલાબા.**—મુંબઇની દક્ષિણે છે. મુખ્ય સ્થળ **અલિબાગ.**

**રત્નાગીરી.**—એ કિનારા પર આવેલું છે, મુખ્ય સ્થળ **રત્નાગીરી.**

**ઉત્તર કેનેરા.**—એ મુંબઇ ઇલાકાનો સૌથી દક્ષિણનો ભાગ છે, મુખ્ય શેહેર **કારવાડ** છે. કુમટા અને હોનાવાડ.

(૬) **મુંબઈ.**—એ ઘણુંજ મોટું બંદર છે અને હિન્દમાંનાં મોટાં શેહેરોમાં એ બીજું છે. એમાં ૯૭૮,૦૦૦ માણસોની વસ્તી છે. એની પાસે **એલીફંટા** તથા **સાષ્ટી** ટાપુઓમાં ગુફાઓ છે જેમાં ઉંચાં કોતર-કામનાં દેવસ્થાનો છે.

## (૭). મધ્ય પ્રાન્તો.

**સીમા.**—એની વાયવ્ય દિશાએ મધ્ય હિન્દ; ઇશાન તરફ મધ્ય હિન્દ અને બંગાલ; અગ્નિ કોણ તરફ બંગાલ અને મદ્રાસ; અને નૈર્ઋત્યે હૈદ્રાબાદ.

**મુખ્ય શેહેરો:**—**નાગપુર** એ સ્થાનિક રાજ્યનું મુખ્ય મથક છે. **હિંગન ઘાટ**માં રૂનો મોટો વેપાર છે. **વારોરા**માં કોલસાની ખાણો છે. **જબલપુર**માં આરસની ખડકો છે. **સાગર** એ લશ્કરી મથક છે. **રાયપુર** એ પૂર્વમાં મોટો કસ્બો છે. વરાડમાં મુખ્ય શેહેરો ઉમરાવતી (રૂને માટે પ્રખ્યાત) અને ઇલિચપુર (લશ્કરી મથક) છે. એ શિવાય મધ્ય પ્રાન્તોમાં બીજાં શેહેરો **હોસંગાબાદ,** બહ્રાનપુર, ખાંડવા, આશીરગઢ, વિલાસપુર, તથા સંબલપુર (હીરાની ખાણો) છે.

## (૮). મદ્રાસ ઇલાકો.

**ઈતિહાસ.**—મદ્રાસ શેહેરમાં ફોર્ટ સેન્ટ જ્યોર્જ સૌથી પહેલો અંગ્રેજોના હાથમાં આવ્યો (૧૬૩૯). જેમ અંગ્રેજોના હાથમાં મુંબઇ ઇલાકો મરેઠાની સાથે લડાઇમાં જય મેળવ્યાથી આવ્યો તેમ મદ્રાસ ઇલાકો મ્હૈસૂર સાથેની લડાઇમાં ફતેહ મળવાથી આવ્યો.

**સીમા.**—કૃષ્ણા નદી અને તેની શાખા તુંગભદ્રાની દક્ષિણનો તમામ મુલક એ ઇલાકામાં આવેલો છે. માત્ર ઉત્તર સરકારની કિનારા પરની પટી કૃષ્ણાના મુખ અને ચિલ્કા સરોવરની વચ્ચે આવેલી છે.

**નદીઓ.**—ગોદાવરીનો ભાગ તથા કૃષ્ણા, ઉત્તર પેનર, પાલાર, દક્ષિણ પેનર અને કાવેરી. એ બધી બંગાળાના ઉપસાગરમાં પડે છે.

**પહાડો.**—પશ્ચિમ અને પૂર્વ ઘાટો; મ્હેસૂરની દક્ષિણે નીલગીરી.

**મુખ્ય શેહેરો:**—ઇલાકાનું મુખ્ય શેહેર **મદ્રાસ** છે. **મદુરા** દક્ષિણ હિન્દનું અગાઉ મુખ્ય શેહેર હતું; મછલીપટ્ટણ, ઉત્તર સરકારમાં, કૃષ્ણા ઉપર મુખ્ય બંદર છે; વિઝગાપટમ, એ ઉત્તર સરકારમાં છે; ત્રિચીનોપોલી, કાવેરી ઉપર; તાન્જોર, કર્ણાટકમાં કાવેરી ઉપર; એમાં રેશમી કામો ઘણાં સારાં બને છે; કાલિકટ, મલબાર કિનારા ઉપર; સાલેમ, મ્હેસૂરની દક્ષિણે; બેલારી, નેગાપટમ.

બીજાં શેહેરો.—કોન્જેવરામ, ચિંગલપટ, પુલિકટ, નેલોર, કડપા, કર્નૂલ, કદલોર, જીંજી, તીનેવેલી, ટયુટિકોરિન, કિવલોન, આર્કટ, વેલોર, કોઇમ્બટૂર, ઉતાકામંડ, ટેલિચરી, કોચિન, કાનાનુર, મંગલૂર.

## (૯). બ્રહ્મદેશ.

**ઈતિહાસ.**—એ દેશ ત્રણ બ્રહ્મી લડાઇઓમાં અંગ્રેજને જય મળવાથી ત્રણ કકડે તેઓના હાથમાં આવ્યો.—(૧)આરાકાન અને ટીનાસરીમ, (પહેલી લડાઇ પછી); દક્ષિણ બ્રહ્મદેશનો બાકીનો ભાગ (બીજી લડાઇ પછી); અને ઉત્તર બ્રહ્મદેશ (ત્રીજી લડાઇ પછી ૧૮૮૬ માં).

**સીમા.**—એની વાયવ્ય દિશામાં મણીપુરનું દેશી રાજ્ય અને બંગાળ તથા આસામનો પહાડી મુલક; પશ્ચિમે અને નૈઋત્યે બંગાલનો અખાત; અને પૂર્વે ચીન અને સીયામ આવેલાં છે.

**નદીઓ.**—ઇરાવતી ને તેની શાખા ચિન્દવીન; સિંતાગ અને સાલ્વિન.

**મુખ્ય શેહેરો.**—મુ. શે. **રંગૂન** (ઇરાવતી ઉપર) એ હિન્દમાં ત્રીજા નંબરનું બંદર છે. એ માટી કામ, રેશ્મી તથા સુતરાઉ કાપડને માટે પ્રખ્યાત છે; પ્રોમ (ઇરાવતી ઉપર); ભામો; માંડલે (ઉત્તર બ્રહ્મદેશનું મુખ્ય શેહેર) **અમરપુર**; આવા; મોલમીન (એમાંથી સાગનું લાકડું બ્હેરાઇ કપાઇને તૈયાર આવેછે); માર્ટાબાન; **અક્યબ**; પેગુ, **એમાંથી** પુષ્કળ ચોખા યૂરપ જાય છે; બસીન; ટેવોય; મર્ગ્વી.

## બલુચિસ્તાન.

એ હિન્દના રાજ્યનો સૌથી પશ્ચિમ તરફનો ભાગ છે. એના ત્રણ વિભાગ પાડેલા છે;—(૧) **બ્રિટિશ** તથા તેઓ જેમાં રાજ્ય કારભાર ચલાવે છે તે ભાગ; (૨) **ખેલાત** તથા **લાસ બેલાસ**નાં દેશી રાજ્યો જે અંગ્રેજના રક્ષણ નીચે છે તે; (૩) ટાઇબલ એરિઆઝ (જુદી જુદી જાતના લોકોનો મુલક), જે અર્ધ સ્વતંત્ર છે, પણ પોલિટિકલ એજંટની સત્તા નીચે છે તે.

**સીમા.**—પૂર્વે સિંધ, પંજાબ, અને નોર્થ-વેસ્ટર્ન ફ્રોન્ટિઅર પ્રોવિન્સિસ; ઉત્તરે, અફ્ઘાનિસ્તાન; પશ્ચિમે, ઇરાન; અને દક્ષિણે, અરબ્બી સમુદ્ર.

**પર્વત.**—હાલા, પૂર્વમાં છે. **નદી.**—ગંડાવા.

**મુખ્ય શેહેરો—ખિલાત** ઇશાન કોણમાં છે. એના રાજ્યકર્તાને **ખાન** કહે છે. **ગંડાવા,** એમાં શિયાળાની મોસમમાં ખાન રહે છે. બ્રિટિશ બલુચિસ્તાનનું મુખ્ય શેહેર **કવેટા** છે. અહિં અંગ્રેજના લશ્કરની મોટી છાવણી છે.

આ દેશના લોકો ઘેટાં તથા ઢોર ઘણાં રાખે છે. ચામડાં, ઉન વિગેરે પરદેશ જાય છે; મેવો, તેમાં મુખ્યત્વે કરીને દ્રાક્ષ દેશાવર ખાતે મોકલવામાં આવે છે.

---

# (૨). देशी राज्यो.

હિન્દમાં દેશી રાજ્યોની સંખ્યા ઘણી મોટી છે, પણ તેમાંનાં ઘણું ન્હાનાં ન્હાનાં છે. ઘણાં અગત્યનાં દેશી રાજ્યો નીચે મુજબનાં છે:—

(૧) **બંગાલમાં.**—**સિખિમ,** નેપાળ તથા ભૂતાનની વચ્ચે- એમાંથી ત્રાંબુ નીકળે છે તથા એમાં કીમતી જંગલો છે.

(૨) **પૂર્વ બંગાલ તથા આસામમાં.**—કુચબિહાર, મણીપુર, તથા ટીપરા.

(૩) **કાશ્મીર.**—એ પહાડી દેશ છે. મુખ્ય પર્વત **કારાકોરમ** છે ને તેના ઉંચામાં ઉંચા શિખરને **ગોડવિન ઓસ્ટેન** કહે છે, જે ઉંચા- ઇમાં માત્ર એવેરેસ્ટ શિખરથી ઉતરતું છે (ઉંચાઇ ૨૮,૨૫૦ ફીટ), મુખ્ય નદી **સિંધુ** છે. મુખ્ય સરોવર **વલ્નુર** છે જે હિન્દમાં સૌથી મોટું મીઠા પાણીનું સરોવર છે.

મુખ્ય શેહેરો:—**શ્રીનગર,** જમ્મુ, લેહ, અને જીલ્જીત.

(૪) **પંજાબમાં.**—ભાવલપુર; પતિયાળા, જીંદ, નાભા, કપર્થલા, મંદી અને ફરીદ કોટ–એ છ સીખ સંસ્થાનો છે.

(૫) **રાજપુતાના.**—એમાં વીસ દેશી રાજ્યો છે અને તેની વચ્ચોવચ **અજમેર-મેરવારા** કરીને અગ્રેજનો નાનો સરખો પ્રાંત છે. ગવર્નર-જેનરલનો એજંટ એમાં રહી દેશી રાજ્યોનું રક્ષણ કરે છે. એ બધાં રાજપુત રાજ્યો છે. માત્ર એક-**ટોંક સંસ્થાન** મુસલમાની છે. એ બધાંમાં મુખ્ય **ઊદેપુર,** અથવા **મેવાડ, જેપુર, ભરતપુર, અલ્વર, કોટા, બીકાનેર** અને **જોધપુર,** છે. **આબુ** એક પહાડી હવાવાળું સ્થળ છે.

(૬) **સેન્ટ્રલ ઇન્ડિઆ એજન્સી.**—રાજપુતાનાની માફક આ પણ દેશી રાજ્યોનો એક સમૂહ છે. ગવર્નર-જેનરલનો એજંટ જે **ઇંદોરમાં** રહે છે તેના રક્ષણ નીચે એ રાજ્યો છે. એ રાજ્યો રાજપુતાના તથા યુનાઇટેડ પ્રોવિન્સિસ તથા આઉદની દક્ષિણે છે. એના બે ભાગ પાડેલા છે,—પૂર્વ વિભાગ અને પશ્ચિમ વિભાગ. પૂર્વ વિભાગમાં **બુંદેલખંડ** અને

**ભાગળ** ખંડ છે; અને પશ્ચિમ વિભાગમાં **ગ્વાલિયર** અને **માળવા.** પશ્ચિમે મુખ્ય રાજ્યો **ગ્વાલિયર** (સિંધિઆનું), **ઇંદોર** (હોલ્કરનું) તથા **ભોપાળ** છે. પૂર્વ ભાગમાં **રેવા** અને **ઓરછા** મોટાં રાજ્યો છે.

**મુખ્ય શેહેરો.**—ગ્વાલિયર, ઈંદોર અને ભોપાળ એ માળવા રાજ્યના રાજધાનીનાં શેહેરો છે. ગ્વાલિયર, રાજ્યમાં ઉજ્જન અગાઉ માળવાની રાજધાનીનું શેહેર હતું. એ શિવાય **રતલામ,** (અફીણને માટે પ્રખ્યાત), **દાતીઆ, ભીલસા** અને **મ્હઉ** અગત્યનાં શેહેરો છે.

(૭) **હૈદરાબાદ** અથવા **નિઝામનું રાજ્ય.**—એ મધ્ય પ્રાંતોની દક્ષિણે છે. હિન્દમાં એ દેશી રાજ્ય સર્વથી મોટું છે. એમાં ગોદાવરી તથા કૃષ્ણા નદી વહે છે. એમાંની વસ્તીનો એક દશાંશ મુસલમાનો છે ને બાકીના બધા હિન્દુઓ છે, એટલે, હિન્દુ રૈયત ને મુસલમાની રાજ્યકર્તા છે.

**મુખ્ય શેહેરો :**—**હૈદરાબાદ,** રાજધાની; એ શિવાય બીજાં શેહેરો સિકંદરાબાદ, બીદર, ગોલકોંડા, ઔરંગાબાદ, દોલતાબાદ, વરંગૂળ, એલોરા, અજંતા તથા અસાઇ (રણક્ષેત્ર) છે. સને ૧૯૦૮ (સપ્ટેમ્બર) માં હૈદરાબાદમાં જબરજસ્ત રેલ આવવાથી હજારો માણસો દટાઇ મુઆં હતાં, હજારો ઘરો પડી ગયાં હતાં ને કરોડો રૂપીયાનું નુકસાન થયું હતું.

(૮) મધ્ય પ્રાંતોમાં.—**બાસ્ટર,** મુખ્ય શેહેર બાસ્ટર સૌથી મોટું છે.

(૯) **ગાયકવાડનું રાજ્ય.**—એ મુંબઇ ઇલાકામાં આવેલું છે; એનું મુખ્ય શેહેર **વડોદરા** છે; **ડીસા** (લશ્કરી મથક) ઉત્તરમાં છે. એમાં રેસિડન્ટ રહે છે. એ રાજ્યનો હાલનો રાજ્યકર્ત્તા સયાજીરાવ ઘણી સારી કેલવણી પામેલો ઉત્તમ ગુણ ધરાવનારો રાજા છે.

(૧૦) **મ્હૈસૂર.**—એની આસપાસ મદ્રાસ ઇલાકો છે. પૂર્વ અને પશ્ચિમે **ઘાટો** છે જે **નીલગિરિ** પર્વતમાં એકઠા મળે છે. કૃષ્ણા, પેનર અને કાવેરીની શાખાઓ એમાં વહે છે. એમાં મુખ્ય પાક, ચોખા, કાફી, એલચી ને સાગનો છે. એમાં સોનાની ખાણો છે. એ પ્રાંત હૈદર તથા ટીપુને હરાવી અંગ્રેજોએ ઇ. સ. ૧૭૯૯ માં લીધો, પણ સને ૧૮૮૧ માં તેના દેશી રાજાને સોંપી દીધો.

**મુખ્ય શેહેરો.**—**મ્હૈસૂર** (રાજધાની). એ શિવાય અગત્યનાં શેહેરો, શ્રીરંગપટ્ટણ, બંગલૂર અને ચિતલદુર્ગ છે.

એ શિવાય બીજાં કેટલાંક દેશી રાજ્યો નીચે મુજબ છે :—

**રામપુર**, આગ્રામાં; **ગઢવાલ**, હિમાલયના પહાડી ભાગમાં, મુ. શે. ત્હેરી; **મુંબઇ ઈલાકામાં—ખેરપુર**, મુ. શે. ખેરપુર, સિન્ધની ઇશાનમાં; **કચ્છ**, મુ. શે. ભુજ, માંડવી; **ગુજરાતમાં**—ધરમપુર અને વાંસદા. **કાઠીઆ-વાડ**, મુ. શે. **રાજકોટ**; ભાવનગર, પોરબંદર, દ્વારકા ( યાત્રાનું સ્થળ ), સોમનાથ ( જેને મહમ્મદ ગીઝનીએ લૂટ્યું હતું ), જુનાગઢ, વિગેરે. **પાલણપુર**; **મહીકાંઠા, રેવાકાંઠા.** મરાઠા દેશમાં સૌથી અગત્યનાં બે દેશી રાજ્યો છે,—**કોલાપુર** અને **સાવંતવાડી.** જંજીરા નવાબને તાબે છે. **મદ્રાસ ઈલાકામાં ત્રાવણકોર**, મુ. શે. **ત્રિવાન્દ્રમ**, ક્વીલોન તથા અલેપ્પી; **કોચીન**, મુ. શે. એર્નાકુલમ અને ત્રિચૂર, એ ત્રાવણકોર તથા મલબારની વચ્ચે છે.

---

## (૩). स्वतंत्र राज्यो.

• **નેપાળ**—મુ૦ શે૦ **ખટમંડુ**; લલિતપટ્ટણ; મકવાનપુર (રણક્ષેત્ર).

**ભૂતાન**—મુ૦ શે૦ **ટાસીસ્યૂડન** અને પનાખા.

---

## ૪. परदेशी राज्यो.

**ફ્રેન્ચોના તાબામાં**.—**ચંદ્રનગર**, હૂગ્લિ નદી ઉપર; **યેનાન**, ગોદાવરીના મુખ આગળ; **પૉન્ડિચરી** અને **કૅરીકલ**, કૉરોમાંડલ કિનારે; **માહી**, મલબાર કિનારે. ( એમાં ફ્રેન્ચ ગવર્નર રહે છે ).

**ફિરંગીઓના તાબામાં**.—**દીવ**, કાઠીઆવાડની દક્ષિણે; **દમણ**, મુંબઇની ઉત્તરે; **ગોઆ**, મલબાર કિનારે.

---

# परचुरण जाणवाजोग हकीकत.

## ખેતીની નિપજ.

**ઘઊં.**—વાયવ્ય પ્રાંતો અને પંજાબમાં. **ચોખા.**—બંગાળામાં. **બાજરી.**—દક્ષિણમાં. **કપાસ.**—બંગાળા, આસામ, બ્રહ્મદેશ, નાગપુર, અને વરાડમાં. **ગળી.**—બંગાળામાં. **અફીણ.**—બંગાળા, બહાર અને માળવામાં. **બુંદ.**—નીલગિરિ ઉપર. **ચ્હા.**—આસામમાં અને હિમાલય

ઉપર. **મરી, તજ, ગુંદર, નાળિયેર**—મલબાર કાંઠે અને લંકામાં. **ઇમારતી લાકડું, મુખ્ય સાગ.**—મલબારનાં જંગલોમાં.

## ખનિજ પદાર્થો.

**લ્હોખંડ અને કોલસા.**—બંગાળા અને જબલપુરમાં. **હીરા**—સંભલપુર અને ગોવળકોંડામાં. **મીઠું**—સંભર સરોવરમાંથી નીકળે છે. અને મુંબઇ અને મદ્રાસને કિનારે દરીઆના પાણીનું બનાવે છે. **સિંધવની ખાણો.**—રાજપૂતાનામાં અને પંજાબમાં. **સોનું** મ્હૈસૂરમાં મળી આવે છે.

## પ્રાણીઓ.

હિન્દુસ્તાનનાં જગલોમાં જંગલી પ્રાણીઓ પુષ્કળ છે. સિંહો ગુજરાતમાં માલમ પડે છે. હાથી, ગેંડા, ભેંસ, એ બંગાળા, આસામ અને બ્રહ્મદેશમાં માલમ પડે છે. સિંધમાં ખચ્ચરો માલમ પડે છે બળદ, ઘોડા, ગધેડાં, ઊંટ, પાડા, વાંદરા, એ જનાવરો પાળવામાં આવે છે અને માણસના ઉપયોગમાં આવે છે. મોર, પોપટ, ગીધ, સમડી, કબૂતર વિગેરે પક્ષીઓ પુષ્કળ છે.

## મુખ્ય નદીઓ ઉપરનાં શેહેરો:—

**બ્રહ્મપુત્ર.**—લાસા, ગોહતી. **ગંગા.**—હરદ્વાર, ફરક્કાબાદ, કહાનપુર, અલ્હાબાદ, બનારસ, બકસર, પટના, મૉંધીર, મુર્શિદાબાદ, હૂગ્લિ, કલકત્તા. **જમના.**—દિલ્હી, ગોકુળ, મથુરા, આગ્રા —**મહાનદી.**—સંબલપુર, કટક, જગન્નાથ. **ગોદાવરી.**—નાશક, મુગી પૈઠણ (અહિં ઉત્તમ પૈઠણી પાઘડીઓ બને છે). રાજમાહેન્દ્રિ. **કૃષ્ણા.**—મછલીપટ્ટણ.

**કાવેરી.**—શ્રીરંગપટ્ટણ, ત્રિચિનોપલી, તંજાવર. **ઇરાવતી.**—આવા, પ્રોમ, રંગુન. **સિંધુ.**—અટક, ડેરા ઇસ્માલખાન, ડેરા ધાઝીખાન, મિથનકોટ, સક્કર, લારખાના, હૈદરાબાદ, કરાંચી.—**નર્મદા.**—જબલપુર, ભરૂચ. **તાપી.**-બહાનપુર, સુરત. **મહી.**—ખંભાત. **સાબરમતી**—અમદાવાદ.

## યાત્રાનાં સ્થળો:—

ઉત્તરમાં **બદ્રિનાથ** (હરદ્વારની વાયવ્યે); પૂર્વમાં **જગન્નાથ**; દક્ષિણમાં **સેતુબંધ રામેશ્વર**; પશ્ચિમમાં **દ્વારિકા.** એ શિવાય ગયા,

કાશી, પ્રયાગ, ગોકુળ, મથુરા, હરદ્વાર, શ્રીનાથજી ( મેવાડમાં ); નાશક, ત્ર્યંબક. અને પંઢરપુર; પાલીતાણા અને ગિર્નાર ( કાઠીઆવાડમાં ), અને આબુ પર્વત ( એ ત્રણમાં જૈન લોકનાં મોટાં દેવસ્થાનો છે ); ગુજરાતની ઉત્તરે આરાસુરના પર્વતમાં અંબાજી.

### હવા ખાવાનાં ઠેકાણાં :—

ડારજીલિંગ ( સિખિમની પાસે ), સિમ્લા, મરી, આબુ પર્વત, મહાબલેશ્વર, નીલગિરિ, ઉતાકામંડ.

### કિનારાપરનાં શેહેરો :—

**પશ્ચિમ કિનારે.**—કરાંચી, પોરબંદર, ગોઘા, ખંભાત, ભરૂચ, સુરત, મુંબઇ, રત્નાગિરિ, વિંગોર્લા, ગોઆ, કારવાડ, કૂમ્ટા, હોનાવાડ, મંગલૂર, કાનાનોર, કલિકટ, કોચીન, ક્વિલન.

**પૂર્વ કિનારે.**—ટાંક્વેબાર, કદલોર, પૅાન્ડિચરી, મદ્રાસ, મછલીપટ્ટણ, જગન્નાથ, બાલાસોર, કલકત્તા, ચિતાગૅાંગ, અક્યબ. રંગૂન, મોલમીન.

### ઇંગ્લંડથી હિંદુસ્તાન આવવાનો રસ્તો.

બ્રિટિશ ટાપુઓથી આગબોટો નીકળી, જીબ્રોલ્ટર આગળ થઇ ભૂમધ્ય સમુદ્રમાંથી સૂએઝની ન્હેરમાં દાખલ થઇ રાતા સમુદ્રમાં દાખલ થાય છે, અને ત્યાંથી હિન્દિ મહાસાગરમાં દાખલ થઇ મુંબઇ આવે છે. પણ મુસાફરો લંડનથી ડોવર જાય છે અને પછી ફ્રાન્સમાં આવેલું કેલે શેહેર ઓળંગે છે. ત્યાંથી આગગાડી મારફત **મૅાંગસેની** ટનેલમાંથી ઇટલીની અગ્નિ કોણે "બ્રિન્ડીઝી" આગળ આવે છે, જ્યાં કેટલીક આગબોટો ઉભી રહે છે. ત્યાંથી ઉપર જણાવ્યા મુજબ ભૂમધ્ય સમુદ્રના બાકીના ભાગમાંથી મુંબઇ આગબોટમાં આવે છે. કેઇપ ઑાવ ગુડ હોપને રસ્તે થઇ આગબોટને મુંબઇ આવતાં ૧૦,૭૫૩ માઇલની મુસાફરી કરવી પડે છે. જીબ્રોલ્ટર અને માર્સેલ્સ માર્ગે દરીઆઇ મુસાફરી ૬,૫૭૦ માઇલની થાય છે, ને તેને ૨૨ દિવસ લાગે છે. બ્રીન્ડીઝીવાળી મુસાફરી ૫,૪૩૯ માઇલની છે ને તેને ૧૪ દિવસ લાગે છે.

---

# પૂરવણી.

## (નવાં ધોરણો પ્રમાણે ભૂગોળને લગતી ઉપયોગી બાબતોના ખુલાસા. ધોરણ ૧–૨–૩ માટે).

**પૃથ્વી એક ગ્રહ છે.**—જે પૃથ્વી ઉપર આપણે રહીએ છીએ તે બીજા ગ્રહોની પેઠે એક ગ્રહ છે. ગ્રહો ઘણી જાતના છે:—**સ્થાયી ગ્રહો, ફરતા ગ્રહો, ઉપગ્રહો, ધૂમકેતુ** ( પૂંછડીઆ તારા ), અને **ખરતા તારાઓ.** સૂર્ય સ્થાયી ગ્રહ છે ને તેનાથી ઘણા ગ્રહોને પ્રકાશ તથા ગરમી મળે છે; પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે, અને ચંદ્ર પૃથ્વીની આસપાસ ફરનારો એક ઉપગ્રહ છે.

**સ્થાયી તારાઓ.**—આકાશમાં રાત્રે તારા પ્રકાશતા આપણે જોઇએ છીએ, અને તેઓ બીજા સ્થાયી તારાઓને સંબંધે એકજ જગ્યાએ કાયમ રહે છે. તેઓ પોતાનાજ પ્રકાશથી પ્રકાશે છે, અને તેઓમાંના ઘણા આપણા સૂર્યના જેવા સૂર્યો છે. લગભગ ત્રણ હજાર એવા તારા આપણે ખુલ્લી આંખે દેખી શકીએ છીએ, અને બીજા બે કરોડ કરતાં વધુ મોટા દૂરબીન વડે જોઇ શકાય છે. તેઓ પૃથ્વીથી ઘણે છેટે છે. ઘણા તારાઓ જે મોટા દૂરબીન વડે દેખાય છે તે આકાશગંગા ( રાત્રે આકાશમાં અજવાળાની જે ધોળી પટી દેખાય છે તે ) માં આવેલા છે. તેઓ એટલા બધા છે કે નરી આંખે છુટા છુટા ઓળખાઇ શકાતા નથી. વધારે તેજસ્વી સ્થાયી તારાઓના એક ઝુમખાને **સપ્તઋષિ** ( મોટું રીંછ ) ના તારા કહે છે. એમાંના બે મોટા તારાઓમાંથી એક લીટી દોરીએ તો તે ધ્રુવના તારામાં થઇને જાય. એ ધ્રુવના તારાવાળા ઝુમખાને **નાનું રીંછ** કહે છે.

**ફરતા ગ્રહો.**—સૂર્યની આસપાસ જે ગ્રહો ફરે છે તે મુખ્ય આઠ છે:—બુધ ( મર્ક્યુરી ), શુક્ર ( વીનસ ), પૃથ્વી, મંગળ ( માર્સ ), બૃહસ્પતિ

(જ્યુપિટર), શનિ (સાટર્ન), યુરેનસ અને નેપ્ચ્યૂન. આ બધામાં શુક્રનો તારો સૌથી વધારે તેજસ્વી છે. સૂર્યાસ્ત પછી તુરતજ તે દેખાવા માંડે છે, ને સૂર્યોદય થતાં સુધી તે દેખાય છે. એમાં સૌથી મોટો બૃહસ્પતિ છે અને સૌથી નાનો બુધ છે. યુરેનસ અને નેપ્ચ્યૂન ખુલ્લી આંખે દેખાતા નથી.

**ઉપગ્રહો.**—ઘણા ગ્રહોને ઉપગ્રહો છે; તેઓમાં કેટલાક પોતાના ગ્રહની અંદર અને કેટલાક બહાર ફરે છે. પૃથ્વીને એક ઉપગ્રહ છે તે ચંદ્ર; નેપ્ચ્યુનને એક છે; મંગળને બે છે; બૃહસ્પતિ અને યુરેનસને ચાર છે; અને શનિને આઠ છે.

**ધૂમકેતુઓ.**—આ તારાઓને કાંઇક તેજસ્વી માથા જેવું હોય છે, અને તેની પછી એક ઓછી તેજસ્વી પુછડી હોય છે. તેઓ સૂર્યની આસપાસ ઘણી લાંબી કક્ષા (માર્ગ) માં ફરે છે, અને સૂર્યની પાસે હોય ત્યારે આપણાથી દેખાય છે; એને પછી ફરતા ફરતા ઘણે દૂર જાય છે ત્યારે આપણી નજરે પડતા નથી.

**અક્ષાંશ વૃત્ત અને દેશાન્તર વૃત્ત** (Latitude and longitude).—અમુક જગ્યા અમુક જગ્યાથી કેટલે છેટે છે તે શોધી કાઢવાને નકશામાં કેટલીક રેખાઓ દોરેલી હોય છે, જે પૃથ્વી ઉપરની કલ્પિત રેખાઓને મળતી આવે છે. પૃથ્વી ગોળ હોવાથી આ રેખાઓ ગોળ હોય છે. જ્યારે તેઓનું મધ્ય બિન્દુ ને પૃથ્વીનું મધ્ય બિન્દુ એક હોય છે ત્યારે તેને મોટી રેખાઓ કહે છે; અને જ્યારે તેઓનું મધ્ય બિન્દુ બીજું હોય ત્યારે તેને નાની રેખાઓ કહે છે. આ વર્તુલ રેખાઓ બે પ્રકારની છે—કેટલીક પૃથ્વીની આસપાસ પૂર્વ પશ્ચિમ હોય છે, જેને **અક્ષાંશ વૃત્તો** કહે છે, અને કેટલીક ઉત્તર દક્ષિણ હોય છે, જેને **દેશાન્તર વૃત્તો** કહે છે. ભૂમધ્ય રેખાની ઉત્તર દક્ષિણ જે અન્તર તેને અક્ષાંશ વૃત્ત કહે છે. એ વૃત્તો જે ભૂમધ્ય રેખાને સમાન્તરે હોય છે તેને **શર સમાનાન્તર** (Parallels) વૃત્તો કહે છે. અમુક સ્થળની પૂર્વ કે પશ્ચિમ જે અન્તર તેને દેશાન્તર વૃત્ત કહે છે. એ દેશાન્તર રેખાઓ મોટાં વર્તુલો છે, અને તે ધ્રુવમાંથી દોરેલાં હોય છે. તેઓને **યામ્યોત્તર વૃત્તો**

( Meridians ) કહે છે, કારણ કે તેઓમાંના એક વૃત્ત ઉપર આવેલી જેટલી જગો હોય ત્યાં એકી વખતે મધ્યાન્હ હોય છે. અંગ્રેજો પોતાનું પહેલુ યામ્યોત્તર વૃત્ત **ગ્રિનિજ** શહેરમાંથી પસાર થતું ગણે છે. પૂર્વે કે પશ્ચિમે અમુક સ્થળ છે તે એ વૃત્ત ઉપરથી નક્કી કરવામાં આવે છે. નકશામાં અક્ષાંશ વૃત્તો દશ દશ અંશ ( Degree ) ને છેટે પાડેલાં હોય છે, ને દેશાંન્તર વૃત્તો પંદર પંદર અંશને છેટે પાડેલાં હોય છે. દર પંદર અંશે સમયમાં એક એક કલાકનો ફેર પડે છે. જો લંડનમાં બપોરના બાર વાગ્યા હોય તો પંદર અંશ છેટે પૂર્વમાં જેટલી જગો હોય તેમાં બપોર પછી એક વાગ્યો હોય, અને જે સ્થળો પંદર અંશ પશ્ચિમે હોય તેમાં બપોર પહેલાં અગિયાર વાગ્યા હોય.

---

## પવન અને તેના પ્રકારો.

પૃથ્વીની સપાટી ઉપર જે હવાનું આચ્છાદન હોય છે તેને **વાતાવરણ** કહે છે. એની ઊંચાઇ ઓછામાં ઓછી પચાસ માઇલ હોય છે, પણ જમીનની સપાટીથી પાંચ માઇલ કરતાં વધુ ઉંચાઇએ કોઇ પણ પ્રાણી જીવી શકતું નથી.

**પવનો.**—વાતાવરણ જ્યારે ગતિમાં હોય ત્યારે તેને **પવન** કહે છે. કોઇ પણ કારણથી હવાના સમતોલપણામાં ફેરફાર થાય તો **પવન** ઉત્પન્ન થાય છે; અને હવાનું સમતોલપણું જ્યારે શીતતા અને ઉષ્ણતાના પ્રમાણમાં ફેર પડે ત્યારે બદલાય છે. ગરમીની અસરથી વસ્તુ માત્રનું પ્રસારણ થાય છે. જ્યારે હવા ગરમ થાય ત્યારે તેનું પ્રસારણ થાય છે ને તે વધારે હલકી થાય છે. આમ થવાથી હવાનું સમતોલપણું નાશ પામે છે, અને એકદમ તે હવાને ખસેડી તેની જગાએ બીજી હવા આવે છે. આ ક્રિયાથી હવામાં ગતિ આવે છે અને તેને **પવન** કહે છે.

**પવનના પ્રકારો.**—દિશા, જોસ, નિયમિતપણું, અને શીતતા ને ઉષ્ણુતાનું પ્રમાણુ એ ચાર કારણોથી પવનનાં જુદાં જુદાં નામો પાડવામાં આવ્યાં છે:—(૧) ઉત્તર, દક્ષિણ, પૂર્વ કે પશ્ચિમ—એમાંની જે દિશામાંથી

પવન આવે તે ઉપરથી ફૂલાણી દિશાનો પવન એવું નામ આપવામાં આવે છે; (૨) પવનના જોસના પ્રમાણમાં તેને **મંદ પવન** ( Breeze ), **તોફાની** પવન ( Storm ), જે ગાજવીજ સાથે હોય છે તે; **વાવાઝોડું** ( Hurricane ) અથવા ચક્રીપવન ; **ચક્રવાત** (Cyclone) ; **આંધી** ( Tornado ), વિગેરે નામ આપવામાં આવે છે. એ બધા ચક્કરમાં વાય છે. જ્યાંથી ઉત્પન્ન થાય છે ત્યાં તેઓનું ઘણું જોર હોય છે અને જેમ જેમ ફેલાતા જાય છે તેમ તેમ તેનું જોર કમી થતું જાય છે. (૩) નિયમિતપણું— પૃથ્વીની સપાટી ઉપર જે બે ઘણાજ નિયમિત કાયમી પવનો વાય છે તે ઉત્તર-પૂર્વનો; એટલે ઇશાન કોણનો અને દક્ષિણ-પૂર્વનો, એટલે અગ્નિ કોણનો **માર્ગી** અથવા **વ્યાપારી** (Trade-wind) પવન છે. એને માર્ગી નામ આપેલુ છે, તેનું કારણ એ છે કે એકજ દિશામાં એક સરખી રીતે તે વાય છે. અગાઉ "Trade" શબ્દનો અર્થ "Track અથવા Course થતો હતો. એને **વ્યાપારી** પવન કહે છે, તેનું કારણ એ છે કે તે પવનથી વહાણોની ગતિને ઘણી મદદ મળે છે. એ પવન મહાસાગરની સપાટી ઉપર આખું વર્ષ સંપૂર્ણ નિયમિતપણે વાય છે. એ ઉપરાંત એક બીજી જાતના પવનને **સામયિક** ( Periodical ) અથવા **મોસમનો** (Monsoon) પવન કહે છે. એ પવન વર્ષની એક મોસમે એક દિશામાં અને બીજી મોસમે બીજી દિશામાં વાય છે ( અંગ્રેજીમાં જે Monsoon શબ્દ છે તે અરબ્બી ભાષાના **મોસમ** શબ્દ ઉપરથી પડેલો છે ). વર્ષના અમુક માસોમાં જમીનના અમુક ભાગોમાં અતિશય ગરમી પડે છે તેથી, તથા વર્ષના અમુક માસોમાં અમુક ભાગોમાં અતિશય ચડી પડે છે તેથી એ પવન ઉત્પન્ન થાય છે. ગરમીના માસોમાં પવન મહાસાગરથી જમીન તરફ વાય છે અને થડીના માસોમાં જમીનથી મહાસાગર તરફ વાય છે.

**પૃથ્વીના ભાગોમાં થતો ક્ષય** (Erosion) **તથા તે ઉપરનાં પડોનું ઉખડી જવું** ( Denudation ).—હવા, વરસાદ, ઝરા, નદી, ઝાકળ, સમુદ્ર વડે પૃથ્વીની સપાટી ઉપર હમેશાં ફેરફાર થયાંજ કરે છે, અને એઓનીજ અસરથી આપણે જેને "સૃષ્ટિસૌન્દર્ય" કહીએ છીએ તે થાય છે.

ખડકો ઉપર હમેશાં હવાની અસર થાય છે, અને તેથી રફતે રફતે તે ભાંગી જાય છે અને તેના ચૂરેચૂરા થઇ જાય છે. આ ક્રિયાને હવાથી થતો ઘસારો ( Weathering ) કહે છે.—વળી વહેતા પાણીથી, **હિમ શિલાઓ** ( Ice-bergs ) થી, અને સમુદ્રથી ભૂપટલ ( પૃથ્વીનું પડ Crust of the Earth ) નિરંતર ખવાતું જાય છે. આ ક્રિયાને અંગ્રેજીમાં Erosion (ક્ષય) કહે છે. એથી પર્વતોની બાજુઓમાં મોટાં મોટાં પોલણુ થઇ જાય છે અને ખડકો ભાંગી જઇને તેના ગોળાકાર પત્થરો, કાંકરાઓ, અને કાદવ બની જાય છે. વળી ક્ષયં અને ઘસારાથી ખડકો ધોવાઇ ઉખડી જાય છે અને જમીનનું બહારનું પડ ઉખડી જાય છે. આ ક્રિયાને અંગ્રેજીમાં Denudation કહે છે. એથી જમીનની સપાટી સરખી બનતી જાય છે.

---

## હિન્દની ભૂતલરચના તથા હવા, અને એ બન્નેથી હિન્દના લોકો ઉપર થતી અસર.

દુનિયાના કોઇ પણ ભાગની હવા વિષે આપણે વિચાર કરીએ તો મુખ્ય ત્રણ બાબતો ધ્યાનમાં લેવી જોઇએ,—તે દેશની ઉષ્ણતા, **ભીનાસ** અને જમીનની **મિટ્ટી.** ઉષ્ણતાનું મોટું કારણ સૂર્ય છે, અને તે ઉષ્ણતાનું પ્રમાણ સૂર્યનાં કીરણો તે જગોએ ઉભાં પડે છે કે ઢળતાં પડે છે તે ઉપર આધાર રાખે છે. જ્યાં સૂર્યનાં કીરણ ઉભાં પડે છે ત્યાં હમેશાં ગરમી વિશેષ હોય ને જ્યાં ઢળતાં પડે ત્યાં ગરમી ઓછી હોય. હિન્દ દેશ ભૂમધ્ય રેષાથી દૂર ન હોવાને લીધે એકંદર જોતાં એમાં ગરમી ઘણી પડે છે અને જેમ જેમ આપણે ઉત્તરમાં જતા જઇએ તેમ તેમ હવા થંડી થતી જાય છે. પણ એટલું કહેવું બસ નથી. આપણે જાણીએ છીએ કે જે સ્થળો દરિયાથી દૂર હોય છે તેમાં દરિયાની પાસેનાં સ્થળ કરતાં વિશેષ બદલાતી હવા હોય છે. ઉનાળામાં તેઓ વધુ ગરમ હોય છે અને શિયાળામાં તેઓ વધુ થંડાં હોય છે. દાખલા તરીકે, દરિયા કિનારે આવેલા મદ્રાસ શેહેરમાં, લાહોર, જે, દેશના અંદરના ભાગમાં આવેલું છે તેના કરતાં ઉનાળામાં

વધારે થંડી પડે છે, પણુ શિયાળામાં તેમાં વધુ ગરમી પડે છે. આનું કારણુ એ છે જે પાણીનો ભાગ—એટલે દરિયો—જમીન કરતાં વધુ ધીમો ગરમ અને થંડો થાય છે. એ ઉપરથી સમજાય છે કે દરિયાથી દૂરની જમીન જેટલી જલદીથી ઉનાળામાં તપે છે ને શિયાળામાં થંડી થાય છે તેટલી જલદીથી દરિયાની નજીકની જમીનમાં ઉનાળામાં તાપ અને શિયાળામાં તાઢ પડતી નથી. વળી ઉંચાણુમાં આવેલી જગા એટલે પર્વત અને ટેકરી ઉપરની જગાઓમાં થંડી વધુ હોય છે. હિમાલયના શિખર ઉપર અગર જો સૂર્યનો તાપ ઘણો પડે છે છતાં તે ઉપરનું બરફ પીગળવા પામતું નથી. એજ કારણુથી શ્રીમંત લોકો પહાડ ઉપર બંગલાઓ બાંધી ઉનાળામાં ત્યાં જઇને રહે છે. આ બધા ઉપરથી આપણે કહી શકીએ છીએ કે હિન્દની હવા જેમ જેમ આપણે ઉત્તરમાં જઇએ તેમ તેમ થંડી થતી જાય છે, પણ દરિયો દૂર આવેલો હોય તો તેથી તથા દરિયાની સપાટીથી ઉંચાણુ હોય તેથી તેમાં કેટલોક ફેર પડે છે.

ચોકસ વખતે હિન્દના કેટલાક ભાગોમાં બીજા ભાગો કરતાં ભેજ અને શરદી વધુ હોય છે તેનું કારણુ એ છે કે વાદળાંઓમાંથી વરસાદ આવે છે અને તે વાદળાં દરિયામાંથી સૂર્ય જે ભીનાસ ચૂસી લે છે તેનાં બને છે. જો પવન વાદળાંઓને દરિયા ઉપરથી દેશના ભાગમાં ખેંચી જાય તો વરસાદ સારો પડે, અને દેશના ભાગમાંથી દરિયા તરફ ખેંચી જાય તો સારો વરસાદ પડે નહિ. ઉત્તર તરફનો પવન દક્ષિણુ તરફના પવન કરતાં વધારે થંડો હોય છે. વળી પવનનું વાવું કંઇ આકસ્મિક નથી. તે નિયમિત મુદ્દતે વાય છે. જ્યૂન માસમાં દરિયા ઉપરથી મોસમનો પવન વાય છે. એને નૈર્ઋત્ય કોણુનો પવન કહે છે અને એથી હિન્દની હવામાં અગત્યનો અને ચમત્કારિક ફેરફાર કરે છે. વરસાદ પડે છે અને સૂકી જમીનમાં એકદમ નવું જીવન આવે છે ને હવા થંડી બની જાય છે,

**મોસમના પવન ઉપર પર્વતો શી અસર કરે છે.**—ઉપર જણાવેલા ભેજવાળા મોસમના પવનથી જે વરસાદ આવે છે તે આખા હિન્દમાં એક સરખો પડતો નથી. હિન્દના પર્વતો તેના ઉપર જબરી અસર કરે છે, કારણુ કે તેઓ એ પવનને રોકે છે અને તેને ફેરવે છે તેથી

કેટલેક સ્થળે વધુ અને કેટલેક સ્થળે ઓછો વરસાદ પડે છે. આટલો નિયમ ધ્યાનમાં રાખવાનો છે કે જેમ હવા વધુ ગરમ તેમ તે વધુ ભીનાસ ધારણ કરી શકે છે; અને ભીનાસથી ભરેલી હવા જો થંડી થાય તો તેમાંની કેટલીક ભીનાસ, વરસાદ અથવા ઓસરૂપે પડે છે. હવે હવા અથવા ભીનાસથી ભરેલો પવન પર્વતો સાથે અથડાય તો તેઓને ઓળંગી જતાં તેને વધારે ઉંચું ચઢવું પડે છે. એમ કરતાં હવા થંડી થઇ જાય છે, અને વરાળ અથવા ભીનાસ જે તેમાં હોય છે તે પણ થંડી થઇ જાય છે, અને વરસાદરૂપે પડે છે. હવે ભીનાસથી ઘણી ભરેલી હવાને ઉંચા પર્વત ઉપર એકદમ ચઢવું હોય તો ભીનાસ એકદમ થંડી થઇ જાય છે, અને વૃષ્ટિ પુષ્કળ અને ખૂબ જોરમાં પડે છે.

**અરબ્બી સમુદ્રની મોસમના પવનની શાખા.**—હિન્દને પશ્ચિમ કિનારે આવેલા પશ્ચિમઘાટ સાથે અથડાવાથી ભીનાસવાળો પ્રવાહ એ પર્વતોથી ઉંચે ચઢે છે અને તેથી થંડો થઇ જાય છે. એમ થવાથી વરસાદ પુષ્કળ પડે છે. મુંબઇથી કન્યાકુમારી ભૂશિરના ઘાટોની કિનારાની લાંબી સાંકડી પટીમાં ચોમાસામાં ઘણોજ વરસાદ પડે છે. એ પવન પશ્ચિમઘાટને ઓળંગી જાય છે, પણ તેમાંથી ભીનાસનો ઘણો ભાગ ખાલી થઇ ગયલો હોવાથી પૂર્વ તરફના ભાગોને માટે ભીનાસ રહેતી નથી તેથી તેમાં ઘણો ઓછો વરસાદ પડે છે. આ ઉપરથી આપણને માલમ પડે છે કે પશ્ચિમ ઘાટો મોસમના પવનનાં વરસાદ લાવનારાં વાદળાંઓને રોકે છે અને તેથી ઓછો વત્તો વરસાદ પડે છે. વધારે ઉત્તર તરફ કરાંચી અને મુંબઇની વચ્ચેના કિનારા તરફ નજર કરીએ તો આપણને માલમ પડે છે કે ત્યાં કંઇ પર્વતો નથી. પરિણામ એ થાય છે કે મોસના પવનને રોકનારા પર્વતો ન હોવાથી વરસાદ નાખ્યા વગર હિમાલય સુધી તે ચાલ્યો જાય છે અને ત્યાં પુષ્કળ વરસાદ પડે છે. એજ કારણથી ખંભાતના અખાતથી જમીનનો અંદરનો ભાગ અને કચ્છનો ભાગ સૂકો રહે છે, અને થર અથવા મોટું હિન્દનું રણ એ ભાગમાં આવેલું આપણે જોઇએ છીએ. હિન્દના એ ભાગમાં અરવલ્લીની ટેકરીઓ આવેલી છે તેથી તે ભાગમાં થોડો વરસાદ પડે છે. આબુ પર્વત ઘણો ઉંચો હોવાથી ત્યાં ભારે વરસાદ પડે છે. એથી વધારે ઉત્તરમાં સુલેમાન અને કિર્થાર પર્વતો જે હિન્દને બલુચિસ્તાનથી

જુદા પાડે છે તે કશા ઉપયોગના નથી, કારણ મોસમના પવનનો તે માર્ગ નથી અને તેથી એ પર્વતોની બન્ને બાજુના પ્રદેશમાં નહિ જેવો વરસાદ પડે છે.

**બંગાળાના ઉપસાગરની મોસમના પવનની શાખા.**—હિન્દની ઉત્તરમાં હિમાલય પર્વતની ત્રેવડી હાર છે. આ પર્વત ઘણોજ ઉંચો હોવાને લીધે બંગાળાના ઉપસાગરમાંથી જે મોસમનો પવન આવે છે તેને તે રોકે છે ને પોતાની ઉપર થઇને જવા દેતો નથી. એથી એ પવન હિન્દમાંજ રહે છે અને ટીબેટ દેશ જે એ પર્વતની પેલી મેર આવેલો છે તે સૂકો રહે છે. એ રોકાયલો પવન પાછો ફંટાય છે તેમાં એક ભાગ આસામ તરફ જાય છે અને બીજો ગંગા નદીની ખીણ તરફ વળી આવે છે છે. એ કારણથી એ ગંગાના પ્રદેશમાં દક્ષિણ–પશ્ચિમનો પવન નહિ પણ દક્ષિણ–પૂર્વનો થાય છે ને તેથી ત્યાં વરસાદ જોરમાં પડે છે, ને બીજે છેડે એટલે પેશાવર આગળ જુજ પડે છે. આથી આપણને માલમ પડે છે કે પહાડો વડે વરસાદની વ્યવસ્થા થાય છે ને કોઇ ઠેકાણે વધુ ને કોઇ ઠેકાણે તે ઓછો પડે છે.

**ઈશાન** તરફનો મોસમનો પવન.—અક્ટોબર માસમાં નૈર્ઋત્ય કોણનો મોસમનો પવન પાછો ફરી જાય છે અને ત્રણ માસ સુધી હિન્દની સામી દિશામાં વાય છે. એ ત્રણ માસમાં એ ફરેલા પવનથી હિન્દના પૂર્વ કિનારા તરફ એટલે ગોદાવરીથી તે કન્યાકુમારી ભૂશિર સુધી વરસાદ પડે છે.

**હિન્દની જમીનની મિટ્ટી.**—ખડકોને ઘસારો લાગવાથી મિટ્ટી બને છે. એ કાર્ય વરસાદ અને નદીના પાણીથી થાય છે. જ્યાં ઓછો વરસાદ ત્યાં ખડકોનો ઘસારો ઓછો ને જ્યાં વધારો ત્યાં ઘસારો વત્તો. આજ કારણથી ગંગાના પ્રદેશમાં ચગુ વિશેષ ઘસડાઇ આવે છે. કોઇ કોઇ ઠેકાણે એ મિટ્ટીનું ઉંડાણ ૫૦૦ ફીટ હોય છે જે હિમાલય અને વિન્ધ્યા ઉપરથી ઘસડાઇ આવેલું હોય છે. આથી જમીન ફળદ્રુપ બને છે. દક્ષિણના ભાગો કે જ્યાં વરસાદ ઘણો પડતો નથી ત્યાં મિટ્ટીનો ભાગ જુજ હોય છે અને ખોદતાં ખડકવાળી જમીન તુરત નીકળે.

**ગરમી, ભીનાસ અને ચગાંવાળી જમીનથી** હિન્દના લોકો ઉપર ત્રણ પ્રકારની અસર થાય છે,—શરીરની ચામડીના રંગ ઉપર, શરીરના કદ ઉપર અને મન ઉપર. બંગાળાની જમીન ફળદ્રુપ ને હવા ગરમ ને ભીનાસવાળી હોવાથી ત્યાંના લોકો શરીરે નબળા, બીકણુ, પણ બુદ્ધિમાં ચઢીઆતા છે. હિન્દનો મધ્ય ભાગ અને પંજાબ ઘણા ફળદ્રુપ નથી, પણ એ ભાગોમાં પર્વત હોવાથી તાપ ને ટાઢ ઘણાંજ સખત પડે છે; એ કારણુથી ત્યાંના રહેવાસીઓ કદમાં ઉંચા, શરીરે મજબૂત અને શૂરા હોય છે. સિન્ધ, રાજપુતાના અને ગુજરાતના ઉત્તર ભાગમાં વરસાદની અછત, તાપ ને થંડી વધુ પ્રમાણુમાં, તથા હવામાં ભીનાસ હોવાથી ત્યાંના લોકો શરીરે હૃષ્ટપુષ્ટ ને મજબૂત છે. ગુજરાતના દક્ષિણુ ભાગમાં ટાઢ ને ગરમી સાધારણુ હોવાથી લોકો શરીરે પાતાળા, મધ્યમ કદના, ઘઉંવર્ણા છે, પણુ સ્વભાવે ચાલાક ને મોજીલા છે. દરિયા કિનારાના ભાગના લોકો સાહસિક ને મહેનતુ છે. પશ્ચિમ ઘાટમાં વરસાદ વધુ પ્રમાણુમાં પડવાથી તથા જમીન ભીનાસવાળી હોવાથી ત્યાંના લોકો શરીરે ઠીંગણા પણુ મજબૂત ને સ્વભાવે ઉદ્યોગી ને કરકસરીઆ છે. મદ્રાસ ઇલાકામાં ટાઢ ને તાપ વધુ હોવાને લીધે ત્યાંના લોકોના શરીરનો રંગ કાળાસ પર રહે છે, શરીરનું કદ મધ્યમસર છે, અને તેઓ મજબૂત ન હોવાને લીધે ઉદ્યોગી સ્વભાવના નથી. હિન્દ ઉષ્ણુ દેશ હોવાને લીધે એમાં વનસ્પતિ પણુ સારી ઉગે છે. અનાજ—ચોખા, ઘઉં, જુવાર, બાજરી, તેલનાં બીયાં, શેરડી, ચાહ, ખુંદ વિગેરેનો સારો પાક થાય છે જે થંડા દેશોમાં થવા પામતો નથી. વાઘ, હાથીઓ, ભેંસો, વાંદરા, પોપટ, સર્પો એજ કારણુથી થાય છે, જે સમશીતોષ્ણુ હવામાં થતા નથી.

---

## ધોરણ ૨ જું.

### ભૂપટલ (The Crust of the Earth).

**પૃથ્વીની રચના.**—એવું માનવામાં આવે છે કે અસલ પૃથ્વી બળતી ગૅસનો સમૂહ હતો. તે પોતાની ધરીની તથા સૂર્યની આસપાસ ફરતો. તે થંડો પડી જઇને હાલની ઘટ્ટ સ્થિતિમાં આવતાં યુગોના યુગો

થઇ ગયલા હોવા જોઇએ. પણ આખરે આપણે જાણીએ છીએ કે તે નક્કર પડવાળા ગોળારૂપ બની ગયો છે. ખાણોની નીચે જતાં જતાં તાપનું પરિમાણ (Temperature) આસ્તે આસ્તે વધતું જતું માલમ પડે છે તેને લીધે, અને ઉષ્ણ ઝરાઓ તથા જ્વાળામુખી પર્વતો આપણા દીઠામાં આવે છે તેને લીધે, આપણે જાણીએ છીએ કે પૃથ્વીનો અંદરનો ભાગ હજુ પણ ઘણો ગરમ હોવો જોઇએ; પણ તે નક્કર કે પ્રવાહી છે તે આપણે જાણતા નથી. માત્ર બહારનાં કેટલાંક નક્કર પડો છે એ આપણે જાણીએ છીએ.

**ખડકો.**—ભૂપટલ ખડકનું બનેલું છે. પૃથ્વીનું મૂળ પડ થંડા પડતા ગોળાની સપાટી ઉપરનો પીગળેલો પદાર્થ ઘટ્ટ થઇ જવાથી બનેલું હોવું જોઇએ, અને કેટલીક ખડકો પૃથ્વીની અંદરની ગરમીથી કોઇક સમયે પીગળા ગયલી એ સ્પષ્ટ વાત છે. એવી ખડકોને અગ્નિના જોરથી ઓગળીને પાછી ઠરી ગયલી ખડકો કહે છે. હિન્દના દક્ષિણ ભાગમાં અડદીઆ પત્થર (Granite), "લાવા" નામનો પહાડનો જ્વાળામુખી રસ, તથા લીલાસ પડતા કાળા રંગના પત્થર (Trap)ની ખડકો ઉપલી વાત સ્પષ્ટ કરી આપે છે. પાણીથી તથા બીજી કુદરતી ક્રિયાઓથી ખડકો તૂટી જઇ, તેનો ભૂકો થઇ, પાણીને તળીએ બેસે છે; સમય જતાં તે નક્કર બની જાય છે. વનસ્પતિના અંશો તથા મુએલાં પ્રાણીના શેષ રહેલા ભાગો એવી ખડકોમાં માલમ પડે છે. ચાક, કેટલીક જાતનો ચૂનો દરિયામાંનાં નાનાં નાનાં પ્રાણીઓના શેષ ભાગોનો બનેલો છે. સ્લેટનો પત્થર, આરસ વિગેરે, ગરમી તથા દબાણથી બની જાય છે. એને **પ્રાણિજ** ખડક કહે છે.

પૃથ્વીમાંથી કોલસો નિકળે છે. આપણે કોલસાની ખાણમાં ઉતરીને જોઇએ તો આપણને માલમ પડશે કે તેના થર ને થર બાઝેલા હોય છે. એ થવાનું કારણ એ છે જે હજારો વર્ષ ઉપર જંગલો પાણીની નીચે ભોંયમાં દટાઇ જઇ જમીનના પેટામાંની ગરમી વડે તથા ઉપરની માટીના દબાણથી તેઓ બનેલા છે. એને **વનસ્પતિજ** કે **ઉદ્‌ભિજ** ખડક કહે છે.

**ભૂપટલમાં વિષમતા.**—પૃથ્વીનાં પડોમાં અનેક ફેરફારો થયાંજ કરે છે. જેમ જેમ પૃથ્વી થંડી પડતી ગઇ તેમ તેમ તે કુદરતી રીતે નાની

થતી ગઇ, અને તેનું બહારનું પડ સંકોચાઇને થોડી જગા રોકતું ગયું. આમ થતાં થતાં તે કોઇ ઠેકાણે નીચું ને કોઇ ઠેકાણે ઉંચું થતું ગયું. કેટલાંક પડે પર્વતનું રૂપ ધારણ કીધું; ને કેટલાંક નીચે બેસી જઇને ત્યાં ખાડા પડી ગયા. તે ખાડાઓમાં પાણી ભરાવાથી તેણે દરિયાનું રૂપ ધારણ કીધું. આવા ફેરફારોથી કંઇ પૃથ્વીના આકારમાં ફેર પડતો નથી. પૃથ્વીનું કદ જોતાં એ ફેરફારો નજીવા છે.

**ભૂકંપો** (Earthquakes).—પૃથ્વી એકદમ હાલી ઉઠે છે, મોટો અવાજ થાય છે, એને **ભૂકંપ** અથવા **ધરતીકંપ** કહે છે. પૃથ્વીનાં પડ સંકોચાવાને લીધે ખડકનાં પડો એકદમ ભાંગી તૂટી જાય છે; એને લીધે, અથવા પૃથ્વીના ઘણાજ ઉષ્ણ અંદરના ભાગમાં સમુદ્રનું પાણી પેસી જવાથી જે ભડાકા થાય છે તેને લીધે, અથવા પૃથ્વીના અંદરના ભાગમાં જે પોલાણ હોય છે તે તૂટી પડવાથી, ભૂકંપ થાય છે. મધ્ય અમેરિકામાં, જાપાનમાં, પૂર્વ હિન્દી બેટોમાં, તથા ભૂમધ્ય સમુદ્રને કિનારે આવેલા દેશોમાં ભૂકંપો વારંવાર થાય છે. સને ૧૭૫૫ માં લિસ્બોન શહેરમાં એક ધરતીકંપ થયો હતો, તે વખતે છ મિનિટમાં સાઠ હજાર માણસોનો ઘાણ નીકળી ગયો હતો.

**જ્વાળામુખી પર્વતો** (Volcanoes).—જે પર્વતોમાંથી વરાળ, રાખોડી, તથા બીજો નક્કર પદાર્થ નીકળે છે, તેને જ્વાળામુખી પર્વતો કહે છે; અને કોઇ કોઇ વાર તેનાં શિખરનાં મુખ (Crater) માંથી "લાવા" નામનો ઘણો નરમ પીગળેલો પદાર્થ નીકળે છે. એ પર્વતો ઘણું કરીને હમેશાં દરિયાની પડોશમાં હોય છે અને તે ફાટવાનું એક કારણ એ છે કે ભૂપટલમાં પાણી રફ્તે રફ્તે પ્રવેશ કરી અંદરના અતિશય ગરમ ભાગ સુધી પહોંચી જાય છે. પછી તે પાણીની એકદમ વરાળ થઇ જવાથી જબરા ભડાકા થાય છે, ને તે પર્વતના શિખરદ્વારા બહાર નીકળે છે. એ પદાર્થ કોઇ વખત એટલા મોટા જથામાં નીકળે છે કે દરિયામાં તેના ટાપુઓ બની જાય છે. હવાઈ બેટ (સૅન્ડ્વિચ્ચ ટાપુઓના સમૂહમાંનો સર્વથી મોટો) એવીજ રીતે "લાવા" નો બનેલો છે; અને મહાસાગરોમાં જે ઉંચા ટાપુઓ બનેલા છે તે એવીજ રીતે બનેલા છે. એથી પૃથ્વીનો

કોઇક ભાગ ગરક પણ થઇ જાય છે. ઇટાલી દેશમાં **હર્કયુલેન્યમ અને પોમ્પીઆઇ** શેહેરો વીસુવીઅસ પર્વતમાંથી નીકળેલી રાખોડી, રસ, વિગેરેથી સને ૭૯ માં ગરક થઇ ગયાં હતાં. આખી પૃથ્વી ઉપર એવા લગભગ ૭૦૦ જ્વાળામુખી પર્વતો છે અને તેમાંના ૨૭૦ માંથી બળતું નીકળે છે. એ ૨૭૦ માં પોણી બસે ટાપુઓ પર છે, અને ૯૫ દરિયા કિનારે છે. એ પર્વતોનો મોટો ભાગ પાસિફિક મહાસાગરની આસપાસ આવેલો છે.

**ગરમ પાણીના ઝરાઓ** (Geysers).—એ ઝરાઓ જમીનની નીચે એકઠા થયલા પાણીથી ઉત્પન્ન થાય છે. જ્યારે તળીએ પાણીનો વધારો થાય છે ત્યારે તે જમીનની સપાટી ઉપર નીકળી આવે છે. એ ઝરાઓ કેટલાક કાયમી હોય છે, ને કેટલાક કોઇ કોઇ વાર ઉભરાઇ આવે છે. કેટલાક ગરમ હોય છે ને કેટલાક થંડા હોય છે. કોઇ કોઇ ઠેકાણે તેમાં ગંધક, ખાર કે બીજી વસ્તુઓ ભળેલી હોય છે, ને તે કારણથી તે પાણી ઔષધ તરીકે વાપરવામાં આવે છે. એ ઝરાઓમાંથી જે પાણી નીકળે છે તે નદીરૂપે પણ વહે છે. એવા ઝરાઓ પહાડી જગાની આસપાસ પુષ્કળ હોય છે. **મોંગીર** શહેર પાસે **સીતાકુંડ**, ગંગા નદીના મુખ આગળ **ગંગોત્રી**, એ ઉના પાણીનાં ઝરણો છે. તે ઉપરાંત કોંકણમાં, રાજાપુરમાં, ખાનદેશમાં અડાવદમાં, ખેડા જીલ્લામાં લસુંદ્રામાં, ગોધરા પાસે ટુવા ગામ આગળ અને સુરત જીલ્લામાં દેવકી ઉનાઇમાં ઉના પાણીનાં ઝરણો છે. યૂરોપની ઉત્તરે આઇસલેંડ ટાપુમાં આવાં ઘણાં ઝરણો છે.

**પૃથ્વીની સપાટી ઉપર બહારની અસરથી થતી ક્રિયાઓ.**—એ ક્રિયા જુદાં જુદાં કારણોથી જુદી જુદી થાય છે. **હવાના** જોરથી ખડકો ભાંગી જાય છે, ને તેના ચૂરેચૂરા થઇ જાય છે; હિમશિલાઓ, વહેતું પાણી, અને દરિયાથી પૃથ્વીના પડનો ક્ષય થતો જાય છે. જમીન હોય ત્યાં પાણી થઇ જાય છે, ને પાણી હોય ત્યાં જમીન થઇ જાય છે એ વાત આપણે ઉપર જણાવી ગયા છીએ. વળી **પવનથી** રેતાળ દેશોમાં ફેરફાર થઇ જાય છે; રેતીના ઢગો થઇ ટેકરીઓ બની જાય છે. ઝીણી રેતી ઉડીને ખડકો સાથે અથડાય છે તેથી ખડકો ભાંગી તૂટી

જાય છે. **વરસાદથી** જમીન પોચી પડી જઇ તેનાં રજકણો છુટાં પડી જાય છે, અને તેથી ઊંચી જગા પરની મટોડી ધસડાઇને નીચી જગો ઉપર આવે છે. ટેકરીઓની બાજુ પર જે ઝરાઓ હોય છે તે વડે પણ મટોડી ઢળતી જગો ઉપર ધસડાઇ આવે છે અને તે નદી તરફ જાય છે. **નદીઓથી** જમીનની સપાટીમાં ફેરફારો થઇ જાય છે. નદીના પાણીના વ્હોથી ખાડીઓ પડી જાય છે. કેટલેક ઠેકાણે બેટ જેવું થઇ ફળદ્રૂપ જમીન બની જાય છે. ચગું ઠરી જવાથી નદીના મુખ આગળ કેટલેક કાળે જે નવી જમીન બંધાઇ જાય છે તેને **સ્રોતાન્તર** ( Delta ) કહે છે. એ ત્રિકોણાકૃતિનો હોય છે; કારણ કે એની આકૃતિ ગ્રીક ભાષાના ચોથા અક્ષર "ડેલ્ટા" ને મળતી આવે છે. વળી **દરિયાનાં મોજા** કિનારે આવેલી ટેકરીઓ સાથે અથડાય છે. એમ વારંવાર થવાથી તેઓ ભાંગી જાય છે ને છુટી પડી જાય છે. પછી પવન અને ભરતીના જોરથી તેઓનો ભૂકો થઇ જાય છે. તેઓ ધસડાઇને જમીન તરફ જાય છે ને ત્યાં ને ત્યાં આ પ્રમાણે થવાથી ત્યાં કેટલેક કાળે જમીન થઇ જાય છે. **ઝાકળથી** ખડકો ખવાઇ જાય છે. ખડકની ફાટોમાંના પાણીનું બરફ બંધાઇ જાય છે, અને પાણી કરતાં બરફ વધુ જગા રોકે છે, તેથી તે ફાટો પહોળી થતી જાય છે, અને રફતે રફતે તે ફાટી જઇ તેના ભૂકા થઇ જાય છે. ઊંચાણની જગોએ વાતાવરણની ભીનાસ અતિશય ઠંડીને લીધે ઠરી જઇ તેનું બરફ બની જાય છે. ઊંચા પર્વતોની બાજુ ઉપર હિમરેષા (Snow-line)ની ઉપર જે હિમક્ષેત્ર હોય છે તેના ઉપર હિમનાં પડ બાઝયાંજ જાય છે, અને તેના પોતાના વજનના દબાણથી તેનું સખત બરફ બંધાઇ જાય છે. એને **બરફના પટ** (Glaciers) કહે છે. ખરૂં જોતાં એ પટો બરફની નદીઓ છે, ને તે ઘણીજ ધીમી ગતિથી નીચાણમાં ધસે છે. જમીનનો ક્ષય નદી કરતાં એ પટો વધુ કરે છે. પર્વતોની બાજુમાં એ પટો પોલાણ કરી નાખે છે અને ખડકોના ભૂકેભૂકા કરી નાખે છે. જ્યારે એ પટ હિમરેષાને પહોંચે છે, ત્યારે તે પિગળી જઇ પહાડ ઉપરથી ધોધરૂપે વહે છે. ધ્રુવ આગળના પ્રદેશો જ્યાં એ પટો દરિયામાં ચાલ્યા આવે છે ત્યાં એના કોઇ કોઇ વખત હજારો ફુટના કદના ટુકડા થઇ જાય છે, ને પછી તેઓ છુટા પડી જઇ તરતા તરતા મહાસાગરના મધ્ય ભાગમાં ધસડાઇ જાય છે.

બરફના આવા મોટા તરતા જથાને **હિમશિલા** ( Iceberg ) કહે છે. એ શિલાઓ કોઇ કોઇ વાર વહાણો તથા આગબોટોને ભયંકર નુકસાન કરે છે. ઇસ્વી સન ૧૯૧૨ ના મધ્યમાં **ટાઇટાનિક** નામની સૌથી મોટી આગબોટ બરફના એવાજ જથા સાથે અથડાવાથી ભાંગી ગઇ હતી, ને તેથી ૧૬૩૫ જાનોની ખુવારી થઇ હતી. દુનિયામાં સૌથી લાંબામાં લાંબો બરફનો પટ **બાલ્ટોરો** છે, જે હિન્દુસ્તાનની નૈઋર્ત્યે **કારાકોરમ** પર્વત ઉપરથી ધસડાઇ આવે છે. દક્ષિણ મહાસાગરમાં બરફના આવા પટો પુષ્કળ હોય છે, અને કોઇ કોઇવાર વિષુવવૃત્તની ઘણી નજીકમાં પણ હોય છે. આટલાન્ટિકના પશ્ચિમ ભાગોમાં પણ તેઓ માલમ પડે છે. એવા પટો હવામાં પણ ઘણો ફેરફાર કરી નાખે છે. ઘણા માઇલો સુધીના પ્રદેશનાં હવા પાણી એથી ઘણાં થડાં થઇ જાય છે.

---

## ધોરણ ૩ જું.

**પૃથ્વીની આકૃતિ.**—પૃથ્વીની આકૃતિ ગોળ છે, પણ તે સંપૂર્ણ ગોળ નથી. તે ઉત્તર દક્ષિણ નારંગીના જેવી ચપટી છે, અને વચ્ચેથી જરા વિશેષ ફુલેલી છે.

**પૃથ્વી ગોળ છે તેનાં પ્રમાણો.**—જો આપણે દરિયા કિનારે ઉભા હોઇએ, ને કોઇ વહાણ આપણી તરફ આવતું હોય, તો તેના સઢનો ભાગ આપણને પહેલો નજરે પડશે, ને જેમ જેમ તે આગળ આવતું જશે તેમ તેમ તેનો વચલો ભાગ દેખાતો જશે અને તેનો નીચલો ભાગ છેલ્લો દેખાશે. આનું કારણ એ છે જે પાણીની વર્તુલાકાર સપાટી આપણી અને વહાણના નીચલા ભાગ વચ્ચે નડાવ કરે છે, તેથી આખું વહાણ આપણે દૂરથી જોઇ શકતા નથી. જો આપણે કોઇ ટેકરીને મથાળે ચઢીને જોઇએ, તો વહાણની ડોલકાઠી જે કિનારા ઉપરથી આપણે જોઇ શકતા નથી તે આપણી દૃષ્ટિએ પડે છે. જો પૃથ્વી ચપટી હોત તો આખું વહાણ અગર જો નાનું દેખાત છતાં તે એકીજ વખતે આપણી નજરે પડતે. જ્યારે કોઇ વહાણ જમીન પાસે આવતું હોય ત્યારે તેને પર્વતનું શિખર પહેલું નજરે પડે છે, અને જેમ જેમ ખલાસીઓ પાસે આવતા જાય તેમ તેમ

તેનો વચલો ભાગ નજરે પડતો જાય છે; ને ઘણા પાસે આવે ત્યારે આખો પર્વત તેઓના દીઠામાં આવે છે. બીજી સાબીતી એ છે જે તમો સપાટ જમીન ઉપર ઉભા રહી ઘણાજ દૂરના પદાર્થ ઉપર નજર કરો. પછી કોઇ ઉચા મિનારા ઉપર ચઢી તેજ દિશામાં ફરીથી જુઓ, તો જેટલે દૂર તમે સપાટ જમીન ઉપરથી જોયું હશે તે કરતાં વધુ દૂર તમો મિનારા ઉપરથી જોઇ શકશો. વળી વહાણવટીઓ જેઓ એક સ્થળથી નીકળી સીધાને સીધા વહાણ હંકારે છે, તેઓ આખર પાછા તેજ જગાએ આવે છે. વળી ચંદ્રગ્રહણ થાય છે ત્યારે પૃથ્વીની જે છાયા તેના ઉપર પડે છે તે પણ ગોળજ હોય છે. જો પૃથ્વી ગોળ ન હોય તો એમ બનેજ નહિ. જો તમે દરીઆ કિનારે ઉભા રહી જુઓ તો ક્ષિતિજ (દૃષ્ટિમર્યાદા) પણ હમેશાં ગોળજ માલમ પડશે. વળી દક્ષિણ તરફ મુસાફરી કરતાં ધ્રુવનો તારો વધારે નીચોને નીચો જતો જાય છે. વિષુવવૃત આગળ તે ક્ષિતિજમાં દેખાય છે, અને દક્ષિણ ગોલાર્દ્ધમાં તે અદૃશ્ય થઇ જાય છે. કેટલાક તારાના ઝુમખાઓ જે દક્ષિણ ગોલાર્દ્ધમાં દેખાય છે તે ઉત્તર ગોલાર્દ્ધમાં દેખાતા નથી, ને જે ઉત્તર ગોલાર્દ્ધમાં દેખાય છે તે દક્ષિણ ગોલાર્દ્ધમાં દેખાતા નથી. જો પૃથ્વી ચપટી હોત તો તેની સપાટી ઉપર ચાલવાથી નવા તારાઓ આપણને દેખાત નહિ. વળી પૃથ્વી ગોળ છે એમ માનવાનું એક બીજું કારણ એ છે જે જ્યારે એક દેશમાં દિવસ હોય છે ત્યારે બીજા દેશમાં રાત હોય છે. આ ઉપરથી સાબીત થાય છે કે પૃથ્વીની બીજી બાજુ જેવું કાંઇક છે. આ બધા કારણો પૃથ્વી ગોળ છે એમ સિદ્ધ કરે છે.

**પૃથ્વીની ધરી વિગેરે.** પૃથ્વી સંપૂર્ણ ગોળાકાર નથી તેથી તેના વ્યાસો બધા સરખા નથી. જે કલ્પિત લીટી ઉપર પૃથ્વી ફરે છે તેને પૃથ્વીની ધરી ( Axis ) કહે છે; અને તે ધરીના છેડાઓને **ધ્રુવ** કહે છે. ધ્રુવના તારા તરફના છેડાને **ઉત્તર ધ્રુવ** કહે છે અને બીજા છેડાને **દક્ષિણ ધ્રુવ** કહે છે.

**ભૂમધ્ય રેષા અથવા વિષૂવવૃત્ત** ( Equator ).—પૃથ્વીના મધ્ય ભાગ ઉપર ઉત્તર અને દક્ષિણ ધ્રુવથી સરખે અંતરે જે કલ્પિત રેષા

છે તેને **ભૂમધ્ય રેષા** અથવા **વિષુવવૃત્ત** કહે છે. એ રેષા વડે પૃથ્વીના ગોળાના બે સરખા ભાગ થાય છે. ઉત્તર ધ્રુવવાળા ભાગને **ઉત્તર ગોલાર્દ્ધ** અને દક્ષિણ ધ્રુવવાળા ભાગને **દક્ષિણ ગોલાર્દ્ધ** કહે છે. એ રેષાની લંબાઇ ૨૪,૮૯૯ માઇલ છે.

**પૃથ્વીનું પરિક્રમણ.**—પૃથ્વી એક ગ્રહ છે, ને તે સૂર્યની આસપાસ ફરે છે એમ આપણે ઉપર જણાવી ગયા છીએ. એ પોતાની કક્ષામાં દર પળે ૧૮ાા માઇલ ફરે છે, અને આખો ચક્રાવો લેતાં તેને એક વર્ષ એટલે ત્રણસો સવાપાંસેટ દિવસ લાગે છે. આ વાર્ષિક પરિક્રમણથી **ઋતુઓનો** ફેરફાર થાય છે. આ પરિક્રમણ શિવાય પૃથ્વીને દૈનિક (દરરોજની) ગતિ છે એટલે તે ભમરડાની પેઠે ચોવીસ કલાકમાં એકવાર પશ્ચિમથી પૂર્વે પોતાની ધરી ઉપર ફરે છે. એમ થવાથી પૃથ્વીના અડધા ભાગ ઉપર અજવાળું રહે છે, અને અડધા ભાગ ઉપર અંધારૂં રહે છે; એટલે એ ગતિથી રાત ને દિવસ થાય છે. દેખાતી રીતે આપણે સૂયને ફરતો જોઇએ છીએ, પણ ખરૂં જોતાં પૃથ્વી ફરે છે. દાખલા તરીકે, આપણે આગગાડીમાં બેઠા હોઇએ ને ગાડી ચાલતી હોય છે ત વખતે આપણે ઝાડો વિગેરેને ચાલતાં જોઇએ છીએ, પણ ખરૂં જોતાં તો આપણે ગતિમાં હોઇએ છીએ. ભૂમધ્ય રેષા આગળ તની ગતિ સૌથી વધારે હોય છે, અને જેમ જેમ ધ્રુવ આગળ તે જતી જાય છે તેમ તેમ કમી થતી જાય છે. ભૂમધ્ય રેષા આગળ તેની ગાત દર કલાકે લગભગ એક હજાર માઇલની હોય છે.

પૃથ્વી ચંદ્ર કરતાં પચાસગણી મોટી છે. ચદ્ર પૃથ્વીથી બે લાખ ચાળીસ હજાર માઇલ છેટે છે. પૃથ્વીની પેઠે ચંદ્રમાં પણ પોતાનો પ્રકાશ નથી. સૂર્યથી જે અજવાળું પ્રતિબિંબિત થાય છે તેને લીધે તે પ્રકાશ આપે છે. જેમ પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે, તમ ચંદ્ર ઉપગ્રહ તરીકે પૃથ્વીની આસપાસ ફરે છે. એક પારક્રમણ કરતાં ચંદ્રને સત્તાવીસ દિવસ આઠ કલાક લાગે છે, પણ સૂર્યની બરાબર સામે બે વખત આવતાં તેને સાડી ઓગણત્રીસ દિવસ લાગે છે, એટલે એક ચાંદબીજથી બીજી ચાંદબીજ વચ્ચે સાડી ઓગણત્રીસ દિવસનો ગાળો રહે છે. એને **ચાંદ્રમાસ** કહે છે.

આ ઉપરથી જોતાં માલમ પડે છે કે પૃથ્વીના પરિક્રમણથી રાત અને દિવસ થાય છે; પૃથ્વીની આસપાસ ચંદ્ર ફરે છે તેથી માસની ગણત્રી થાય છે; અને સૂર્યની આસપાસ પૃથ્વીના ફરવાથી વર્ષ થાય છે. એ વાર્ષિક ગતિથી ઋતુઓનો ફેરફાર થાય છે.

---

## હવામાન.

**વાતાવરણ.**—જે હવાનું આચ્છાદન પૃથ્વીની દરેક બાજુએ હોય છે તેને વાતાવરણ કહે છે. તેની ઉંચાઇ પચાસ માઇલ કરતાં વધું હોય છે, પણ જેમ જેમ ઉંચાણમાં જતી જાય છે તેમ તેમ તે ઓછી ઘટ્ટ થતી જાય, છે એ વાત આપણે ઉપર જણાવી ગયા છીએ. જેમ પાણી એ પ્રાણીનું જીવન છે તેમ હવા વગર માણસ જીવી શકતું નથી.

હવામાં વાયુરૂપી મુખ્ય બે પદાર્થો છે,-લગભગ પા ભાગ **ઑકિસજન** અને પોણા કરતાં વધારે **નાઇટ્રોજન.** ઑક્સિજન વગર કોઇ પણ પ્રાણી જીવી શકે નહિ. એ ઉપરાંત **કાર્બોનિક** ઍસિડના કેટલાક અંશો હવામાં છે, જે વગર વનસ્પતિ જીવી શકે નહિ. વનસ્પતિ કાર્બોનિક એસીડ પોતાની અંદર લે છે, અને ઓક્સીજન પોતાની અંદરથી બહાર કાઢે છે, અને પ્રાણીઓ ઓક્સિજન પોતાના શ્વાસમાં લે છે અને કાર્બોનિક ગૅસ બહાર કાઢે છે. હવામાં હમેશાં વરાળરૂપે કેટલુંક પાણી હોય છે, પણ તે ઓછું વત્તું હોય છે. થંડી હવા કરતાં સુકી હવા વિશેષ પાણી ચૂસે છે, તેથી પૃથ્વીના ગરમ ભાગોમાં અને ખાસ કરીને દરીઆ પાસેની હવામાં એ વરાળ વધુ પ્રમાણમાં હોય છે, અને થંડા દેશોમાં અને જમીન ઉપર એ વરાળના અંશો ઘણા થોડા હોય છે.

બધા વરાળરૂપી વાયુ માફક હવાનું પ્રસારણ અને સંકોચન થાય છે, અને તે બે કારણોથી થાય છે,-**હવામાન** (ટાઢ તથા તાપનું પ્રમાણ) અને દબાણના ફેરફારોને લીધે. ગરમીથી હવા વિસ્તાર પામે છે, એટલે તે વધુ જગા રોકે છે, અને તે કારણથી તે વધારે હલકી હોય છે; અને

થંડી પડે છે ત્યારે તે સંકોચાય છે, અને ઓછી જગા રોકે છે, અને તે કારણથી તે વધુ ભારે હોય છે. દબાણથી પણ તે સંકોચાય છે, અને દબાણ કાઢી લેવામાં આવે ત્યારે તે પાછી વિસ્તાર પામે છે.

જ્યારે પૃથ્વીની સપાટી ઉપરની હવામાં ઉષ્ણતા આવે ત્યારે તે વિસ્તારને પામે છે; તેમ થવાથી તે હલકી થાય છે અને ઉંચે ચઢે છે. છે. આને લીધે પવન થાય છે.

ભૂમધ્ય રેષા આગળના દેશોની હવા સૌથી ગરમ હોય છે અને ધ્રુવો આગળના દેશોની હવા સૌથી થડી હોય છે. ભૂમધ્ય રેષા આગળ પૃથ્વી ઘણી જલદી ફરે છે, અને જેમ જેમ ધ્રુવો આગળ તે ગતિ જતી જાય છે, તેમ તેમ તે ધીમી પડતી જાય છે, તેથી હવાના પ્રવાહો આડા વળી જાય છે. આ પ્રવાહો ધ્રુવો આગળથી ભૂમધ્ય રેષા તરફ વાતાં પશ્ચિમ તરફ વળી જાય છે, અને તે ઇશાન અને અગ્નિ કોણ તરફના થઇ જાય છે, અને ભૂમધ્ય રેષાથી ધ્રુવ તરફ વાતાં પૂર્વ તરફના થઇ જાય છે, અને અનુક્રમે વાયવ્ય તથા નૈર્ઋત્ય તરફ વળી જાય છે. એ પવનો ઘણી જાતના થાય છે જેનું સવિસ્તર વર્ણન આપણે ઉપર કરી ગયા છીએ ( જુઓ પાને ૨૧૧ મે ).

**હવા.**—હવા એટલે અમુક જગોએ શીતતા અને ઉષ્ણતા કેટલા પ્રમાણમાં છે તે. જ્યાં માણસની તનદુરસ્તી ખીલે, જીંદગી લાંબી થાય, તથા પૃથ્વીના જે ભાગ ઉપર તે રહેતો હોય તે ફળદ્રુપ હોય ત્યાંની હવા સારી કહેવાય છે.

કોઇ પણ સ્થળની હવા થડી, ગરમ, કે સમશીતોષ્ણ છે તેનો આધાર નીચે જણાવેલાં કારણો ઉપર રહેલો છે :—

૧. **અક્ષાંશ.**—સાધારણ રીતે જે ભાગ ભૂમધ્ય રેષાની વધુ પાસે હોય તેમ તેમાં ગરમી વિશેષ પ્રમાણમાં પડે છે; અને ધ્રુવ પાસે જતા જઇએ તેમ તેમ વધુને વધુ થંડી પડે છે, પણ સ્થાનિક બીજાં કારણોથી તેમાં ફેરફાર થાય છે.

**૨. ઉંચાઇ.**—જેમ જમીન ઉંચાણમાં હોય તેમ ત્યાં થંડી વિશેષ હોય છે. આનું કારણ એ છે કે જ્યારે દબાણ ઓછું થાય છે, ત્યારે હવાનું પ્રસારણ થાય છે, અને તેથી ઘણી ગરમી સમાઇ જાય છે. આપણે પહાડ ઉપર ચઢીએ કે બલૂનમાં બેસી ઊંચા જઇએ, તો આપણને માલમ પડશે કે હવા થંડી થતી જાય છે. ઉષ્ણ કટીબંધમાં આવેલા ઉચ્ચ પ્રદેશો થંડા હોય છે.

**૩. પાણીનું સામીપ્ય.**—જે સ્થળ દરીઆ કે હરકોઇ મોટા જળાશયની વધુ નજીકમાં હોય, ત્યાં હવામાન મધ્યમસર હોય છે, એટલે ઉનાળામાં વધુ થંડી પડે છે, અને શિયાળામાં વધુ ગરમી પડે છે.

**૪. પર્વતનું સામીપ્ય.**—પર્વતો થંડા પવનને અટકાવે છે, તેમજ ત્યાં વધુ વરસાદ પડે છે, તેની અસર પણ હવા ઉપર થાય છે. ઉત્તર ગોલાર્દ્ધના ઘણા પહાડોનાં દક્ષિણ તરફના ઢળાણોમાં ઉત્તર તરફનાં ઢળાણો કરતાં વધુ થડી પડે છે. ત્યાં તડકાનો પણ પૂરેપૂરો લાભ મળે છે, અને તેની સાથે વધારે થંડો ઉત્તર તરફના ભાગોમાંથી જે પવન વાય છે તેનાથી તેનું રક્ષણ થાય છે. દક્ષિણ ગોલાર્દ્ધમાં ઉત્તર તરફનાં ઢળાણોને તેવોજ લાભ મળે છે.

**૫. મોસમનો પવન.**—જ્યારે ખાસ કરીને દરીઆ ઉપરથી પવન વાય છે, ત્યારે હવા એક સરખી હોય છે. પણ આવી હવામાં ઓછી વત્તી વરાળ મિશ્ર થાય છે, તેથી તે ભિનાસવાળી હોય છે. જ્યારે મોસમનો પવન વાય છે, ત્યારે જે ભાગમાં તે વાય છે તે હમેશાં સુકો હોય છે. ત્યાં ઉનાળામાં ગરમી વિશેષ પડે છે, અને શિયાળામાં થંડી વિશેષ પડે છે. દક્ષિણ હિંદમાં આ હકીકત આપણને સ્પષ્ટ માલમ પડે છે. ઉનાળામાં પવન નૈર્ઋત્ય કોણનો વાય છે; તે પોતાની સાથે દરીઆમાંની ભીનાસ લાવે છે. તે પશ્ચિમ ઘાટ ઉપર જમા થાય છે, અને પછી દક્ષિણના વચલા ભાગમાં થઇને તે પૂર્વ કિનારે પહોંચે છે. એ પવન ગરમ-સુકો હોય છે.

**૬. વરસાદ.**—એથી હવામાં ભીનાસ આવે છે, અને તેની સાથે તે થંડી થાય છે. વરસાદનું પ્રમાણ બધે સરખું હોતું નથી, જે પર્વત ઉપર દરિયામાંનો મોસમનો પવન વાય છે, તેનાં ઢળાણ ઉપર વરસાદ ઘણો પડે છે. કલકત્તાની ઉત્તરે ખાસીઆ ટેકરીના એક ભાગમાં વરસાદ વર્ષમાં

સરાસરી ૪૫૦ ઈંચ પડે છે; અને મહાબલેશ્વરમાં ૨૫૨ ઈંચ પડે છે. હિંદ, બ્રહ્મદેશ, ગીની અને દક્ષિણ અમેરિકાના ઉત્તરના અડધા ભાગમાં વરસાદ ઘણો પડે છે. સહારાના રણથી તે ગોબીના રણ સુધીનો જે રેતાળ ભાગ છે, ત્યાં વરસાદ પડતોજ નથી. દક્ષિણ અને ઉત્તર અમેરિકાના કેટલાક ભાગમાં વરસાદ મુદ્દલ પડતો નથી. ઝાડો વરસાદ ઉપર ઘણી અસર કરે છે. અમેરિકાનાં કેટલાંક જંગલો કાપી નાખવાથી અગાઉ ત્યાં જેટલો વરસાદ પડતો હતો તેટલો ત્યાર પછી પડતો બંધ થઇ ગયો છે. આ કારણથીજ આપણી બ્રિટિશ સરકારે કેટલાંક જંગલો કાપવાં બંધ કીધાં છે.

૭. **સમુદ્રના પ્રવાહો.**—એ પ્રવાહો મૂળ પાણીના જથા કરતાં વધુ ગરમ કે થંડા હોય છે, તેથી તે આગળના દેશોમાં વધુ થંડી કે ગરમી પડે છે.

---

## ભરતી તથા ઓટ.

**ભરતી અને ઓટ.**—દરીઆના પાણીનું અનુક્રમે ચઢવું અને ઉતરવું, અથવા ભરતી અને ઓટ, એ ચંદ્ર અને સૂર્યના આકર્ષણથી થાય છે, પણ મુખ્યત્વે કરીને ચંદ્રના આકર્ષણથી થાય છે; કારણ કે સૂર્ય કરતાં ચંદ્ર પૃથ્વીની વધુ પાસે હોવાથી ચંદ્રના આકર્ષણની અસર પાણીના ઉપર સૂર્ય કરતાં વિશેષ છે. એ થવાનું કારણ હિન્દના લોકોને તો ઘણા પ્રાચીન કાળથી ખબર હતું, પણ યૂરોપી લોકો એ બાબત અજાણ હતા. સર આઇઝાક ન્યૂટન નામના ખગોળવેત્તાએ એ બાબત પ્રકાશમાં આણી. પૃથ્વી ઉપર જ્યાં દરીઓ હોય ત્યાં બધે ભરતી ઓટ થાય છે. લગભગ ૭ કલાક સુધી દરીઆનાં પાણી ધીમે ધીમે ચઢે છે, તેથી તે બંદરો તથા નદીઓમાં પ્રવેશ કરે છે. આને ભરતી કહે છે. લગભગ બાર મિનિટ સુધી તે સ્થિર રહે છે, ત્યારે તેને વહાણવટીઓ **સભર** કહે છે. પછી તે પાણી ઓસરવા માંડે છે, અને લગભગ ૭ કલાક સુધી તે ઉતરે છે. ઉતરી રહ્યા પછી પાછું બારેક મિનિટ સ્થિર રહે છે, એને **નિખાર** કહે છે. વળી પાછું ૭ કલાક સુધી ચઢે છે, અને અનુક્રમે ઉપર મુજબ થયાં કરે છે; એટલે દર ચોવીસ કલાક ને પચાસ મિનિટમાં બે ભરતી આવે છે. જો

ચંદ્ર સ્થિર હોત તો પૃથ્વીનો એકનો એક ભાગ દર ચોવીસ કલાકે તેની નીચે પાછો આવત, અને તેથી દર ચોવીસ કલાકે બે ભરતી થાત; પણ પૃથ્વી પોતાની ધરી ઉપર એક વાર ફરી રહે છે, તે દરમ્યાન ચંદ્ર પોતાની કક્ષામાં તેર અંશ આગળ વધે છે, અને તે કારણથી ચંદ્રની નીચે કે ચંદ્રની સામા તેજ રેષામાં આવતાં પૃથ્વીને પચાસ મિનિટ વધુ લાગે છે. આ પ્રમાણે પૃથ્વીની જે બાજુ ચંદ્રની વધુમાં વધુ નજીક હોય છે, તે ભાગ ઉપરનું પાણી આકર્ષાઇ આવે છે, તે દરમ્યાન પૃથ્વીની બીજી બાજુ તરફના પાણી ઉપર પણ તેટલુંજ આકર્ષણ થાય છે. એજ કારણથી હમેશાં એકી વખતે બે ભરતી થાય છે,—પૃથ્વીની જે બાજુએ ચંદ્ર હોય છે તે તરફ અને તેની સામી તરફ. જો આ પ્રમાણેનું બહારનું આકર્ષણ ન હોત તો પાણી એકજ સ્થિતિમાં રહેત ને તે ગંધાઇ ઉઠત. ભરતી ઓટ થવાથી પાણી સ્વચ્છ રહે છે.

અમાસ અને પૂર્ણિમાને દિવસે ચંદ્રના આકર્ષણ સાથે સૂર્યનું આકર્ષણ ઉમેરાય છે, તેથી ભરતીનાં પાણી વિશેષ ચઢે છે; પણ જ્યારે ચંદ્ર ને સૂર્ય કાટખૂણે હોય છે,–એટલે સુદ અને વદ આઠેમના સુમારમાં-ત્યારે એકેકના આકર્ષણની ઉલટી ક્રિયા થાય છે–એકનું આકર્ષણ પાણીને ઉંચું ચઢાવે છે, અને બીજાનું પાણીને દાબે છે–તેથી નાની ભરતી આવે છે. મોટી ભરતીને મોટો જુવાળ કહે છે (Spring Tide) અને નાની ભરતીને નાનો જુવાળ (Neap Tide) કહે છે.

---

## ગ્રહણ.

**ગ્રહણ.**—જ્યારે આકાશમાંના કોઇ પણ પ્રકાશિત ગ્રહ ઉપર કોઇ બીજા ગ્રહની છાયા પડવાથી તેના ઉપર અંધકાર છવાઇ જાય છે, અથવા આપણી અને તેની વચ્ચે કોઇ પ્રકાશહીન ગ્રહ આવવાથી આપણે તેને જોઇ શકતા નથી ત્યારે તેનું **ગ્રહણ** થયલું કહેવાય છે.

**સૂર્ય અને ચંદ્રનાં ગ્રહણો.**—ચંદ્ર એ પૃથ્વીનો ઉપગ્રહ છે. તે પૃથ્વીની આસપાસ પોતાની એક પ્રદક્ષિણા સાડી ઓગણત્રીસ દિવસમાં

પુરી કરે છે; તે કાળને એટલે બે અમાસ અથવા બે પુનેમ વચ્ચેના કાળને એક **ચાન્દ્ર** માસ કહે છે એ વાત આપણે આગળ જણાવી ગયા છીએ.

અમાસે ચંદ્ર, સૂર્ય અને પૃથ્વીની વચ્ચે આવે છે, અને પુનેમે પૃથ્વી, સૂર્ય ને ચંદ્રની વચ્ચે આવે છે. ચંદ્ર અને પૃથ્વી બન્ને તેજહીન ગ્રહો હોવાથી તેમની એક બાજુ ઉપર સૂર્યનો પ્રકાશ પડે છે, ત્યારે બીજી બાજુ તેજહીન હોય છે, અમાસે ચંદ્ર પૃથ્વીની આસપાસની પોતાની પ્રદક્ષિણામાં સૂર્ય ને પૃથ્વીની વચ્ચે **સીધી** લીટીમાં આવે છે, ત્યારે તેની છાયા પૃથ્વીના જે ભાગ ઉપર પડે છે, ત્યાંના લોકોને સૂર્ય આખો કે ઓછો દેખાતો નથી, ત્યારે **સૂર્યનું ગ્રહણ થયું** કહેવાય છે. પુનેમને દિવસે ચંદ્ર, પૃથ્વીની બીજી બાજુએ આવે છે; એ વખતે સૂર્ય ને ચંદ્રની વચ્ચે પૃથ્વી સીધી લીટીમાં આવે છે; તેથી ચંદ્ર ઉપર પૃથ્વીની છાયા પડે છે, એટલે ચંદ્ર ઓછો કે આખો ઘેરાય છે, ત્યારે **ચંદ્રનું ગ્રહણ થયું** કહેવાય છે.

**ગ્રહણના પ્રકાર.**—સૂર્યનું ગ્રહણ ત્રણ પ્રકારનું થાય છે.—**ખગ્રાસ** એટલે જ્યારે તેનું આખું બિમ્બ ઢંકાઇ જાય તે; **ખંડગ્રાસ** એટલે તેના બિમ્બનો થોડો ભાગ ઢંકાઇ જાય તે; અને **વલયાકાર** ગ્રહણ એટલે તેનો મધ્ય ભાગ ઘેરાયલો અને આસપાસનો ગોળ ફરતો ભાગ વલયના આકારમાં પ્રકાશિત રહે તે. હવે ચંદ્ર પૃથ્વીની આસપાસ અંડાકૃતિની કક્ષામાં ફરે છે, તેથી તે કોઇ વખત આપણી નજીક હોય છે અને કોઇ વખત આપણાથી દૂર હોય છે. તેથી જ્યારે ચદ્ર, પૃથ્વીની ઘણી નજીકમાં હોય, ને સૂર્ય ગ્રહણ થાય તો ચંદ્રથી સૂર્યનું આખું બિમ્બ ઘેરાઇ જાય છે, ત્યારે તેને **ખગ્રાસ** કહે છે; જો સૂર્ય ગ્રહણ વખતે ચદ્ર આપણાથી એટલો દૂર હોય કે સૂર્યનું બિમ્બ ઘણા અન્તરને લીધે આખું ઘેરી ન શકે, તો માત્ર વલયાકાર ગ્રહણ થાય છે; પણ ખગ્રાસ કે વલયાકાર ગ્રહણ જ્યારે ચંદ્ર પોતાના સંપાત બિન્દુ (જે બિન્દુમાં કક્ષા એટલે ગ્રહને ફરવાનો માર્ગ કાન્તિવૃત્તને છેદે છે તે બિન્દુ) માં હોય એટલે સૂર્ય, ચંદ્ર, અને પૃથ્વી એક **સીધી** લીટીમાં હોય ત્યારેજ થાય છે; પણ જો ચંદ્ર પૃથ્વી અને સૂર્યને જોડનારી લીટીથી થોડો ઉચે કે નીચે હોય ત્યારે સૂર્યનું થોડું બિમ્બજ ઘેરાય, એટલે તેનો **ખંડગ્રાસ** થાય છે. ચંદ્ર ગ્રહણ ફક્ત બે પ્રકારનાં છે,—**ખગ્રાસ** અને

**ખંડગ્રાસ.** જ્યારે ચંદ્ર પૃથ્વીની છાયાથી આખો ઘેરાઇ જાય ત્યારે ખગ્રાસ થાય છે; જ્યારે છાયાના મધ્ય ભાગથી ઉંચે કે નીચે હોય ત્યારે તેનો ખંડગ્રાસ થાય છે, એટલે બિમ્બનો થોડો કે વત્તો ભાગ ઘેરાય છે.

**દર માસે એકેકું સૂર્ય અને ચંદ્રગ્રહણ કેમ થતું નથી.**—જો ચંદ્ર બરોબર ક્રાન્તિવૃત્તની ભૂમિકામાંજ ફરતો હોત, તો સૂર્ય, ચંદ્ર, અને પૃથ્વીનાં મધ્યબિન્દુઓ હમેશાં એકજ લીટીમાં રહેત; તો દર પુનેમે એક ચંદ્રગ્રહણ અને દર અમાસે એક સૂર્યગ્રહણ થાત; પણ એમ નથી. ચંદ્રની કક્ષાની ભૂમિકા ક્રાન્તિવૃત્ત તરફ લગભગ પાંચ અંશને ખુણે ઝુકેલી છે, તેથી તેની અડધી કક્ષા ક્રાન્તિવૃત્તની ઉત્તરમાં ને અડધી દક્ષિણમાં હોય છે; તે કારણથી ચંદ્ર જ્યારે અમાસનો કે પુનેમનો હોય, ત્યારે ક્રાન્તિવૃત્ત જેમાં પૃથ્વીની છાયાનું મધ્યબિંદુ હોય છે, તેની ઉત્તર કે દક્ષિણે તે એટલો દૂર હોય છે કે ગ્રહણ થઇ શકતું નથી. એ કારણથી પુનેમે ચંદ્રગ્રહણ અને અમાસે સૂર્યગ્રહણ એવાજ સંજોગોમાં થાય છે કે જ્યારે ચંદ્ર ક્રાન્તિવૃત્તની ઘણો નજીકમાં હોય અને તેથી તે તેના સંપાત બિન્દુમાં કે તેની પાસે હોય; કારણ કે તેવાજ સંજોગોમાં સૂર્ય, ચંદ્ર, ને પૃથ્વી એ ત્રણે એકજ લીટીમાં હોય છે. ચંદ્રની કક્ષા હમેશાં પોતાને સમાન્તરે રહે છે, તેથી આવો સંજોગ વર્ષમાં માત્ર બેજ વખત આવે છે; તેથી ચંદ્ર ને સૂર્યનાં ગ્રહણો દર માસે થતાં નથી.

**એક વર્ષમાં કેટલાં ગ્રહણો થાય છે.**—વર્ષમાં વધુમાં વધુ સાત ગ્રહણો થઇ શકે; તેમાં પાંચ સૂર્યનાં ને બે ચંદ્રનાં; અથવા ચાર સૂર્યનાં ને ત્રણ ચંદ્રનાં. સાધારણ રીતે વર્ષમાં ચાર ગ્રહણો થાય છે, પણ તેમાં ઓછામાં ઓછાં બે સૂર્યનાંજ હોય. વર્ષમાં બે ગ્રહણ તો થવાંજ જોઇએ, ને તેમ હોય તો બંને સૂર્યનાંજ થાય; ને તે કારણથી કોઇ વર્ષે ચંદ્રગ્રહણ બિલકુલ પણ ન હોય.

**તેનાં તે ગ્રહણો કયારે ફરી આવે.**—દર ૧૮ વર્ષ ને ૧૦ દિવસે તેનાં તે ગ્રહણ પાછાં થાય છે; એટલે એ મુદ્દતમાં થયલાં ગ્રહણો આપણે નોંધી રાખીએ તો તે પછીના બીજા એટલા સમયમાં તેનાં તેજ ગ્રહણ-તેજ દિવસે, તેટલાંજ ઘેરાયલાં, ને તેજ પ્રકારનાં થશે એમ આપણે અગાઉથી

જાણી શકીએ. એ મુદ્દતમાં એકંદરે સિત્તેર ગ્રહણ થાય છે; તેમાં એકતાળીસ સૂર્યનાં ને ઓગણત્રીસ ચંદ્રનાં થાય છે. એનું કારણ એ છે જે ચંદ્રના સંપાતો પોતાની કક્ષામાં તેજ સ્થિતિમાં પાછા એજ મુદ્દતને અંતે થાય છે, અને એજ મુદ્દતમાં ચંદ્ર, સૂર્ય, ને પૃથ્વીના સંબંધમાં તેજ સ્થળે ફરી આવે છે.

**કઈ દિશામાં ગ્રહણ લાગવા માંડે છે ને કઇ દિશામાં છુટી જાય છે.**—બીજા બધા ગ્રહોની પેઠે ચંદ્ર, પૃથ્વીની આસપાસ પશ્ચિમથી પૂર્વ તરફ ફરે છે, તેથી સૂર્યનાં ગ્રહણો હમેશાં પશ્ચિમ બાજુથી લાગવા માંડે અને પૂર્વ તરફ છુટી જાય, અને ચંદ્રનાં ગ્રહણો ચંદ્રની પૂર્વ તરફથી લાગવા માંડે અને પશ્ચિમ તરફ છુટી જાય.

**ચંદ્રના ગ્રહણથી શું સિદ્ધ થાય છે.**—ચંદ્રગ્રહણ ઉપરથી એ સિદ્ધ થાય છે કે પૃથ્વીની આકૃતિ ગોળ છે; સૂર્ય પૃથ્વી કરતાં ઘણો મોટો છે; અને પૃથ્વી ચંદ્ર કરતાં મોટી છે.

**ચંદ્ર અને સૂર્ય ગ્રહણોનાં મુખ્ય લક્ષણોનો મુકાબલો.**—(૧) ચંદ્રગ્રહણ પુનેમે થાય છે, અને સૂર્યગ્રહણ અમાસે થાય છે; (૨) ચંદ્રગ્રહણ પૃથ્વીના આખા ગોળાર્દ્ધ ઉપરથી દેખાય છે, અને સૂર્યગ્રહણ ફક્ત પૃથ્વીના ઘણા થોડા ભાગ ઉપરથી દેખાય છે; (૩) અપૂર્ણ કે પૂર્ણ ચંદ્રગ્રહણ પૃથ્વીના જે ભાગ ઉપર તે દેખાય તે ઉપરની બધી જગોએ પૂર્ણ કે અપૂર્ણ દેખાય, અને સૂર્યગ્રહણો કેટલીક જગોએ ખગ્રાસ, કેટલીક જગોએ ખંડગ્રાસ દેખાય છે, અને થોડીક જગોએ ગ્રહણ બિલકુલ હોતુંજ નથી; (૪) ચંદ્રનું વલયાકાર ગ્રહણ થતું નથી ને સૂર્યનું થાય છે; (૫) ચંદ્રગ્રહણ વખતે ખગ્રાસ બે કલાક સુધી કાયમ રહે અને સૂર્યગ્રહણ વખતે ખગ્રાસ ત્રણ કે ચાર મિનિટ રહે; (૬) ચંદ્રગ્રહણ પહેલું પૂર્વ તરફથી લાગવા માંડે, કારણ કે પૃથ્વીની આસપાસ તેની ગતિ પશ્ચિમથી પૂર્વ તરફ છે અને સૂર્યગ્રહણ પશ્ચિમથી લાગવા માંડે છે અને તેનું કારણ પણ તેજ છે.

---